પ્રકારનાં, નાચે અપસરા ગાંધર્વ ગાય; બંદીજન બહુ કીરતી વખાણુતારે, જયજયકાર મંગળ ધુની થાય. રઘુ૦ ૬ નભદેવનાં દુંદભી ગડગડે. સુર જોતા ચઢીને વિમાન; દઈ આશીશ પુષ્પ વરસાવતારે, સુર અંગના કીરતી ગાન. રઘુ૦ ૭ જુવે નરનારી સરવે નગ્રની, વધાવે ભરી મોતીડે થાળ; હરખી નરખીને લેછે ઓવારણાંરે, ગણું જીવજો દશરથ બાળ રઘુ૦ ૮ આગળ સાબેલા સરવે શોભતા, છેલ છબીલા રાજકુમાર; જરી જીન મણીના મોરડારે, રત્ન જડીત પલાણ તોખાર. રઘુ ૯ એવું આપતા સુખડું સર્વને, તોરણ આવ્યા ત્રિભોવનભુપ; ગિરિધારી પ્રભુ ગુણવંતનુરે, સરવે મોહ પામ્યા જોઈ રૂપ, રઘુવરજી ઘોડે ચઢયા. ૧૦ વલણ--રૂપ જોઈ રઘુવરતણું, માહ પામ્યાં નરનારરે; હવે સાસુ આવ્યા પોંખવા ત્યાં, થઇ રહયો જયજયકારરે. ૧૧ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં બાળકાંડેભ્રાતૃભીસહ શ્રીરામચંદ્રસ્ય અશ્વારોહણંકૃત્વામંડપ સામીપ્યાગમનંનામએકચત્વારીંશોધ્યાય: ૪૧

## અધ્યાય ૪૨

રાગ ચાલ ચાતુરીની--વરરાય રાય તોરણ આવીયા, તે અશ્વ ઉપરથી ઊતાર્યા; મણી બાજઠપર ઊભા રહ્યા, આવ્યા આચારજ હરખે ભર્યા. ૧ સુનેનારાણી જનકની, સુમતી તે કુશ કેતુ તણી; તે બન્યો આવી પોંખતા, ગાય ગીત ગોરી અતિ ઘણી. ૨ શતાનંદ વશિષ્ઠ કૌશિક, આદે મુનીવર આવિયા; વિધીયે કરી પુજન કરાવ્યું, ચારે વર પોંખાવિયા. ૩

મધુપર્ક વિધી વહેવાર સર્વે, આરતી વરની કરી: એમ પુરૂ-
ષોત્તમને પોંખીયા,રાણીયો અતિ હરખે ભરી ૪ ત્યાં મંડપ-
માં ક્ષેમાહરૂં,બાજઠ કનકમણીના ધર્યા;વરરાયને પધરાવિયા
આચાર કુળ રીતે કર્યા.૫ સહુ ભુપને બેસાડિયા,તે મંડપમાં
આદર કરી; એક ખંડમાં મરજાદથી;ત્યાં બેસાડી સહુ સુંદરી
૬ પુરજન પરિજન જ્ઞાતિ ગુરૂજન, બેઠા મંડપમાં મળી;સહુ
લગ્નરચના જુવે છે,વાજીંત્ર બહુ વાજે વળી.૭ કનકઝારી જળ
ભરી લાવી, રાણી સુમેધા વાહાલમાં; પગ પખાળ્યા વરના
વિદેહે, કનક કેરી થાળમાં. ૮ યજ્ઞોપવિત પહેરાવીયાં, તે વેદ
મંત્રે અનુસરી; જનકે તે વરને પુજ્યા, પછી શોડષ ઉપચારે
કરી. ૯ લગ્નઘટિકા સાધે ગણીક,ઘડીયાળ બાંધીને તદા; પછી
પધરાવી ત્યાંચાર કન્યા,શણગારીનેસર્વદા ૧૦સાવધાનવા-
ણી વિપ્ર બોલે,અંતરપટઆડા ધર્યા;મંગળાષ્ટક ઊચ્ચારકર-
તા, મુનિ મન હરખે ભર્યા. ૧૧ જ્યારે લગ્નઘટિકા પુર્ણ થઈ,
ત્યારે વેદઆચારજ ભણે;મંગળાક્ષત મંત્રીને કર,આપ્યાવર-
કન્યા તણે.૧૨ કન્યા કેર શીશ ચરણે,વરે મુકયા તેજદા; પછી
વર તણે પદ શીશ અક્ષત, કન્યાયે મુકયા તદા. ૧૩ એમ વેદ
વિધીયે લગ્ન થાય,કર્યો હસ્ત મેળાપ;સ્વસ્તિવાચન બોલતા;
વરમાળ ઘાલી આપ. ૧૪એમ ચાર કન્યા કરી અર્પણ,જનક
ભુપે ત્યાંય; મંગર તુર વાજીંત્ર જયજય, થાય મંડપ માંય.
૧૫ રામ સીતા પરણીયાં, ઉર્મીલાને લક્ષ્મણ વર્યા; શત્રુઘન
શ્રુતકીરતિયે, માલવી ભરત હરખે ભર્યા. ૧૬ મંગળ ફેરાફરે

છે, વરકન્યા હરખે અતિ ઘણું; શેષનાગ ન કહી શકે અતિ, શોભા સુખ તે સમે તણું. ૧૭ મણિથંભમાં પ્રતિબીંબ ભાસે, ફરે વરકન્યાય; અલંકાર અંગે ઝળકતા, શી વરણવું શોભાય, ૧૮ જાણે ચાર અવસ્થા શોભીયે, અભિમાનીસાથેજેમ; એમ ફેરા ફરતાં તે સમે, વરકન્યા શોભે તેમ. ૧૯ ચાર મંગળ વરતીયાં, જનકે કર્યાં બહુ દાન; વળી જાચકને આપ્યું ઘણું, ધન વિપ્રને દેઈ માન. ૨૦ શાખોચ્ચાર કરે પરસ્પર, આચારજ તેણી વાર; કુળ રીતથી વરકન્યા વળતાં, આરોગ્યાં કંસાર. ૨૧ હોમ હુતાશનમાં કર્યા, ગોત્રજ પુજા પ્રસન્ન; એમ વર કન્યા પરણી રહ્યાં, પછી કરાવ્યું ધરૂવ દરશાન. ૨૨ ગુરૂ ચરણ નમીયા ભાવશું રઘુવીર સાથે ભ્રાત; પછી પિતાને પાયે નમ્યા, પદ વંદન કરી માત. ૨૩ મિથુલાપતિના કોડ પહોત્યા, હરખ્યા દશરથ ભુપ; વખાણે છે જન સકળ, જોઈ વરકન્યાનું રૂપ. ૨૪ વલણ-- વરકન્યાનું રૂપ જોઇને, હરખે સહુ નરનારરે; દુંદભી વાજે દેવનાં, થઇ રહ્યા જયજયકારરે. ૨૫ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં બાળકાંડેભ્રૂતૃભીસહશ્રીરામસ્યસીતાદ્વિજકપુત્રીભીલગ્ન:કર્ણનામદ્વીચત્વારીંશોધ્યાય: ૪૨

## અધ્યાય ૪૩

રાગ રાવળ ધનાશ્રી—શ્રોતાજન સુણો ભાવ ધરીને, પાવન રામ કથાયજી; નિત નિત આનંદ મિથુલાપુરમાં, મંગળ ઊચ્છવ થયાજી. ૧ શ્રીરામ લગ્ન જોઇ મગ્ન થયા, મુનીદેતા આશીરવાદજી; ક્ષણ ક્ષણમાં થાય પુષ્પવૃષ્ટી; કરે દેવ દુંદુભી

નાહજી. ૨ શિવબ્રહ્મામધવાપતિ આદે, દેવસકળ કહેવાયજી તે વિપ્ર વેશ ધરી આવ્યા જનકપુર. જોવા રામ વિવાહજી. ૩ અન્ય મુનીવર પૃથ્વી કેરા; માનુભાવ માહાનંતજી; તે લગ્ન જોવાને જનકપૂર આવ્યા; પામ્યા હરખ અનંતજી. ૪ નગ્ર નિવાસી નરનારી જન, ગીત મંગળ સહુ ગાયજી; અવધ-વાસી જન સુખ બહુ પામે. આનંદમાં દિન જાયજી. ૫ નિત નિત ભાવના ભોજન બહુને, નિતનિત ઝાઝા માનજી; નિત-નિત નવલારંગ વિધાનો, નિતનિતનવલાંગાનજી. ૬ સરવે પ-પરસ્પરવાતો કરેછેનરનારીગુણવાનજી, દશરથજનકસંબંધી સરખા ભૂપતિ ભાગ્યવાનજી. ૭ અન્ય સમોવડનથી આ જગમાં, ઉપમા એહ સમ નજી, વિવેકવૈરાગ જેવાનૃપ જાણે, વરકન્યા ભક્તિજ્ઞાનજી. ૮ એમ પુરજન સરવે વાતો કરે, રખે રામ હ્યાં થકી જાયજી; ઘણાદિવસ હ્યાંરઘુપતિ રહેતો, આપણે મહાસુખથાયજી. ૯ પછી સરવ સભા સાંભળતાં બોલ્યા રાય વિદેહવચનજી; કૃપાકરીએકમાસ રહે. મુજ ઘેરદશરથ રાજન-જી. ૧૦ ત્યારેશ્રીરામેસમશ્યાકરીગુરૂને, સમજાય બ્રહ્મ કુમારજી આગળ કામ ઘણાં કરવાં છે, જે કારણ ધર્યો અવતારજી. ૧૧ પછે બાર દિવસ રહ્યા મિથુલાપુરમાં, સાથ શું દશરથ રાયજી; ત્યારે વશિષ્ટ ગુરૂ કહે ભૂપતિ હવે, અમને કરો વિદાયજી ૧૨ તમો અમને ઘણું સુખ આપ્યું, અતિ સેવા કરી રાજનજી; રામને હવે ગમતું નથી, મૂકયે થયા ઘણા દિનજી. ૧૩ એવાં વચન સાંભળી મુનિવર કેરાં, જનક ઉઠયા તેણીવારજી, પેહે-

રામ ગા બહુ વિધની આપી, કહેતાં ન આવે પારજી. ૧૪ હય ગજ રથ મણિ ભૂષણ પટકુળ, પહેરાવ્યાં નર નારજી; ગ્રામ સૈન્ય સુખ આસન સજજા, દાસી દાસ અપારજી. ૧૫ સકળ જન સંતોષીજનકે કરજોડી લાગ્યા પાયજી; વિનય વચનથી કીવિનતી, રીઝ્યા દશરથ રાયજી. ૧૬ પછીકન્યા એશણુગારી સુંદર, વળાવી તેણીવારજી; વાજીત્ર વાજે વિધ વિધનાં થઇ રહ્યા જયજયકારજી. ૧૭ સૈન સકળ સાવધાન થયું ને, ચાલ્યા દશરથ ભુપજી; રાણીયોસહુસુખાસન બેઠી, વરકન્યા અનૂપજી. ૧૮ ચારહસ્તીશણગાર્યા સુંદર, બેઠા ચારે ભાતજી નિજ વધુ સહિત સંગાથે શોભે, ભુષણ નાના ભાતજી. ૧૯ એવી શોભા સહિત રઘુપતિ નીકળ્યા નગ્રની બહારજી; જનક ભુપતિ જાનવળાવા, ચાલ્યાતેણીવારજી. ૨૦ત્યારે નારદજીએ કર્યું કૌતક બદ્રીકાશ્રમ ગયા મુન્યજી; ભરગુપતિ બેઠા છે તપ કરતા, ત્યાં જઈ બોલ્યા વચનજી. ૨૧ ફરશુરામ સુણો વચન અમારૂં, બેશી રહ્યા શું આંહેજી; ત્રંબક ધનુષ તમારૂં રામે, ભાગ્યુ જનકપુરમાંહેજી. ૨૨ ત્યારે ભાર્ગવ કહે ભગવાનજ એ છે. અવતાર કૃત્યઅમારોજી; નારદ કહે છે કે બ્રાહ્મણ થઈ ગયા, શો રહ્યો મહિમા તમારોજી. ૨૩ કિંચિત ક્રોધ જો નહિ રાખો તો, થશે મૃત્યુ તમારૂં વહેલુંજી; જુવોજ મદગ્નિએ ક્રોધ તજ્યા ત્યારે; વિઘ્ન થયું ઘણું પહેલુંજી. ૨૪ એવાવચનસાંભળીનારદ કેરાં, ચઢયો ક્રોધ અપારજી; તરત ઉઠીને આવ્યા જનકપુર સાથ બ્રહ્મકુમારજી. ૨૫ જેમ બળિયોસિંહસુતેલોઉઠે, છંછે-

ડર્યો વિખ ભુપજી; હિરણ્યકશ્યપુ કારણજેમસ્થંભથી. પ્રગ-
ટયા નરહરી રૂપજી. ૨૬ જેમઘીહોમ્યેથીવૈશ્વાનળની, પ્રચંડ
થાયે જવાળજી; અમફરશીધરઅતિ ક્રોધે આવ્યા, જાણે કરશે
મલ્લેકાળજી. ૨૭પુરમાંથીજયારે જાન નીકળી, દશરથ સહિત
સમાજજી; ગજ રૂઢ થઈ આગળ ચાલે, શ્રી રામચંદ્ર રઘુરા-
જજી. ૨૮તેણે સમત્યાંભરગુપતિઆવ્યા,ક્રોધેકાળસ્વરૂપજી
દૂરથકી તે દીઠા ત્યારે, કંપ્યા સરવે ભુપજી. ૨૯ વક્ષણુ-
કંપ્યા સરવે ભુપતિતે, જોઈ જમદગ્નિ કુમારરે; સંકોચ પામ્યા
જનક દશરથ, શું થશેઆણીવારરે. ૩૦ ઈતિશ્રીરામચરિત્રે સં-
મતવાલ્મિકી નાટકધારાયાં બાલકાંડે નારદવચનાતફરસુરા-
માગમનં નામત્રીચત્વારીંશોધ્યાય: ૪૩

## અધ્યાય ૪૪

રાગ મારૂ---આવ્યો ઉપવનમાં સહુ સાથ, એવે સામા
સહ્યા ભૃગુનાથ; ઊભા સનમુખ મારગ રોકી, કોઈ શૂર શકે
નહી ટોકી. ૧. જયારે દીઠા રેણુકાતન, સરવે ભય પામ્યા ઘણું
મન; થંભ્યું સોળ પદમ દળ ત્યાંહે, મોટા ભુપ કંપ્યા મન
માંહે. ૨ રાયજનકને દશરથ ભુપ, કંપ્ય જોઈ ભૃગુપતીનુ રૂપ
તપ્ત કાચન જેવું તન, હુત પામેલો હુતાશન. ૩ કર ફરશી
ધર્યે ચાપ સ્કંધ, અક્ષે ભાથા કટીબંધ. શિરજટા મસ્તકે ધરી
અંગ, નેત્ર વિશાળ લોહીતરંગ. ૪ ફરકે અધરભ્રકુટી કપોળ;
ક્રોધે તન થયું રાતું ચોળ; ક્ષત્રી કુળ નિકંદનકશાનું, જેવો પ્રલે-

સમેનો ભાનુ. ૫ એવા દીઠા ફરશુરામ, ત્યારે મુકીસરવે મામ; તે સમે પોતે રઘુવીર. ચલાવ્યો ગજ શ્રી રણધીર. ૬ ભ્રગુપતી સનમુખ શ્રી રામ, ગજ રાખ્યો પુરણ કામ; તવ ઉતર્યા જુગદ્ધાધાર, ઉપર રહીને કર્યો નમસ્કાર. ૭ જોઈ ક્રોધ ચઢયો અતિમન, અલ્યા કોણ તું કોનો તન; રામ કહે સુણો મુનિવર સુત્ર, હું દશરથ રાયનો પુત્ર. ૮ રામ નામ મારૂ દ્વિજરાજ મેં કર્યું ધનુ ભંગ ગજકાજ, એવું સાંભળીને ભ્રગનાથ, ક્રોધેબોલ્યા કરી ઉંચો હાથ. ૯ ચઢયો મરગગ મહા અભિમાની, મુને આવી નમ્યો નહી માની; ક્ષત્રી કુળ થયો ઉત્પન, અવિવેકી દુષ્ટતા મન. ૧૦ રામ કહે હું ન સમજયો મન, શસ્ત્રધારી ન જાણ્યા બ્રહ્મ; જો જાણું તમને દ્વિજરાય. તો હું આવી નમું તમ પાય. ૧૧ જેમ નટુવો ધરે બહુ વેશ. મને એમજ ભાખ્યુ મુનેશ; ત્યારે બોલ્યા ફરશુરામ, નથી માગ ખતો મને રામ. ૧૨ આ જો ફરશુની તીક્ષણ ધાર, કર્યે ક્ષત્રી તણો સંહાર; મારૂં નામ સુણીને અર્ભ. છુટે ગર્ભવંતીના ગર્ભ. ૧૩ એણે મારૂહું તુજને આજ, તેં કર્યું ઘણું કુડું કાજ; ભાગ્યું ત્રંબક શિવનું પ્રચંડ, માટે દેવો ઘટે તન દંડ. ૧૪ ત્યાર થાય મારૂં પ્રતિકાજ ગુરૂનો રાખ્યો ટળુ આજ; કહે રઘુપતી સુણો મુનિશ, આવડી કરો શાને રીશ. ૧૫ એ સડેલું સરાસન જુનું, પોચું વિત્ત રહિત પુરાણું; ભાગ્યું ચઢાવતાં ન ખેવ. તેમાં હું શું કરૂં મુનિ દેવ. ૧૬ અમો બાળપણામાં એવાં, ધનુ તોડયા ત્રંબક જેવાં; તમારે હોય અની આશ, તો મંગાવો કારીગર પાસ. ૧૭ એવાં

સાંભળીહાંસીવચનનવ કહેજમદગ્નીનન; અલ્યારામતું બોલ વિચારી, આ જો તીક્ષણ ફરશી મારી. ૧૮ એણે ક્ષત્રી માર્યા અનંત, શુરવીરનોઆણ્યો અંત; તું બોલેછે વક્રવચન, જાણી બાળક આંખુ મન ૧૯ શું જાણે મને હેરળવીમ, પુછી જેમુજ કારજ ક્ષિપ; રામ કહે શું દેખાડો કુઠારી, ભાટની પેરે કીરતી વિસ્તારી. ૨૦ નોહે કુસુમાંડ ફળ શિશુ પ્રાય, જે તરતજની દેખી વિલાય, હું છું રઘુકુળકેરો તન, એ દેખાડે ડરૂ નહી મન ૨૧ કહે ભરગુપતી હોય પ્રબુદ્ધ, તો તું કર મુજ સાથે યુદ્ધ અરે તમ પ્રત્યે મુની રાજ કેમ શસ્ત્ર હું મારૂ આજ, ૨૨ સ્ત્રીરોગી ને મુરખ બાળ, પરાધીન અંધ પંગાળ; વૃદ્ધ બ્રાહ્મણ ગુરૂ ને ગાય, જેષ્ટબંધુ ને માતપિતાય. ૨૩ જેહો શસ્ત્ર રહીન વિરથ પળાયે રણથી સમરથ; એટલા પર જો કરે ઘાત, તે અધરમી પામે નર્કપાત ૨૪ આ લોકે પામે અવજશ, પડેનરકમાં અંતે અવશ, તમો બ્રાહ્મણ સાથે આજ, યુદ્ધ કેમ કરૂં મહારાજ. ૨૫ અલ્યા ધર્મ તારો હું જાણું, પરપંચી પ્રતીત ન આણું; આજ થઈ બેઠો મોટો સાધ મારી તાડીકા વિન અપરાધ. ૨૬ તેણે શો કર્યો તુજ અન્યાય, કરી સ્ત્રી તણી હત્યાય; રામ કહે તે અધરમી અપાર, નિત્ય કરતી મુનીનો અહાર, ૨૭ તેમાં શાનો કર્યો અન્યાય, તે નહતી કાંઈ મારી માય; તમો નિજ માતને મારી, તમથી કયો બીજો દુરાચારી. ૨૮ તમો બ્રાહ્મણ થઇને આજ, શસ્ત્ર ધર્યાં શું કરવા કાજ; શસ્ત્ર મુકીને ધરોજઈ ધ્યાન, કરો જપ તપ ને અનુષ્ઠાન. ૨૯ વલણ—અનુષ્ઠાન

જપ તપ કરો જઈને, શસ્ત્ર મુકીનીરધારરે; એવાં વચનરામનાં સાંભળી, ભરગુપતિ કોપ્યા અપારરે. ૩૦ ઈતિશ્રીરામચરિત્રે સંમતવાલ્મિકીનાટકધારાચાંબાલકાંડેશ્રીરામપરશુરામસં-વાદોનામ ચતુશ્ચત્વારીંશોધ્યાય: ૪૪

## અધ્યાય ૪૫

રાગ સામેરી---અનીહાંરે ભરગુપતિ કોપ્યા સુણી રામવ-ચન, અતિ ઘણો વ્યાપ્યા કામાનુંજ તન; અનીહારે રીસેકરી રાતાં થયાંછે લોચન. વીરરસ પ્રગટયો રોમાંચિત તન. ૧ (ઢાળ.) તન રોમાંચિત મન કરોધ પ્રગટયો, ગાજીનેબોલ્યા ભરગુપતિ; અલ્યા શૂરો બળિયો હોય તો, મુજ સાથ યુદ્ધકર રઘુપતિ. ૨ એમ કહી શરાશન કર ગ્રહ્યુ. સંધાનકરીયું બાણુ; ત્યારે રામે ધનુષ ચડાવીને. કર્યું શર તણું સંધાણ ૩ ભાર્ગવ કહે તું મૂક શર, ત્યારે બોલ્યા શ્રીરઘુવીર; તમો વિપ્ર માટે પ્રથમ મૂકો, સુણો મુનિ મતિધીર. ૪ ત્યારે ફરશુરામે સજ થઈને. નંત્ર ભાણીયા સાચ; ધનુષ ખેંચી કરણ. સુધી મૂકીયું નારાચ. ૫ સુસવાટ કરતું છટીયું, વીજળી સરખું બાણુસહુ દિશાઓ દીપાવતું. જેમ અગ્નિજવાળા પ્રમાણ, ૬ તે બાણુ દ્વારે ભરગુપતીનું, તેજસરવે જેહ: રઘુવીરનામુખનાં પ્રવેશ્યું, પરમ જયોતી તેહ. ૭ તે બાણુ પાણ તેજે કરીને, થયું તેજ સ્વરૂપ; ઈશ્વરના ગુણ બળ પ્રભુના અવતાર કૃત્ય અનુપ. ૮ સુરીનર મુનિવર સરવ જોનાં, સમાયું તેણી વાર; થઈ પુષ્પ-

વૃષ્ટી રામ ઉપર, દુદુંભી જયકાર ૫ ભરગુપની થયા નિસ્તેજ ત્યારે વીપ્ર કેવળ રૂપ તતકાળ નમીયારા મને, સાષ્ટાંગ ભરગુકુળભુપ. ૧૦ ત્યારે ગજ ઉપરથી ઉતર્યા, રઘુવીર તેણી વાર; ભેટીયા ભાર્ગવ તદા, વરતીયો જયજયકાર. ૧૧ પછે ફરશી ધર કર યુગલજોડી, રોમાંચિતગદવાણુ; સ્તુતીકરતા રામની તે રહ્યા સનમુખ જાણુ. ૧૨ (તોટક છંદ. જય રામ સદા સુખ ધાણુ જન, મનકામતરૂ ઘનશ્યામ તન; અવધીપુર પાવન પુન્યધગ, અજનંદન વંદનભુપ વરા. જનની કઉશલ્યા ભાગ્યભરી, તન પુરણ બ્રહ્મ અખંડ હરિ અજ આદિ અનંત અરૂપ યદા, જન સાહ્યક રૂપ સગુણ સદા. કરૂણાયતનં મનુજાદઅર, પટપીત તનુ ઘનસ્યામ હરી; સરસિહનેન કૃપા ભવનં, પરમારણ ભોગ છબી ક્વનં. ધૃત સાયક ચાપ નિખંગવરા, ક્રત એ રજનીચર હીન ધરા, જગતીતળ પાવન રૂપ ધરી, પદ તીરથરાજ નુતોન કરો દશરથનંદનભુપમણી સુતનં જશ મંગળ વ્યાપી રહ્યો ભુવનં; જય શેષ મહેષ ગિરેષ ગણું સ્તવતે ગુણ પાવન મુકતરણ દુખદીનદરિદ્રવનંદવનં, પ્રણુમામી વિદેહસુતારમનં; જગ જીવઅનીક ચરાચર જે. ભટકે ભવ કુપ અજા સરજે. તવ ભક્તિ વિના મદ મુઢ મતિ, સપને ન લહે સુખ લેશ ગતી; પરમાનંદ પુરણ કામ વિભો. પ્રણુતારતીમોચન પાહી પ્રભો. અજ આદી અનામય ચીદઘનં, મનમાનસહસરીપુઅતનં; સનકાદીક નારદ દેવ પતિ, નિગમાગમ સાર અપાર ગતિ. મદ મોહ નિશાતમદીનકરં, ખળ

નાગહન્ત મૃગરાજ વરં; ત્રય તાપશમાનવન નામ વિધુ, ભવ રોગ નિવારણ ગીત મધુ.તરણી કુળકંજપ્રકાશરવી, પ્રગટયા હત માઇક ભાર ભુવી; રઘુવીદ્દ મહા રણધીર ધરં, પ્રણમામી અભીમત દાનવરં. (દોહરા.) અખિલ વિશ્વ મંગળ કરણ, હરણ સકળ ભવ પીર; લીલા વિગ્રહ વપુ ધરણ, જયજય શ્રી રઘુવીર ૩૨ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં બાળકાંડેપરશુરામકૃતશ્રીરામસ્તુતિનિર્નાનપંચચત્વારીંશો.

# અધ્યાય ૪૬

રાગ ધનાશ્રી—સ્તુતિસુણી બોલ્યા શ્રીરઘુવીરજી, સુણો મુજ વાયક ભરગુનાયકધીરજી; મેં જે ચઢાવ્યું ધનુષપરબાણજી તે પાછું ફરે નહિ એ નિરવાણજી. ૧ (ઢાળ.) નિર્વાણ બાણ અમોઘ મારૂં, ક્યા મુકું હું આજ: નવ ઉતરે પ્રત્યંચા થકી, માટે કહો મુનીરાજ. ૨ ત્યારે ભરગુપતિ કહે રઘુપતિ, એ મુકો શર નભમાં હે; કાળને છેદા તમો, મુજ મૃત્યુ આવે જ્યાં હે. ૩ મૂજ કાળ કયારે થાય નહિ, કરો મૃત્યુ મારગ રોધ; સદા અમર કરો મન, હું સાધીશ તપ નિજ બોધ. ૪ એવું સાંભ-ળીને મૃત્યુ મારગ, મૂકીયું તે બાણ; નિરાધ કીધો કાળ મારગ, મૃત્યુંજય કૃત ત્રાણ ૫ તે સમે ફરશુરામનું, આવતું હતું અ-વશાન; ત શર થકી નિરાધ કીધો, જીત્યું મૃત્યુ માન. ૬ ભરગુ-પતિ મૃત્યુ નિરોધ કૃત, રઘુપતિ બાણ વિચિત્ર; એ કથા છે હનુમાન નાટક, વિશે પરમ પવિત્ર. ૭ પછે નમ્યા શ્રીરગુવીરને

જમદગ્નિનંદન જેહ; બદ્રિકાશ્રમમાં ગયા, તપ કરવા બેઠા તેહ. ૮ એવી પ્રભુતા જોઇ રામની, આશ્ચર્ય પામ્યા ભુપ; સહુ મુની આશિરવાદ દેતા, અખિલ મંગળ રૂપ. ૯ સજન સકળ હરખ્યા તદા, વરત્યો જયજયકાર; ભરગુપતી સાગર ક્રોધ જળથી, ઊતર્યા તે પાર. ૧૦ પછી વળ્યા જનક વળાવીને, ભેટિયા દશરથ રાય; વાજીંત્ર વાજે અતિ ઘણાં, સહુ અવધપંથ પળાય. ૧૧ માર્ગે જે રાજા મળ્યા તેણે, કર્યો બહુ સતકાર; એમ કુશળ રઘુપતિ જાન સાથે, આવ્યા પુર મોઝાર. ૧૨ શુભ મુહુર્તમાં મંદિર પ્રવેશ્યા, પૂજ્યા ગુરૂ મુનીરૂપ; વધુ સહીત ચારે પુત્ર જોઈને, હરખ્યા દશરથ ભુપ. ૧૩ ગોત્રજ પુજા વિધી કરી, આપ્યાં અપરિમિત દાન; સહુ નગ્રને ભોજન કરાવ્યું, થાય મંગળ ગાન. ૧૪ અવધપુરના લોક સરવે, હરખીયા નરનાર; રઘુવીર વિવાહ ગીત મંગળ, ગાય ગુણ વિસ્તાર. ૧૫ ઘેરઘેર તોરણ પતાકા, સાથીયા કુંભવિતાન; નિત નવાં ભુષણ ધરી, નારી કરે મંગળગાન. ૧૬ સહુ વિશ્વનો આનંદ મંગળ, સમેટી સમુદ્રાય; તે અવધપુરમાં રહ્યો આવી, નગ્રમાં ન સમાય. ૧૭ પ્રસર્યો પછી તે દશદીશા, વિસ્તર્યો ચૌદ ભુવન; પદ રામ પદ્મપરાગ વાસિત જેમ મળયાચળનો પવન. ૧૮ એ સુખ સમાજ અવધપુરી, રઘુવીરનો વિવાય; કોટી અનંતગિરાથકી વરણવી ન વ કહેવાય. ૧૯ રાજધાની દશરથ રાયની, સુખ સકળ શોભાખાણ; તે વિસ્તારીને વખાણતાં, હારે કવિ નિર્વાણ. ૨૦ વાલ્મિક મુનિ આદ્દે કવિ તેણે કહ્યાં ચરિત્ર અપાર

મેં મંદ બુદ્ધિયે કરી, કિંચિત કર્યો વિસ્તાર. ૨૧ એ બાળકાંડ-
ની કથા કોઈએ. પૂરણ નવ કહેવાય; લીલાસાગર સુધારસ
રઘુવીરનો વિવાય. ૨૨ જે ગાય શીખે સાંભળે. આદરે શ્રદ્ધા
પ્રેમ; સહુ પાપથી મૂકાય પ્રાણી, થાય મંગળ ક્ષેમ. ૨૩ કરે
મનન રામ ચરિત્રનું, સમજે કથાનો મર્મ. નિજભક્તિ આપે
તેહને, રઘુવીર પૂરણ બ્રહ્મ. ૨૪ અમૃત નિત્યે સેવના જે, અ-
મર વસતા વ્યોમ; તે સુધાપાને પડે પાછા, ક્ષીણ પુન્યે ભોમ
૨૫ પણ કથા અમૃતપાન કરતાં, જન અમર તે થાય; પદ
મૂકી મસ્તકપર સુર તણે, અપવર્ગ પંથ પળાય, ૨૬ એ અધી-
કતા અમૃત થકી રઘુવીર જસ મહિમાય; જે બ્રહ્મવેત્તા મુક્ત
તે પણ, કથા નિત્યે ગાય. ૨૭ કરે શ્રવણ સાદર એ કથા, મન
પ્રેમથી ઊલાસ; રઘુવીર તેના રૂદેમાંહે, સદા પુરે વાસ. ૨૮
વાલ્મિકી રામાયણ થકી પ્રાકૃત કર્યો વિસ્તાર; માંહે નાટક ધારા
તણો, સંમત મેળવ્યો છે સાર. ૨૯ બાળકાંડની કથા પૂરણ
કરી મતિ અનુસાર; પદ પૂરાં સત્તરસેં ને પાંત્રિસ, કથા રસિક
વિસ્તાર. ૩૦ સહુ સંત કવિજન મહામતિ; કહું વિનવી ક-
રજોડ, પ્રાકૃત વાણી સાંભળી, મુજને ન દેશો ખોડ. ૩૧ ગુરૂ
પુરૂષોત્તમ શ્રીધર કૃપાયે, કરી કથા આનંદ; દાસ ગિરિધર નિ-
મિત માત્ર, એ કર્ત્તા શ્રીગોવિંદ. ૩૨ એ બાળકાંડની કથા કહી
જેના અધ્યાય છે તાળિસ; હવે અયોદ્ધાકાંડની કથા કહું કૃપા
શ્રી જુગદીશ. ૩૩ વલણ—જુગદીશ કેરી કૃપાયે, કહું અ-
યોદ્ધાકાંડ ક્યાયરે; શ્રોતાજન સહુ ભાવ ધરી, કહો જયજય

વૈકુંઠરાયરે. ૩૪ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધા-
રાયાંબાળકાંડેભારતૃભારતૃવધુભી:સહ સીતારામ અયોદ્ધાપુર
પ્રવેશ મંહોત્સવોનામષડ્ચત્વારીશોધ્યાય:૪૬બાંલકાંડ સ-
માપ્તશુભં ભવતુ. શ્રી કૃષ્ણાર્પણ મસ્તુ:

ઇતિ શ્રી

# બાળકાંડ સમાપ્ત.

# ગિરધરકૃત રામાયણ.

## અથ શ્રી અયોધ્યાકાંડ પ્રારંભ.

### અધ્યાય ૧

શ્રી ગણેશાય નમઃ અથ શ્રીરામચરીત્રે અયોધ્યાકાંડ લીખ્યતે.

રાગ કાફીની દેશી—શ્રી ગુરૂપદપંકજ ઉપર, હું વારીરે; રહું ધરી મન મધુકર રૂપ; જાઉં બલીહારીરે. ૧ જે જકત અંકુરના મુળ કંદ, હું વા૦; જે કૈવલ્ય પદના ભુપ, જાઉં૦ ૨ વૈરાગ વેલી તણા પુષ્પ, હું વા૦; જે મંગળ સુખના સમુદ્ર, જાઉં૦ ૩ વેદાંતસિંધુનામીનરૂપ, હું વા૦; નભશાંતિરસનાચંદ્ર, જાઉં૦ ૪ જે ધીરજ મેરૂ તણા શિખર, હું વા૦; દયા જળધર રૂપ દયાળ, જાઉં૦ ૫ અજ્ઞાન તીમીરના પ્રકાશ રવી, હું વા૦; સત્વ સરોવર કંજ કૃપાળ, જાઉં૦ ૬ ભક્તિ વિરક્તિ જ્ઞાન શુધ, હું વા૦; ત્રિગુણાત્મક તીર્થરાજ, જાઉં૦ ૭ શુદ્ધ બ્રહ્મ ભાગીરથીના જળછો, હું વા૦; ભવસિંધુ તારક ઝાઝ, જાઉં૦ ૮ એવા સદ્‌ગુરૂ નાથ અનાથ તણા, હું વા૦, નથી ઉપમા સમ કહેવાય, જાઉં૦ ૯ પારસ લોહનું હેમ કરે, હું વા૦; પણ આપ રૂપે નવ થાય, જાઉં૦ ૧૦ સુરભી ચિંતામણી કલ્પતરૂ, હું વા૦; ઇચ્છિત

ફળ આપે તેહ, જાઉં૦ ૧૧ ગુરૂ પોતાને રૂપે કરે, હું વા૦; મણુ મેળવે નિઃસંદેહ, જાઉં૦ ૧૨ નિજ માબાપ જન્મ મરણ પામે, હું વા૦; યોની પ્રત્યે નવાં નવાં થાય, જાઉં૦ ૧૩ શ્રી ગુરૂ જન્મ મરણ ટાળે, હું વા૦; વળી સ્વતંત્ર એક સહાય, જાઉં૦ ૧૪ એવા શ્રી ગુરૂને નમસ્કાર કરૂં, હુ વા૦; ગાઉં સુખનિધી કરૂં રામચરિત્ર, જાઉં૦ ૧૫ નીજસેવક જાણી કૃપા કરજો, હું વા૦; સહુ ભગવતી સંત પવીત્ર, જાઉં૦ ૧૬ કરૂણા અનુગ્રહ કરજો ઘણી, હું વા૦; કવી હરીજન મોટા સાધ, જાઉં૦ ૧૭ જેમ તેમ ગુણ ગાઉં રામ તણા, હું વા૦; તેમ ક્ષમા કરજો અપરાધ, જાઉં૦ ૧૮ જેમ બાળક બોલે બોબડું, હું વા૦; સુણી માત પિતા હરખાય, જાઉં૦ ૧૯ એમ પ્રાકૃત વાણી સાંભળી, હું વા૦; મન ધરજો વાત્સલ્યતાય, જાઉં૦ ૨૦ હરિ ગુરૂ સંત તણે ચરણે હું વા૦; નમું પ્રીતે વારંવાર. જાઉં૦ ૨૧ બાળક બુધ્ધે કર જોડી, હું વા૦; કરૂં રામ કથા વિસ્તાર, જાઉં૦ ૨૨ વલણ— રામ કથા વિસ્તાર કહું છું, દ્રઢ વિશ્વાસ મનમાં ધરી; કર જોડી કહેદાસગિરધર, શ્રોતાજન બોલોશ્રી હરી. ૨૩ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅયોધ્યાકાંડેપ્રથમોધ્યાયઃ ૧

## અધ્યાય ૨

રાગ દેશાખ—શ્રી રઘુવીર ચરિત્ર કથામૃત, લીલા સિંધુ અપાર; પ્રાકૃત વાણી પદબંધ કરૂં છું, બુધ્ધિમાને વિસ્તાર. ૧ બાળકાંડમાં પ્રથમ કથા કહી, રાવણ કુળ ઉત્પન્ન; દશરથ લગન શ્રવણ વધ સમર, શૃંગીચરિત્રજગન. ૨ હનુમંતની ઉ-

ત્પત્તી કહી, પછી રામ જન્મ સમુદાય; બાળચરિત્ર કહ્યું રાઘ-
વનું, તીર્થાટન વિદાય. ૩ વિશ્વામિત્રઆગમનઅવધપુર;વ-
શિષ્ટ બોધ વિચાર; તાડિકા વધમખરક્ષણનિશિચર, આદિ-
સુબાહુસંહાર. ૪ મુનિવધુશાપમુકતકરીને,સુણીસીતાજન્મ
કથાય; જનકપુરીમાં પ્રવેશ્યા વળતા, સ્વાગત કીધી રાય. ૫
ધનુષ ભંગ કરી જાનકી પરણ્યા, ભ્રગુપતિ ગર્વ ઉદ્ધાર; પછે
કુશળ અવધપુરીમાં આવ્યા, વરત્યો જયજયકાર. ૬હવેશ્રોતા
જન સહુ ભાવે સુણજો, અયોધ્યાકાંડ વિચાર;રાજતજીરઘુવર
નીકળ્યા, વનમાં એ વિસ્તાર: ૭ શ્રી રામ લક્ષ્મણ ભરથ શ-
ત્રુઘન, પરણીનેઆવ્યાઘેર;ઉછંગમાંદિન જાય સરવના, સહુને
લીલા લેહેર. ૮ ત્રણ વીર રઘુવીરને સેવે, ભકિત શ્રદ્ધા સહિત
માતપિતાનીઆજ્ઞાપાળે,અધરમકપટ રહિત, ૯ ચાર બંધુની
ચાર વધુ તે, પાળે પતિવૃત ધર્મ;સુરપતિસુખથી કોટી ગણું
સુખ, ભોગ ભોગવે પર્મ, ૧૦ સાસુ તણી આજ્ઞામાં રહેતાં
કુળવધુ ધર્મ સમેત; ભેદ રહિત માતાઓ સર્વે, સહુનું સરખું
હેત. ૧૧ એમ ઘણા દિવસ વીત્યા મહા સુખમાં, સાચવતાં
નિજ ધર્મ;પિતાની આજ્ઞાપ્રમાણેકરતા,રાજકાજનું કર્મ. ૧૨
હવે કેકૈકેરો બંધુ કહિયે, સંગ્રામજીત એવું નામ;તેએકસમે
આવ્યો પુર મધ્યે, ભુપતિ કેરે ધામ. ૧૩ તે ચાર માસ રહી
નિજ પુર જાવા,થયોતત્પરજેણીવાર; ત્યારેકૈકે સાથે બોલ્યો
વચન, સંગ્રામજીત તેણીવાર.૧૪ભરથશત્રુઘન બંન્યોબાંધવ
મોકલ્ય મારી સાથ; થોડા દિવસ હું રાખીશમાટે;બેનીસાં-

ભળ વાત. ૧૫ ત્યારે કેકૈ કહે હું હા કહું છું, પણ રાયને પૂછો પેર; જો ભુપતિ આજ્ઞા આપે તો તેડી જાઓ તમ ઘેર, ૧૬ ત્યારે મામાએ કહ્યું મહિપતીને, સુણો ભુપતિ મુજ વચન; આજ્ઞા આપો તો તેડી જાઉં, ભરથ ને શત્રુઘન. ૧૭ મોશાળ માંહે ગયા નથી કોઈ દિન, માટે મનોરથ મન; એક માસ રાખીને વળતા, સોંપીશ તમને તન. ૧૮ એવાં વચન સુણીને દશરથ રાયને, જળભરાઇ આવ્યું નેણ; ભરથ શતરૂઘન પાસે તેડાવીને, રાજા બોલ્યા વેણ. ૧૯ સુણો પુત્ર આમામોતમારો આગ્રહ કરેછે અપાર; માટે થોડા દિવસ જઈને રહી આવો, મોશાળમાં નિરધાર. ૨૦ જોનાકહીયેતોતમારીમાતને, દુઃખ લાગે મન માંહે; મામો તમારો રીસાય માટે, જઇ આવો સુત ત્યાંહે. ૨૧ એવું કહી રાય રૂદેશું ચાંપ્યા, ગદગદ થઈ બહુપેર; જાઓ બાપ સુખે એક માસ રહીને, આવજયો પાછા ઘેર ૨૨ ભરથને ભાવ જવાનો નથી, મુકી રામ તણી સેવાય; પછે માત પિતાશું ભરથજ બોલ્યા, કર જોડી નમી પાય. ૨૩શ્રી રામની સેવા સમાગમ પાખે, મુજને રૂચે નહિ આન; રામ વિજોગે એક ક્ષણું તે, કોટી કલ્પ સમાન. ૨૪ શ્રી રામચંદ્ર હું ચકોર ચીત્રુક, રઘુપતિ જળધર રૂપ; મુજ મન કંજ સરા પ્રફુલ્લિત, રહે રાઘવ દિનકર ભૂપ. ૨૫ રામ સુરભિહું વત્સ કહો તે, વિ-યોગ કેમ કરી સહેશે; કલ્પવૃક્ષનાં વિહંગમ તે વળી; બંબુલ ઉપર નવ બેસે, ૨૬ એવું કહી ગદગદ કંઠ થયા ને, આંસુ આવ્યાં લોચન; ત્યારે કૈકેયે કહ્યું એક માસ રહી વહેલા આ-

વળો તન. ૨૯ત્યારે ભરથથી માતપિતાનું વચન,લોપાયું નહીં ત્યાંહે; પછે સત્વર થઇ બે વીરજ આવ્યા,રઘુપતિ બેઠા જ્યાંહે. ૨૮ શ્રી રામચંદ્રને ચરણે લાગ્યા, ભરથને શત્રુઘન; ત્યારે રામે ઊઠીને રૂદેશું ચાંપ્યા, દીધુ આલીંગન. ૨૯ મોશાળ જવાની આજ્ઞા લીધી, સાથે ઘણી સેન્યાય;ભાંતુળ સાથે રથમાંબેસીને ભરથ શત્રુઘન જાય. ૩૦ એમ બંન્યો વીરમોશાળ ગયા, પણ મન રઘુવરનું ધ્યાન; રામ લક્ષમણ તે ઘેર રહ્યા છે, વીર બંન્યો બળવાન. ૩૧ વલણ—બળવાન બંન્યો રહ્યા મંદિર, રામ લક્ષ્મણ વીરરે; નીતિ ધરમથી ચલાવે છે, ધરમ ધોરીંધર ધીરરે, ૩૨ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅયોધ્યાકાંડેભરતશત્રુઘનયોમાતુળગ્રહાગમનંનામદ્વીતિયોધ્યાય:

## અધ્યાય ૩

રાગ સામેરી—મોસાળ માંહે ગયા બન્યો ભરથ શત્રુઘન; શ્રીરામ લક્ષ્મણ રહ્યા મંદિર,વરતે નિર્મળમન. ૧નિતસેવતા ગુરૂચરણપંકજ,ધરમપંથ પળાય;વશિષ્ટ મુનિના મુખ થકી, સુણતા પુર્ણ કથાય. ૨ સભા કરી એક સમે બેઠા, રાયદશરથ ભુપ; રંગ મંડપ માંહે બેઠા, ગુરૂ સહિત અનૂપ. ૩ ત્યારે જોવા વિદ્યાની પરિક્ષા,તેડયા લક્ષ્મણ રામ; પછી કળા યુદ્ધનીદેખાડી, સહુ પોતે પૂરણ કામ. ૪ અસ્ત્ર શસ્ત્ર અનેક વિદ્યા, સકળ મંત્રજ જેહ; મલ્લ મેષ મહિષનું યુદ્ધ, કરી દેખાડયું તેહ.૫ પ્રસંદ થયા ઘણું રાયજી, જોઈ પુત્રનો પરતાપ; ત્યારે સકળ ગુણ સંપુરણ જાણ્યા, રઘુવરને બાપ. ૬ એ પ્રકારે આનંદમાં

દિન, જાયછે સુખ માંહે; રઘુવીરને સેવતાં ભાવે, જનકતનયા ત્યાંહે.૭ એકવાર બેઠા મંદિરમાં, અજપાળનંદન જેહ;નિજ મુખને અવલોકતા, આદર્શમાંયે તેહ.૮ ત્યારે કરણુ આગળ કેશ શિરનો, શ્વે દીઠો રાય; ઉદાશી આવી અતિ ઘણી, મન માંહે થઇ ચિંતાય. ૯ જાણ્યું જરા આવી વાત કહેવા,ચેતાવા નરદેવ;એમ વિચારી વૃશિષ્ઠ ગુરૂને.તેડાવ્યા તતખેવ.૧૦ ગુરૂને કહે માહારા છતાં, હવે કરે રઘુવર રાજ; સંકલ્પ મારે મન ણુયો, તે કરો ગુરૂ મહારાજ. ૧૧ અભિષેક રઘુવરને કરો,શુભ લગ્ન જોઈ આજ; રામને દેખુ રાજ કરતાં, થાય મારૂં કાજ. ૧૨ ગુરૂ કહે તમો રૂડું વિચાર્યું, ગટે એમજ ભુપ સાહિત્ય સરવે કરાવો એ, યથાયોગ્ય અનુપ.૧૩ ત્યારે દશરથે તેડાવીયા, રઘુવીરને એકાંત; પાસે બેસાડીનેકહ્યું નિજમનતણુંવરતાંત. ૧૪ હે રામ મુજને એમ ભાસ્યું, કહું સત્ય વચન; થોડાદિવસમાં જાણું હવે પડશે મારૂં તંન. ૧૫ મુજ ગ્રહ પણ વિપરીત છે, અવદશા બેઠી જાણુ; શની આઠમે ગુરૂ બારમે, તે કરે રીષ્ઠ પ્રમાણ. ૧૬ મુજ મરણ ચિન્હ જણાય છે,માટે રામકરવું રાજ;તમે તમારૂં સંભાળો, પુર દેશ ઘરનું કાજ.૧૭એવાં વચન સુણીને ભુપ ચરણે નમ્યા શ્રી રઘુરાય; મહારાજ જે કહો તે શિર ચઢાવી આજ્ઞાય, ૧૮ પછે રાજાયે સહુને તેડાવ્યા, પોતાના પરધાન; શાહુકાર સરવે નગ્રના તે બોલાવ્યા દેઈ માન. ૧૯ દરબારના અષ્ઠ અધીકારી આદે સરવ સભાય; તે સરવ સાંભળતા પછે, બોલીયા દશરથ રાય. ૨૦ ભાઈ સહુ

સભાજન સાંભળો, મેં મન વિચાર્યું આજ; માટે પંચ સહુને ગમે તો, રામને આપું રાજ. ૨૧ એવું સુણી સરવે હરખીયા, ધન્ય ધન્ય હે રાજન; એ કાજ તો રૂડું વિચાર્યું, અરે રિપુનાશન. ૨૨ વશિષ્ઠ આદી સરવ રૂષિયે, મુહૂર્ત આપ્યું સાર; ચૈત્ર સીત સપ્તમી શુભ, ગુરૂ પુષ્પ યોગ વિચાર. ૨૩ સાહિત્ય સહુ તત્પર કરાવ્યું, વશિષ્ઠે તેણીવાર, ઉપલક્ષણ આણી-મેળવ્યાં, અભિષેકનો ઉપચાર. ૨૪ ચ્યાર દંતનો ઉજ્વળ હસ્તી, શ્વેત હય શુભ અંગ; નવિન સિંહાસન કનકનું, છત્ર ચામર સંગ. ૨૫ સપ્ત પલ્લવ પંચ મૃતિકા, ચાર સમુદ્રનું વાર; મોટા વિપ્રને જપ કરવાને, બેસાડયા નીરધાર. ૨૬ સહુ નગરને શણગારીયું, ઘર ચોટાં શેરી ને પોળ; નરનારી અતી હરખે ભર્યાં. થઈ રહ્યો રંગ ઝકોળ. ૨૭ પહેલે દીવસે વશિષ્ઠ ગુરૂયે, આજ્ઞા આપી તાસ; શ્રીરામ સીતા બંને જણને, કરાવ્યો ઉપવાસ. ૨૮ રઘુનાથને હાથે કરીને, અપાવ્યાં બહુ દાન; હોમ હુતાશનમાં કર્યો. ત્યાં થાય મંગળગાન. ૨૯ આહુતી આપી સ્વહસ્તે, કર્યો તૃપ્ત હુતાશન; ધુમરે કરી રઘુવીરનાં. રાતાં થયાં લોચન. ૩૦ કૈકૈ કૌશલ્યા સુમીત્રા, મન હરખનો નહીં પાર; સુખવંત સરવે રાણીયો; આપતી દાન અપાર. ૩૧ બારણે મંડપ રોપીયો, ગુણીજન કરે છે ગાન; બહુ રંગ તોરણ બાંધીયાં, ઝળકે વીચીત્ર વિમાન. ૩૨ એમ કરતાં નિશા થઈને સુરજ પામ્યો અસ્ત; ત્યારે કુશાસનપર રામ સીતા, પોઢીયાં થઈ સ્વસ્થ. ૩૩ સિંહાસન ઉપર પ્રભાતે, બેશશે રઘુરાય; સહુ

લોક આનંદ પામીયા, દેવને થઈ ચિંતાય. ૩૪ વલણ—ચિંતા થઈ સહુ દેવને, જે રઘુવર કરશે રાજરે; ત્યારે દુષ્ટને ક્યારે મારશે, કયમ થશે આપણું કાજરે. ૩૫ ઈતિશ્રીરામચરિત્રે સંમત વાલ્મિકીનાટકધારાયાંઅયોધ્યાકાંડે દશરથેનવશિષ્ઠાજ્ઞા શ્રીરામરાજ્યાભિષેકવિચરોનામતૃતિયોધ્યાય: ૩

# અધ્યાય ૪

રાગ મારૂ—સુણો શ્રોતા કહે વૃતાંત, હરિ ઈચ્છા મોટી બળવંત; રામને આપવું ઠર્યું રાજ, કર્યું તત્પર સાહિત્ય કાજ. ૧ તે જાણીને સરવે દેવ, મન ચિંતા પામ્યા તતખેવ; સરવે મનમાં થયા ઉદાશ, આવ્યા બ્રહ્મા કેરી પાસ. ૨ સુણો વાત પિતામહ આજ, કાલે રામને આપે છે રાજ; સ્વર્ગ તુલ્ય રાજસુખ એહ, તજી કયમ નીકળશે તેહ. ૩ રાવણાદિક અસુર અપાર, ક્યારે કરશે તેનો સંહાર; તે માટે કરો એવો ઉપાય, રામ રાજ તજી વન જાય ૪ ત્યારે છુટે આપણા બંધ, મારે રામ જઈ દશસ્કંધ; એવાં વચન સુણ્યાં વિધી જયારે, ઊભો કરયો વિકલ્પ કળી ત્યારે. ૫ જા તું અવધપુરી એશ, કર કેકૈના મનમાં પ્રવેશ; માગે રાયની પાસે વચન, ભરથ રાજ રઘુપતી વન. ૬ ત્યારે કળજુગ કહે મહારાજ, કયમ થાશે તે મુજથી કાજ; સત્યવંત છે સરવે પ્રજાય, તે પુરીમાં નહી પ્રવેશાય. ૭ વિધી કહે સુણ સાચું વચન, છે રામને ગમતું મન; માટે જા તું ઉતાવળો આજ, કર સકળ દેવનું કાજ. ૮ એવું સુણી કળી થયો વિકલ્પ, ચાલ્યોમનમાં કરતો સંકલ્પ; આવ્યો અવધ-

પુરી છે જયાંહે, નવ પેસાયું નગ્રજ માંહે. ૯ છે સુધર્મા નર ને નાર, માટે જઈ રહ્યો વાડી મોઝાર; સુણો શ્રોતા થઈ સાવધાન, એ કથાનું અનુસંધાન. ૧૦ મંથરા નામે એક દાસી, હતી, કૈકેરી ખવાસી; તે પુર્વના પાપે એશ, રાખે રામ ઉપર ઘણો દ્રેષ. ૧૧ એક સમે પ્રભાતે રામ, શેજયાથી ઊઠયા પૂરણકમ, દંતધાવન કરવા કાજ, બેઠા ચોકમાં શ્રી મહારાજ. ૧૨ પાસે ઉભો એક ખવાસ, બેઠા ચોકી ઉપર અવિનાશ; તે સમે આવી મંથરા પાસ, પુંજો વાળતી નિજ અવાસ. ૧૩ રામ ઉપર ઉડી રજ, બોલ્યો સેવક થઇને ધજ; હવાણાં રહેવા દે તારૂં કાજ, રજે ભરાય છે મહારાજ. ૧૪ એવું વદતામાં વઢવા લાગી, ગાળો દેતી તે બોલી અભાગી; દુર્વચન કહ્યાં તજી લાજ, જાણ્યા તારા મોટા મહારાજ. ૧૫ એવાં સાંભળી વચન વિરોધ; ચઢયો શ્રી રઘુવરને ક્રોધ; એરે રંડા તું તારે માર્ગ જાને, વઢે છે કુબજા તું શ્યાને. ૧૬ એમ નીકળ્યું મુખથી વચન, દાસીનું થયું કુબડું તન; અષ્ટ અંગ થયાં છે વંક, કાળી કુબડી આડે અંક, ૧૭ જોઈ રૂપ પામી લજજાય, નમી શ્રી રઘુવરને પાય; હું અજ્ઞાને બોલી તમ સાથ, અપરાધ ક્ષમા કરો નાથ. ૧૮ હું વિમુખ થઇ પડયોવંક, પ્રભુ દાસી તમારી રંક; રામ કહે સુણ કુબજા વચન, રહેશે ઘણા કાળ તુજ તન. ૧૯ જુગ દ્વાપર મથુરા ગામ, થશે જન્મ તારો તે ઠામ; નામ કુબજાકુબડું રૂપ, થઈશકીંકરી મથુરાંભુપ, ૨૦ હું ધરીશ કૃષ્ણ અવતાર, ત્યારે તારો કરીશ ઉદ્ધાર; કંસ મારવા

કારણ ત્યાંહ્ય, હું આવીશ મથુરાં માંહ્ય. ૨૧ તારૂં કરીશ સુંદર રૂપ, સુખ આપીશ પરમ અનુપ; એમ બોલ્યા શ્રી રઘુવીર, થયું કુબડું તેનું શરીર. ૨૨ વહી ગયા પછે કેટલાદંન, રામને ઠર્યું રાજયાસન; તે મહુર્તને પેહેલે દન, વાડીમાં ગઈ દાસી જન. ૨૩ મંથરા ત્યાં વીણુતી ફુલ; તે વિકલ્પે દીઠી અનુકુળ; કુળ રહિત અધરમી કુપાત્ર, કર્મ કુછિત કુબડું ગાત્ર. ૨૪ એવો જોઇ અમંગળ વેશ, કર્યો મનમાં વિકલ્પેપ્રવેશ; પાકાં રૂળ કળીંગનાં જેહ, મંથરાયેભક્ષણુકરયાંતેહ, ૨૫ દાસીભરષ્ટ થઈ ફરી ગત્ય. તે વિકલ્પેભુલાવીમત્ય; ફુલ વીણુતાં ઉપન્યો વિંચાર, પાછી આવી તે નગ્ર મોઝાર. ૨૬ વલણુ—નગ્રમાં આવી મંથરા, તે કરવા કુડું કાજરે; મારા ભરથનો કોઇ ભાવ ન પુછે, કેમ રામને આપે રાજરે. ૨૭ ઈતિશ્રીરામચરિત્રે સં-મતવાલ્મિકીનાટકધારયાંઅયોધ્યાકાંડેમંથરાશરીરેકળીયુગ પ્રવેશો નામ ચતુર્થોધ્યાય: ૪.

## અધ્યાય ૫.

રાગ ધનાશ્રી—દાસી આવી રાજદ્વારજી, કુછત્સિત કરતી મનમાં વિચારજી; કળીયે કીધીબુદ્ધિભરષ્ટજી, મુળેઅધરમી થઈમતિનષ્ટજી. ૧ (ઢાળ) નષ્ટમતિઅતિભરષ્ટથઈને, આવી રાજદ્વાર; ત્યાં કૈકેકેરા ચોકમાં, મંડપ રચ્યોછેસાર. ૨ ચંદ્રવા તોરણુ બાંધીયાં, વાજીંત્ર ગરજે ત્યાંહ્ય; તે જોઈ દાસી બળી મનમાં, આવી મંદિર માંહ્ય. ૩ થઈ રહ્યો મંગળ સોહલો, જોઈ દ્રેષ આવ્યો મન; જેમ સંત મુરતિ જોઇને, કરે દવેષ

પાપીજન. ૪ વસંતરૂતુમાં કોકીલાનો સુણી નાદ રસાળ; જેમ કાગ મનમાં ખેદ પામે; તેમ લાગી ઝાળ. ૫ પંડિતની વ્યુત્પત્તિ જોઈ, થાય મુરખને સંતાપ; શ્રીમંતને જોઈ બળેજેમ દુરબળ દરિદ્રી આપ. ૬ આચારીની લીલા જોઈ, અપવિત્રને થાય ખેદ; હિંસકને જેમ દયા ન રૂચે, વિષયને નિરવેદ. ૭ પતિવ્રતાનો ધર્મ જોઈ, કરે જારણી મન દ્વેષ; તેમ મંગળ જોઈ મંથરા, કરવાને આવી કલેષ. ૮ કેકૈ કને કટુનાઆવી; શિર પોતાનું જેહ, પુષ્પ પછાડી લાગી, રૂદન કરવા તેહ. ૯ કેકે કહેરે શું થયું તે કહે મુજ વિચાર; આનંદનો દિન આજ છે, કયમ રડે છે તું નાર, ૧૦ દાસી કહેરે અભાગ્યણી, તારૂં થયું કુડું કાજ; સુત મોકલ્યા મોશાળમાં રામને આપે રાજ. ૧૧ રાણી કહેરે મુરખ તું, એમ શું બોલે બોલ; મારે ભરથ જેવા રામ છે, બે પુત્ર તે સમતોલ ૧૨ એમ કહી મોતીમાળ ઘાલી તેને કરવા શાંત; તે તોડી નાંખી પછાડી, કરતી મહા કલપાંત ૧૩ તારે ઉગરશે શું એ થતાં, તુજ પુત્રની શી પેર; તારે જી-વ્યાનો આરો નથી, શું રહ્યું સુખ તુજ ઘેર. ૧૪ ભાવ નહીં પુછે ભરથનો. થશે રામ જયારે ભુપ; તું સેવા કરજે કઉલ્યાની, થઈને દાશી રૂપ. ૧૫ કેકૈ કહે છાની રહે. શાં કરે ફોકટ ચેન; રામને અંતર કંઈ નથી. તું સાંભળ મારી બેન. ૧૬ સહુમાતને સરખી ગણે, રઘુવીર ધરમ સ્વરૂપ, ભરથ પણ એને ભજે છે, સમાન ભાવ અનુપ. ૧૭ એમ કહી આલીંગનદેઈ, ભુજ માંહ્ય બીડી નાર; પ્રવેશ તવ કળિયે કર્યો, કેકૈ રૂદે મોઝાર. ૧૮ બુદ્ધિ

ફરી રાણી તણી, મન મલિન થયું તેણીવાર; મંથરાશું બોલી પછે, કરી કપટ કુડ વિચાર. ૧૯ સુણુ બેન હું સમજી હવેતુજ વચન કેરો મર્મ; વિચાર રૂડો મેં કર્યો, ત્યારે થયો ખુલ્લો ભર્મ. ૨૦ તેં ભલી ચેતાવી મને, ઉપકાર કીધો આજ; આપણે શું ઊગરે જો રામને આપે રાજ. ૨૧ મંથરા કહેરે માવડી, એવી અકલ સુઝીમુજ; એ સાંજે પાળજ બાંધીયે, માટે ચેતાવી તુજ ૨૨ કૈકે કહેયે પ્રાણવલ્લભ, ખરી કહીતેં વાત; રામનેઆપે રાજ કાલે, આડી છે એક રાત. ૨૩ હવે શો ઉપાયજ હું કરૂં, તે કહે મુજને પેર; જો રાજ પામે ભરથજી તો થાય લિલા લે-હેર. ૨૪ ત્યારે દાસી કહે રાણી સુણો, આવે નિશાયે રાય; ત્યારે રિસાઈને બેસજો, ધરી રૂપ કદરૂપ કાય. ૨૫ જયારે મનાવે મ-હિપતિ તમને, ત્યારે માગી લેજો વચન; રાજ આપો ભરથને, રઘુવીર જાયે વન. ૨૬ પુર્વે બે વરદાનનું, તને વચન આપ્યું રાય; તે માગી લેજે મોજથી, જે રામ વનમાં જાય. ૨૭ ચઉદ વરસ વન ભોગવે, ત્યાં અસુર કરશે ઘાત; પછે રાજ નિષ્કંટક થશે, તે રાખ્ય મનમાં વાત. ૨૮ તેવાં વચન સુણી કીં*ર કેરાં, કૈકે હરખી મન; પછે અલંકાર સહુ તજીને બેઠી શોકભુવન. ૨૯ વલણ—શોકભુવનમાં સુંદરી, તેની સાથે બેઠી નારરે; મુક્ત કેશ ને વેશ કુત્સિત, ધરતી દુઃખ અપારરે. ૩૦

ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકિનાટકધારાયાં અયોધ્યાકાંડેમંથરાવચનશ્રવણાતકૈકૈવિશાદોનામપંચમોધ્યાયઃ ૫

# અધ્યાય ૬

રાગ સોરઠની ચોપાઇ--સુણો શ્રોતા એક ચિત્તે કરી, થઈ રજનિ દિવસ ગયો અનુસરી, ત્યારે રાજા દશરથ તેણી વાર, આવ્યા કેકઈના ભુવન મોજાર. ૧ દાશી મંથરાને પૂછ્યું કથી કયાં ગઈ રાણી દેખાતી નથી. ત્યારે કુબજા બોલી રીશે ચઢી, એ પેલી તમારી રાણી પડી. ૨ રાજા દશરથ આવ્યા પાસ, ઈહાં કયમ બેઠી છું થઈને ઉદાશ; મીઠાં વચને બોલાવે રાય. તેમ તેમ રાણી અવળી થાય, ૩ હસ્ત સ્પર્શવા માંડયો જદા, રાણીયે કર તરછોડયો તદા; પછે રૂદન કરવા માંડયું ઘણું; ન જાણ્યું રાયે કપટ તે તણું. ૪ બોલ સાચું તને મારા સમં, તું રીસાઈને રડે છે કયમ; આંસુ ધારાયે ભિંજે રૂદે, રૂદન કરતી રાણી વદે. ૫ હું નહીં બોલુ તમારી સાથ, જાઓ શું કરવા આવ્યા નાથ; હેત તમારૂં જાણ્યું રાય. તમને હું આપીશ હત્યાય. ૬ ત્યારેરાજા કહે આવડું કાં કરે,શા માટે દુઃખ મનમાં ધરે; જો કોઈએ દૂભી હોય તને, તો દેઊં દંડ સાચુ કહે મને. ૭ માગ્ય માગ્ય જે માગે તુંય,સત્યવચનથીઆપુહુંય;હુંસરખો સ્વામી તારે, નથી ન્યૂન વસ્તુ મારે. ૮ વળતી કેકઈ બોલી વચન, કયમ જાઓછો ભૂલી રાજન;ગયાજુદ્ધકરવા વૃશપર્વ સાથ, હું તમ સંગેઆવીતીનાથ.૯ત્યારે આપ્યાં છે જુગલ વચન, તે આજ મને આપો રાજન; રાજા કહે માગીલે સુખે, સત્ય વચન ના નહી કહું મુખે ૧૦ ત્યારેકેકઈકહેવનમાં જાય રામ, ચઉદ વરસ લગી રહે તે ઠામ; મારાભરથને આપો રાજ,

એ બે વચન માગુ છું આજ. ૧૧ એવું વચન સુણ્યું જેટલે, વ્યાકુળ રાય થયા તેટલે વજ્ર વીજળી આવી અડે, જેમ શિર પરવત તૂટી પડે. ૧૨ જેમ વહેરે કાળજું કરવતધાર; એમ દશરથને થયું દુઃખ અપાર; પ્રલય અગ્નિ કેકઇનું વચન, બળી ગયું રાયનું આયુષવન, ૧૩ પડયા ભુપતિ પૃથ્વિ માંહ, આંખે આંસુધાર ચાલી ત્યાંહ; અંગ મોડીને બેઠા થાય. ખોળાપાથરી કહે છે રાય. ૧૪ અરે પ્રિયે કાંઈ બીજું માગ્ય, એ વિણ આપુ ધરી અનુરાગ; મારે રામ કોમલ સકુમાર, શીદ મોકલે વન મોઝાર. ૧૫ નહીં કરે રામ રાજ વહેવાર ભરથને સોંપુ સહુ ઘરબાર; એ રાજ ભરથ કરે સર્વદા, રામ ઘેર બેસી રહે સદા. ૧૬ એ બાળકને શીદ કાઢે વન, છે ઘણું રામનું કોમલ તન; એમ દીન વચન કહ્યાં રાયે જદા, તારે કેકઈ ઘુરકી બોલી તદા. ૧૭ શું અધરમી હો રાજન, લાગશે રવીકુળમાં લાંછન; સત્ય વચન નહીં પાળો સાર, તો પુરવજ પડશે નરક મોઝાર; ૧૮ કેકઈ વચન તે લાગ્યું બાણ, ભેધું રૂદે જેમ જાયે પ્રાણ: મૂર્છિત થઈને પડયા રાય, નેત્ર થકી જળ ચાલ્યું જાય. ૧૯ એમ સ્ત્રી વશ રાજા થયા, વચન બંધમાં આવી ગયા; ત્રિયાલોભી દુઃખ પામે ઘણું, વિવેક જ્ઞાન જાય તે તણું. ૨૦ વિનતાને વશ જો અનુસરે, તો સકલ પાપ તે પુરૂષ કરે; સ્ત્રી અવિદ્યા પરમાણુજયો, મુરતીમંત વ્યાધી જાણુજયો. ૨૧ અચેત થઈ પડીયા રાજન, નવ જાણે કો બીજું અન્ય. રજની તે મહા દુઃખમાં ગઇ અરૂણ ઉદયની વેળા થઈ. ૨૨ ગુરૂ વશિષ્ઠ વહેલા ઉઠીયા,

સભા માંહે સત્વર આવીયા; સુમંતને કહે જા ઘર માંહ, તેડી લાવ્ય રાજાને આંહ. ૨૩ સુમંત ચાલ્યો તેણીવાર, આવ્યો કૈકઈના ભુવન મોઝાર; દશરથ રાજા પડીયા જયાંહ, સુમંત આવી ઉભો ત્યાંહ. ૨૪ પ્રધાને ચરણ વંદ્યા ભૂપ તણા, દીઠા રાયને દુઃખીયા ઘણા; વિકલ વેશ મૂકે નિશ્વાસ, નેત્રે જલ અતિ વદન ઉદાસ. ૨૫ મંત્રી બોલ્યો કરી વિનતી, સભા માંહ્ય ચાલો ભુપતિ; સર્વ સાહિત તત્પર કરયું આજ, તમને બોલાવે ગુરૂ મહારાજ. ૨૬ વચન સુમંત તણાં સાંભળી, રાયે રડવા માંડયું વળી; અરે સુમંત સુણ કહું આ દીસ, મારૂં મરણ આવ્યું છે શીશ. ૨૭ તે માટે ઉતાવળો જઈ આવ્ય, તું અહીં રામને તેડી લાવ્ય; સુણી રાયનાં શોક વચન, સુમંતને દવ લાગ્યો તન. ૨૮ પડયો ત્રાસ મુખ ઉતરી ગયું, ન જાણે રાયને શું દુઃખ થયું; ચિંતાતુર થઈ મંત્રી એહ, રામધામ ભણી ચાલ્યો તેહ. ૨૯ જેમ કળાહીણ ગ્રહવે રવી થાય, એમ થઈ નિસ્તેજ સુમંત જાય; સંસાર તાપે તપીયો જન, જેમ આવે મુમુક્ષુ સંત સદન. ૩૦ વલણ--સંત સદન આવે મુમુક્ષુ, આત્મપ્રાપ્તિ સુખ કાજરે; એમ સુમંત આવ્યો ઉતાવળો, જયાં બીરાજે શ્રી રઘુરાજરે. ૩૧ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં અયોધ્યાકાંડેસુમંતશ્રીરામમંદિરાગમનંનામષષ્ઠોધ્યાયઃ ૬

## અધ્યાય ૭

રાગ ધનાશ્રી--રંગમેહેલમાં પોઢયા રામ, સીતા સેવતાં પુરણ કામ; બ્રાહ્મ મુહૂરતમાં રઘુવીર, ઉઠયા નિંદ્રા તજી રણ-

ધીર.૧ કર્યું સ્નાન દાન જપ હોમ, દ્વિજ ધેનુપુજા પતિવ્યોમ
તેમ કરતાં થયો છે પ્રભાત, આવી નમ્યા લક્ષ્મણ ભરાત. ૨
પે'ર્યાં વસ્ત્ર આભુષણ સાર, કુંડળ મુગટ તિલક ઝલકાર; બેઠા
આસન થઈ સ્વસ્થ, સુમિત્રીનીગ્રીવે મુકી હસ્ત. ૩ તેટલે ત્યાં
આવ્યો સુમંત, મુખ કરમાયું મહાદુઃખવંત; આવી નમિયો
તે રામને પાય, હસી બોલ્યા ત્યારે રઘુરાય. ૪ આવો સુમંત
સુખના રાસી, થયા છો કયમ ચિત ઉદાસી; અધિકારી છોમુ-
ખ્યપ્રધાન, મુખ કરમાયું કમળ સમાન. ૫ તમો જેષ્ટબંધુસમ
મહારે, શી વ્યથા પ્રગટી છે તમારે; રામનાં સુણી હેત વચન,
થયો ગદ્દગદ આંસુ લોચન. ૫ કરજોડીને બોલ્યો સુમંત, સ્થિર
મન કરી ધીરજવંત; કેકઈને મંદિર છે રાય, તમને તેડે ત્યાં
રઘુરાય. ૬ સુણી રામ ઉઠયા તત્કાળ, સાથ મંત્રી સુમિત્રાબાળ;
ચાલ્યા ભુષણ મંડિત તન, લાજે કોટીકમીન કે તન. ૭ નિરખે
લોક સહુ ભગવાન, નેત્રે કરતા સ્વરૂપનું પાન; આજ મંગલ
દિન વિશેક, થશે રામને રાજ્યાભિષેક. ૮ આપણા ભાગ્યતણો
નહીં પાર, એમ વાતો કરે નર નાર; એવે આવ્યા કેકઈને ઘેર,
જુવે તો થઈ વિપરીત પેર. ૯ રામ સાથ સુમિત્રી સુમંત,
દીઠા રાયને મહા દુખવંત; પિતાને પાયે લાગ્યા રામ, કરજો-
ડી ઉભા અભિરામ. ૧૦ સ્પુંદ સ્પુંદ રડે છે રાય, નેત્રેથી જળ
ચાલ્યું જાય; જાણે મદગળ પડીયો કુપ, પાસે બેઠી સિંહણી
રૂપ. ૧૧ ત્યારે રાય કેકઈને પુછે, કહો માત આ કારણ શું છે;
રાયને શી વ્યથા થઈ મન, કયમ ભૂમી કર્યું શયન. ૧૨ બોલી

કૈકઈ સાંભળ રામ, અન્ય દુઃખ નથી આઠામ; મને આંપ્યાંતાં બે વરદાન, રાય પાસે લીધાં માગી માન. ૧૩ રામ ચઉદ વરષ જાય વન, ભરથ ભોગવે રાજ્યાસન; મેં માગ્યાં નિશાયે વચન સુણી ખેદ પામ્યા છે રાજન. ૧૪ નથી બીજું દુઃખ લગાર, માટે પડયા છે પૃથ્વિ મોઝાર; રામ કહે સુણો માતા મારી, મારે પાળવી આજ્ઞા તમારી. ૧૫ મારો ભરથ કરે જો રાજ, તો હું પ્રસન્ન ઘણો છું આજ; આપ્યું વરદાન તમને રાજન, મારે પાળવું સત્ય વચન. ૧૬ તેવું સાંભળી લક્ષ્માણ વીર, ક્રોધવંત થયા રણધીર; કરી વિકટ ભ્રૂકુટિ કપોલ, ફરકે અધર રીસે રાતાચોળ. ૧૭ શેષનાગનો અવતાર જેહ, તેણે નવ સહેવાયું તેહ; જાણે કૈકઈને હવડાં મારૂં, તેણે અઘટિત કર્મ વિચાર્યું. ૧૮ રામ આજ્ઞા વિના ન બોલાય, માટે ક્રોધ થંભાવ્યો કાય, એવે આવ્યા ત્યાં ગુરૂદેવ, સુણ્યું સકળ વૃત્તાંત એવ ૧૯ બેઠા મુનિવર શિષ ડોલાવી, વિચાર્યું મન વિપ્રિત ભાવી; અરે દૈવ તણી ગતિ મોટી, આપણી મતિ સરવે ખોટી ૨૦ નમ્યા રામ ગુરૂને પાય, કરજોડિ બોલ્યા રઘુરાય; આપોઆજ્ઞા હું જાઉં વન, આંસુ આવ્યાં મુનિનેલોચન, ૨૧ ગુરૂ પિતાને કૈકઈમાત ત્રણેને નમિયા જુગતાત; આવ્યા કઉશલ્યાને મંદિર, રામસાથે લક્ષ્માણવીર. ૨૨ છેરામનામનમાંશૂર, મારવા છેઅનેકઅસુર; માટે મનમાં છે આનંદ, આવ્યા કઉશલ્યા ઘર નભચંદ ૨૩ જાયઅમૃતલેવાસુપર્ણ, જેમવંદેવિનતાનાચર્ણ; એમમાતા ચરણે રામ; આવી નમિયા પુરણકામ. ૨૪ કઉશલ્યાને કહ્યું

વર્ત્તમાન, જે કૈકઈયે માગ્યું વરદાન; પિતાનું પાળવાનેવચન માતા આજ્ઞા આપો જાઉં વન. ૨૫ રામના સુણિ તેવાં વચન, ધખિ ઉઠયો દાવાનળ તન; મૂર્છા ખાઈ પડિયાં માત, શુદ્ધિ ગઈ થયાં પૃથ્વિપાત. ૨૬ વાગે વજ્રનો ઘા વિપરીત, પડે શિર ટુટિ આભ અનીત; જાય લોભિયાનું સહુ ધન, જેમ ઓચિંતા ફોડે લોચન. ૨૭ જેમ સહસ્ર વીંછીનો ડંક, એમ દુખ થયું આંડે અંક; સુકાયો કંઠનવ બોલાય, નેત્રથી જળ ચાલ્યું જાય ૨૮ વાગી અવધપુરીમાં હાક, રડે પ્રજા સહુ ચડી ચાક; સુણ્યું રામને વન તે કાલ, નગ્રમાંહે પડી હડતાલ. ૨૯ જોઈ માતનું દુખ અપાર, ભરાયું રામ નેત્રમાં વાર; પાસે બેઠા શ્રી ભગવાન, કઉશલ્યાનેકર્યાસાવધાન. ૩૦ માતાએજોયુંરામનુંમુખ, મનમાં અતિ પામ્યા દુખ; મારા શ્યામ સલુણા તન, બાપ એ શું બોલ્યો વચન. ૩૧ રંગમાં ભંગ કોણે કીધો, મારો હરખ હરીને લીધો; હુતાશન પ્રગટ્યો મુજ તનમાં, તને નહિ જાવા દેઉં વનમાં. વલણ-વનમાંતુજનેનહિ જાવા દેઉં, લાગેકોમલ અંગે તાપરે; એવાં વચન કહીને કઉશલ્યાજી, કરવા લાગ્યાં વિલાપરે ૩૪ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં અયોધ્યાકાંડેકઉશલ્યાસોકપ્રાપ્તનામસપ્તમોધ્યાય. ૭

## અધ્યાય ૮

રાગ ગોડી-ત્યારે માતા કઉશલ્યાજી બોલીયાં, હો વાલારે; તને નહીં જાવા દઉં વન, કુંવર કાલારે. ૧ ઘણી કોમલ છે તારી દેહડી, હો વાલારે; મારા લાડકવાયા તન, કુંવર કાલારે. ૨ તને

ગુપ્ત રાખું મારી વાડીમાં, હો વાલારે; બીજું અવર ન જાણે જેમ, કુંવર કાલારે. ૩ મેં તો તુજ વિણ રહેવાય નહીં, હો વાલારે; મને મુકીને જાશો કયમ, કુંવર કાલારે. ૪ પાયે કંકર કંટક ખુંચશે, હો વાલારે; નહીં ચલાય વસમી વાટ, કુંવર કાલારે. ૫ વેઠવી શીત તાપને તૃષા, હો વાલારે; કયમ ઓલંઘશો ગિરિઘાટ, કુંવર કાલારે. ૬ વ્યાઘ્ર સિંહ વનમાં ઘણા, હો વાલારે; સર્પ સૌાહર ને મદરક્ષ, કુંવર કાલારે. ૭ રજનિચર સાથે યુદ્ધ થશે, હો વાલારે; કોણ કરશે તમારી પક્ષ, કુંવર કાલારે. ૮ વનમાં વલકલ કયમ પહેરશો, હો વાલારે; તજીવસ્ત્ર આભુષણ સાર, કુંવર કાલારે. ૯ અહીં જમતા ભોજનભાવતાં, હો વાલારે; કયમ કરશો વનફળ અહાર, કુંવર કાલારે, ૧૦ તજી સજ્જા ભમર પલંગની, હો વાલારે; કયમ પોઢશો પૃથ્વી માંહ્ય, કુંવર કાલારે. ૧૧ તારે બાલપણામાં તે વન શું, હો વાલારે; મારૂં વચન માની રહો આંહ્ય, કુંવર કાલારે. ૧૨ મારે કીયા જનમનાં કરમ હશે, હો વાલારે; તે આવીને નડીઆં આજ, કુંવર કાલારે. ૧૩ તે દૈવે રંગમાં ભંગ કર્યો, હો વાલારે; કર્યું વન તજીને રાજ, કુંવર કાલારે. ૧૪ વાત સાંભળી વન જવા તણી, હો વાલારે; વહેરે કરવત કાળજા માંહે, કુંવર કાલારે. ૧૫ દવ લાગ્યો મારા અંગમાં હો વાલારે; હવે નાસીને જઈયે કયાંય, કુંવર કાલારે. ૧૬ મારો પાપી પ્રાણ જતો નથી, હો વાલારે; હશે કોણ કરમના ભોગ, કુંવર કાલારે. ૧૭ એમ કહીને રૂએ રૂદન કરતે, હો વાલારે; કયમ સહેવાય પુત્ર વિયોગ,

કુંવર કાલારે. ૧૮ એવાં વચન સુણી બોલ્યા રામજી,હો માતારે; તમે ધીરજ રાખો મન, સુણો સુખદાતારે. ૧૯ પાછો આવીશ થોડા દિનમાં, હો મા૦ આપો આજ્ઞા હું જાઉં વન, સુણો૦ ૨૦ મારે આજ્ઞા પિતાની પાળવી, હો મા૦;રહેવુંચઉદ વરસ વન માંહ્ય, સુણો૦ ૨૧ અવધ વીત્યા પછે નહિ રહું,હો મા૦, વહેલો આવીશ નિજ પુર માંહ્ય, સુણો૦૨૨ નવ વચન મિથ્યા કરૂં તાતનું, હો મા૦;જો પશ્ચિમ ઉગે સુર, સુણો૦ ૨૩ જેણે આજ્ઞા ઓલંઘી મા બાપની, હો મા૦; તે પાપી પુત્ર અસુર, સુણો૦ ૨૪ જે માતા પિતા ગુરૂ દેવનું હો મા૦; નવ પાળે આજ્ઞા વચન,સુણો૦૨૫ તે પ્રાણી જીવતાં મુવાજાણજો, હો મા૦; અજા કંઠ જેવા સ્તન, સુણો૦૨૬ તેનો મિથ્યાધરમ સહુ જાણજો,હો મા૦;જેવું કપટી કેરૂં ધ્યાન,સુણો૦ ૨૭જેમ અદાતાનું ઊંચું મંદિર,હો મા૦; જેમ લોભિયાનું તત્વજ્ઞાન સુણો૦ ૨૮ એમ મનુષદેહ તેનો મિથ્યા,હો મા૦; જેવોઉદર માંહે કૃમી જંત,સુણો૦૨૯ જેણે માત પિતાની આજ્ઞા પાળી, હો મા૦;શુભ પુત્ર તે સુકૃતવંત,સુણો૦ ૩૦તે માટેમેં રહેવાય નહિ, હો મા૦;જાય તાતનું સત્ય વચન,સુણો૦ ૩૧ હર્ષેઆશિષ દેઈ આજ્ઞા આપો,હો મા૦;નિશ્ચે જાવું મારેવન, સુણો૦

વલણ—વનમાં મારે નિશ્ચે જાવું, આજ્ઞા આપો માતરે; એવું સાંભળી કૌશલ્યાયે, કરવા માંડયો આંસુપાતરે. ૩૩

ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં અયોધ્યાકાંડેશ્રીરામકૌશલ્યાસંવાદોનામઅષ્ટમોધ્યાયઃ ૮

# અધ્યાય ૯

રાગ પરજીયો—ત્યારે કઉશલ્યાયે નિશ્ચેજાણ્યું, જે જશે વનમાં રામ; નિશ્વાસ મૂકે અધર સુકે, ચિત રહ્યું નહીં ઠામ. ૧ હો પુત્ર મુજને મુકીને, કયમ જાય છે તું વન; અતિ વેદના વાટે હશે, ઘણું કોમળ છે તુજ તન. ૨ પાણીલાગે પરદેશનાં, જાણ્યું માતાયે મન સાથ; માટે ઔશધી મણી બાંધીયોરઘુ-વીર કેરે હાથ. ૩ દ્રષ્ટીનો દોરો બાંધીયો,વિષ જંતુન કરે ઘાત; તે માટે ઔષધી મહોરા બાંધીયા, જતન કરીને માત, ૪ એ પુરણ બ્રહ્મ અખંડ છે, અવિછેદ્ય અજ અવિનાશ; પણ માત વાત્સલ્યતા વડે, ઘણો પ્રેમ જણાવે તાસ. ૫ પછે જનુનીયે પંચભુતની, કરી પ્રાર્થના તે કાળ; સહુ મળી મારા રામની, કરજો સદા સંભાળ. ૬ઈંદિરાપતિ ઉમાપતિ,શચીપતીપ્રજા-પતી દેવ; મુનિ સપ્ત અષ્ટવસુ સદા, તમો રક્ષા કરજો એવ. ૭ નવગ્રહ દશદ્દિગપાળ જે, રૂદ્ર એકાદશ જાણ; રવિદ્વાદશ રક્ષા કરજો, પિતૃ મરૂત પ્રમાણ. ૮ યક્ષ ગણ ગાંધર્વ કિન્નર, સિદ્ધ ચારણ જેહ; સહુ દેવને ઉપદેવ કરમજ, દેવકહિયે તેહ. ૯ સહુ ચરાચરના જીવ જે, જળ સરિતસિંધુ વન; વળી અધ ઉધર ને મધ્યમા,રાખજોપ્રાણ જીવન.૧૦ એમ સ્તુતીકીધી સરવની, કઉશલ્યાએ તેણીવાર; મુખ વચન કહેતાં થાય ગદ-ગદ, નેત્રે આંસુધાર. ૧૧ આદિ પુરૂષ અવિનાશ જે, સ્થિતિ ઉદે કૃત સંહાર; તે રઘુપતિને પુત્ર જાણે, માતા પ્રેમ અપાર. ૧૨ વન્હિઅસુરકુળદહનકાનન,મુનિમનમાનસહંસ ;અજ્ઞા-

ન તમછેદકદિવાકર, પ્રણુતપાળ પ્રશંસ. ૧૩ જે ભક્ત ચાત્રુક તણી જળધર, અખિલ પુરણુકામ; બ્રહ્માંડ કોટી રોમ તન, વિશ્વના આત્મારામ. ૧૪ જેની કટાક્ષે કાળ કંપે, જેદેવકેરા દેવ; તે કઉશલ્યાના શોક જળમાં, બુડીયા તતખેવ. ૧૫ જદપિએ ભગવાનછે, પણુભક્તવત્સળઈશ; કરૂણાવચન સુણી માતનાં, ગદ્દગદ્દ થયા જુગદીશ, ૧૬ રૂદે ભરાયું રામનું ,જોઈ માતાનું કલ્પંત;તેસમાનેશોકેકરી,ધરૂજીધરા દુખવંત ૧૭ ત્યારે વીર લક્ષ્મણુ બોલીયા, કરી કેકઇ ઉપર રીસ; મહારાજ આજ્ઞા આપો મુજને, છેદું એનું શીશ. ૧૮ જયારે તમોવનમાં જશો, ત્યારે પીતા તજશે પ્રાણુ: નિરમળ બંધુ ભરથ તે, નહિ કરે રાજય પ્રમાણુ, ૧૯ સહુ અયોધ્યા ઉજડ થશે, ને બુડશે સહુ રાજ; કલેશ કેરૂ મુળ કેકઈ, તને છેદુ આજ. ૨૦ તે માટે એને મારતાં, આજ ટળે સહુંનું દુઃખ; જેમ વાસના છેદતાં સાધુ, પામેઆત્માસુખ. ૨૧રઘુવીર કહેઓ બાપ વીરા,એ શી બોલ્યો વાણુ; સહસા ન કરીયે કાજ વીપ્રીત, જયાં લગી તનમાં પ્રાણુ. ૨૨ આપણેમાતા સરવસરખી,તેમ જાણોમન આપણો ધરમ ન મુકીયે, જો પડે હવડાં તન. ૨૩ નથી દુખદાતા કોઈ કોનું, મિથ્યા તે સંદેહ; સહુ પોતાને કરમે કરી, ભોગવે સુખ દુખ જેહ. ૨૪ ત્યારે લક્ષ્મણુ કહે હું નહીં રહું, તમ વિજોગે નીરવાણુ; તેડી જાઓ મને સાથે નિકર, તજીશ મારા પ્રાણુ. ૨૫ ત્યારે સુમીત્રાજી બોલીયાં, સાંભળો શ્રીરઘુરાય; તમ વિયોગે ક્ષણુ એક તેણે, ઘેર નહીં રેવાય. ૨૬તેમાટે

તેને સાથે તેડો, કહું સાચી વાણ; એકઠા બે બંધવ રહો તો, ધીરજ આવે પ્રાણ, ૨૭ બાળપણામાં માત રાખે, વૃદ્ધ પણે સુત ધીર; તન વેદના જાણે ત્રીયા રણમાં સંભાળે વીર. ૨૮ તેવાં સુમિત્રાનાં વચન સુણીને, બોલિયા શ્રી રઘુનાથ; વારૂ માતા વીરને હું લઈશ મારી સાથ. ૨૯ હર્ષ થયો લક્ષ્મણને તદા, હા કહી શ્રી રઘુવીર; વન જવાને તત્પર થયા, માતાયે મૂકી ધીર. ૩૦ કલ્પાંત કરતાં કઉશલ્યાજી, બોલિયાં તેણે ઠામ વરશ ચતુર્દશ તુજ વિના, હું કયમ કાઢીશ રામ. ૩૧ મારા લાડકવાયા લાલજી, ક્યારે દેખીશ તારૂં મુખ; ભૂખ્યા તરશ્યા વનમાં થશો, કોણ પૂછશે સુખદુ:ખ. ૩૨ કૈકઈની વાણી ખરી કરી, પાળ્યું પિતાનું વચન; હવે મારી આજ્ઞા ભંગ કરી, કયમ જાય છે તું વન. ૩૩ ત્યારે રામ કહે હો માત ચિંતા નવ કરશો મનમાંહ્ય; થોડા દિવસમાં તમ કને; આવીશ પાછો આંહ્ય. ૩૪ ત્યારે આજ્ઞા પાળીશ અતિ ઘણી, માનજો સાચું માય; ઘણાં વરસ મારે તમારી કરવી છે સેવાય. ૩૫ તોયે માત રોના રહે નહીં, નથી આવતી મન ધીર; આકાશવાણી થઈ તદા, બોલી વચન ગંભીર. ૩૬ હે કઉશલ્યાજી રામની, ચિંતા ન કરશો લેશ; સર્વ ઠામે વિજય થાશે, કુશળ રહેસે એશ. ૩૭ તે સચ્ચિદાનંદ બ્રહ્મ પુરણ, કોઈ ન જાણે પેર; કારજ કરવા દેવનું અવતર્યા છે તમ ઘેર. ૩૮ શેષનો અવતાર લક્ષ્મણ, સીતા લક્ષ્મી સ્વરૂપ; તે રામ શ્રી ભગવાન છે. બ્રહ્માંડકોટીભુપ. ૩૯ આકાશવાણી સાંભળી, મનમાં વિચાર્યું માય; પણ મુખે કહે-

વાતું નથી, જે રામ વનમાં જાય. ૪૦ પછે પ્રદક્ષણા કરીમા-તની ચરણે નમ્યા શ્રી રામ; કર જોડી સન્મુખ રહ્યા ઊભા, પોતે પુરણકામ. ૪૧ ત્યારે કઉશલ્યાયેહૃદયેસાથેચાંપિયા ર-ઘુવીર; મોકળે મુખથી રૂદન કરતાં, મૂકી મનની ધીર. ૪૨ તે સમાનું દુ:ખ શોક જે, કવિયે તેનવકહેવાય;રઘુવીરજીને નેત્ર આંસુ, ધારા ચાલી જાય. ૪૩ પછેનિશ્ચેજાણ્યુંમાતાયે, વન જવાનું રઘુનાથ; કરૂણા કરી કઉશલ્યાયે; મુકયો મસ્તકહાથ ૪૪ ચરણે નમી ચાલ્યા તદા, આજ્ઞા ગ્રહી અભિરામ; શ્રી જાનકીને મંદિરે આવ્યા, લક્ષ્માણ સાથે રામ. ૪૫ વલણ— શ્રી રામ લક્ષ્માણ સહિત આવ્યા, સીતાજીની પાસરે; આજ્ઞા આપો જનકતનયા, અમો કરી આવું વનવાસરે. ૪૬ ઇતિ-શ્રી રામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારયાંઅયોધ્યાકાંડે શ્રી રામસીતાસામીપ્યાગમનંનામનવમોધ્યાય: ૯

## અધ્યાય ૧૦

રાગ આશાવરી—શ્રી રામચંદ્ર આવ્યા નિજ મંદિર, જોયું જાનકીયે રૂપ; રાજ્યચિન્હ કાંઇયે નવ દીઠાં, ઉદાસીત્રિભોવન ભૂપ. ૧ કમળ નેત્ર આરકત થયાં છે, કરમાયું મુખગાત્ર; પછે કરૂણા વચને સીતાની સાથે બોલ્યા જનકજામાત્ર, ૨ સુણો સાધવી કૈકઈયે માગ્યું, રાયની પાસે વચન; તેમાટેઅમોવર્ષ ચતુર્દશ, જઈને રહીશુંવન. ૩ પિતાનીઆજ્ઞા પાળવીનિશ્ચે મારો તેહજ ધર્મ; તે માટે તમો રહેજો મંદિરમાં, માતા પાસે પર્મ. ૪ સર્વ માતાની સેવા કરજો, પાળજોધર્મ અશેષ; કૈકઇ

કઉશલ્યા સુમિત્રામાં, નવ અંતરગણુશો લેશ. ૫ સદાકાળ અહીં રહોજોસુંદરી, નવ જાશો તાતને ઘેર; તેવાં વચન સાંભળી જાનકી વળતાં;રૂદન કરે બહુ પેર. ૬ અહો નાથ હું દાસી તમારી, વિજોગ નવ સેહેવાય; તમ વિના હું કયમ રહું એકલી, એક ઘડી જુગ થાય. ૭ જળ વિણુ જળચર કયમ જીવે, જો કરિયે ક્રોડ ઉપાય; હું છાયા તમારા દેહ તણી પ્રભુ, કહો કયમ અળગી થાય. ૮ કનક કાન્તિ જયમ દીપશીખા; રવિરશ્મિ સદા રહે પૂરી; તે કલ્પાંતે વિલક્ષણુ ન થાય, જયમ પરિમલ ને કસ્તુરી. ૯ તેમ હું તમથી કયમ રહું વેગળી, સુણીયે શ્રી રઘુરાય; જયમ સદા વિવેક સાધુનું રૂદે, તજી કલ્પાંતે નવ જાય, ૧૦ તમ વિના મંદિરમાં હું નહિ રહું, સ્વામી સુણો સુખરાશી; તે માટે મને સાથે તેડો;સેવા કરવા દાસી. ૧૧ ત્યારે રામ કહ તમો આવેથી મને થાય ઘણો જંજાળ; કોમળ ચરણે ચલાશે નહિં વળી, વનમાં સિંહ ને વ્યાળ. ૧૨ આ તપ શીત વૃષા ગિરિ કંટક, કયમ સહેવાશે દુઃખ; સીતા કહે તમને દુઃખ સ્વામી, તો મારે કયાંથી સુખ. ૧૩ મન મારૂં મધુકરછે તે તમ ચરણુકમળ અનુરાગ; જો સ્વામી સાથે નહિ તેડો તો, હું કરીશ દેહનો ત્યાગ. ૧૪ સીતાનાં એવાં વચન સાંભળી, સંતોષ્યા મન રામ; અરે પ્રીયા તમો પુછો ગુરૂને જો આજ્ઞા કરે અભિરામ. ૧૫ ગુરૂ આજ્ઞાએ તેડી જાઊં તો, કોઇ ન કરે નિંદાય; લોક તણો અપવાદ ન લાગે, કારજ સિદ્ધિ થાય. ૧૬ ત્યારે ગુરૂને કહાવ્યું જનકસુતાયે,આવ્યા તતક્ષણુ મુન્ય;આ-

સન પુજન ચરણે નમીને,સીતાબોલ્યાં વચન.૧૭ હું સ્વામી સાથે વનમાં જાઊં છું,કરવા પતિ સેવાય; માટે આજ્ઞા આપો ગુરૂજી,વીજોગ મેં નવ રહેવાય.૧૮ એવું સાંભળી ગદ્દગદ્દ કંઠ થયા ગુરૂ, આંસુ આવ્યાં લોચન; પછે મુનિ રઘુવીરની પ્રત્યે, બોલ્યા પરમ વચન. ૧૯ અહો રામ તમો તેડો નિશ્ચે, જનક સુતાને સાથ; લક્ષ્મણને પણ તેડી જાઓ,નિજ સંગે શ્રી રઘુ- નાથ.૨૦ આજ્ઞા આપી ગુરૂ આવ્યાપાછા,ભુમિપતિની પાસ; વૃતાંત જાણ્યું રાજાયે,જાયે ત્રણ જન વનવાસ. ૨૧ મુખે બો- લાતું નથી દુઃખે કરી, પીડા ઘણી મન વ્યાપી; અરે મુની મેં શું કૃત્ય કીધું હું કયા જન્મનો પાપી. ૨૨ ત્રિગુણાત્મક એ અપત્ય મારાં, જાયે વનમાં આજ; હજુ પાપી પ્રાણ જતો નથી, તે શું કરવા રહ્યો છે કાજ. ૨૩ એમ રાજા તલસે તન પછાડે, ખુટયું નેત્રનું નીર; સુણો શ્રોતાંજન શું કરતા હવા, પછે પોતે શ્રી રઘુવીર. ૨૪ વહેંચી આપ્યું ઘણું ધન વિપ્રને, અંધ પંગુને ત્યાંહે; વળી જે કો દુરબળ તેને આપ્યું, પોતાના પુંર માંહે. ૨૫ અસીત કરણુવ દુરવાસા આદે, અત્રી ને કઉં- શિક મુન્ય; તેને ઘેર પહોચાડી રામે. ઘણું એક આપ્યું ધન્ય. ૨૬ વળી ચાકર નિત પોતાના સેવક, તેને ઘણું એક આપ્યું; ભાટ બંદીજન આદે સરવે,જાચકનું દુખ કાપ્યું.૨૭માતાઓ સરવેને ઘેર પહોંચાડયું, ધન તેણીવાર; સહસ્ત્ર વરસ લગી ખુટે નહિં, એમ વસ્તુ મોકલી અપાર. ૨૮ પોતાનાઘરની જે સં- પત્તિ, ભારે પદારથ ભોગ; તે સરવે ગુરૂને ઘેર મોકલી, પોતે

લીધો જોગ. ૨૯ વસિષ્ઠ ગુરૂનોપુત્રજ કહાયે,સુયજ્ઞ એવું નામ. તેને પોતાનાં જે વસ્ત્ર આભુષણ, તે પહેરાવ્યાં રામ.૩૦તેની વધુને સીતાજીયે, પહેરાવ્યા નિજ શણગાર; પોતાના રથમાં બેસાડી, ઘેર મોકલ્યાંસાર.૩૧ ઘણી ગુરૂને ઘેરપહોંચાડી વસ્તુ કહેતાં નાંવે પાર; ગુરૂને ભાવે ભજે નહી; તેના ડહાપણનેધીક્કાર. ૩૨ ગુરૂને ઘેર સંકીરણ આપદા, આપણે સુખ અભિરામ; સંપત્તિ સરસ તેનીબળી જાઓજે, ગુરૂને ન આવીકામ ૩૩ એમ યથાયોગ સહુને ધન આપ્યું, રઘુપતિયે તેણીવાર; પછે સીતા લક્ષ્મણ સાથે આવ્યાં, કેકઈ ભોવન મોઝાર. ૩૪ કઉશલ્યાદિ માતાઓ સરવે, આવી કેકઈ દ્વાર; ઈષ્ટમિત્ર બંધુજન સજજન, મળ્યું તેણે ઠાર, ૩૫ વન્રાણ--મળ્યું સહુ કેકઈ મંદીરે, શોક રૂદે નવ માયરે; તત્પર થઈ રઘુવીર આવ્યા લાગ્યા પીતાને પાયરે. ૩૬ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅયોધ્યાકાંડેદશરથઆજ્ઞાપ્રતિપાળનાર્થશ્રીરામેણકેકઈગ્રહગમનંનામદશમોધ્યાયઃ ૧૦

## અધ્યાય ૧૧.

રાગ સામગ્રી--પિતા પાસે આવ્યા રઘુરાય, કરી પ્રદક્ષણા લાગ્યા પાય; સનમુખ ઉભા જોડી પાણ, સાથે સીતાલક્ષ્મણ જાણ. ૧ સુમંતે રાયને બેઠા કર્યા, અતિ દુખસાગર શોક ભર્યા; અરે દૈવ તેં આ શું કર્યું, મારે રામ જતાં કાંઈન ઉગર્યુ ૨ પછે રાજા ધીરજ રાખી પ્રાણ, રઘુવીર પ્રત્યે બોલ્યા વાણ; અરે રામ જો જાઓ વન, તો સકટ ભરી લ્યો સાથે ધન. ૩

સાથે રાખો ઘણી સેન્યાય પ્રધાન સંપતિ લ્યો રઘુરાય; વાહન વસ્ત્ર આભુષણ મુખે, કરી આશ્રમ રહો વનમાં સુખે. ૪ દશરથનાં એવાં સુણી વચન, કર જોડી કહે જુગજીવન; અરે તાત સંપત્તી શું કરૂં, હું વનમાં જઈને તપ આચરૂં. ૫ વલકલ અંગ કરીશ પરીશ પરીધાન, નવ જોઈયે સેન્યા પરધાન; એવું સાંભળ્યું કૈકઈ જદા; વલકલ લાવી મુકયાં તદા. ૬ કરી મુકયાંતાં ઘરમાં તૈયાર, પહેરાવ્યાં રામ લક્ષ્મણ સાર; સીતાનાં વસ્ત્ર આભુષણ જેહ કૈકઈયે ઊતરાવ્યાં તેહ ૭ વલકલ પહેરાવ્યાં સુંદરી, ત્યારે વસિષ્ઠ બોલ્યા ક્રોધ કરી; અરે રાણી તું નીરદે ઘણી, રાજ બુડાડયું તેં પાપણી. ૮ જાનકીનાં આભુષણ ચીર શું કરવા ઉતરાવ્યાં અધીર; એમ ઘણાં કહ્યાં છે ગુરૂએ વચન પછે અકળાઈને બોલ્યા રાજન. ૯ અરે ઉઠ અહીંથી તું જા પાપણી, બળિ જાઓ બુદ્ધિ તુજ તણી; મંદ ભાગ્યણી નિરદે ઘણી, તારી જનુનીએ શું કરવા જણી. ૧૦ અતી સુકુમાર એ મારા તન, દુરમુખી તેં આજ કાઢયા વન; શું કરૂં જો બંધાયો વચન, નિકર તુજને પમાડું પતન. ૧૧ (દોહા) એવું કહીને મંગાવિયાં, વસ્ત્ર આભુષણ સાર; તે સીતાને પહેરાવીયા જેની શોભાનો નહી પાર. ૧ પછે ભુપતીયે વઇદેહીને, બેસાડી ખોળામાંય; મસ્તક કર મુકયો તદા, ઘણું રૂદન કરે રાય ત્યાંય. ૨ (સોરઠ.) મારી કુળવધુ અતિસકુમાર; મેં તમને દુખીયાં બહુ કર્યાં; મારા જીવ્યાને ધીકકાર, મેં બાળક કાઢયાં વનવિષે ૧ કયમ સહેશો વનમાં દુ:ખ, આતપ શીત તૃષા તણું; કર-

માશે સુકોમળ મુખ, પાયે કઠણુ કંકર ઘણું ખુંચશે. ૨ મારા કુળદીપક વય-બાળ, કયાં કહેશો વાત સુખ દુઃખની; તારા અંગ તણી સંભાળ, તે કયાં કરશે મહા વન વિષે. ૩ મારા ડહાપણુને ધીકકાર, આજ સ્ત્રી વશ હું કયમ થયો; મારૂં ઉજડ થયું ઘરબાર, જાય રામ લક્ષ્મણુ ને જાનકી. ૪ મારા તનમાં લાગી લાહ્ય, હું કયાં જાઉંને કયાં રહું, મારો પાપીપ્રાણુ ન જાય, હજી શું દુઃખ જોવાને રહ્યો. ૫ એમ રાજા કરે કલ્પાંત આંખે આંસુની ધારા વહે; સહુ સભા થઈ દુખવંત, જાણેપુર આવી નદી શોકની. ૬ પછે જાનકીને તે દીસ; અમૂલ્ય આભૂષણુ આપીયાં; પછે રાયે દીધી આશીષ, તારો જશ થજો ત્રિલોકમાં. ૭ જે પોતાનો રથ કહેવાય, તે મહિપતિયે ત્યાં મંગાવિયો; પછી કહ્યું સુમંતને રાય દશરથ, બેસાડી તેડીજા રામને. ૮ સુરસરી ત્રટ વનમાંય, જજે ત્યાં લગી રથ હાંકીકરી થોડા દિવસ રહી ત્યાંય, પછે રામને તેડીને આવજે. ૯ પછે જગત તણી જે માય, તેણે સ્વસુરની પ્રદક્ષણા કરી; કરજોડીને લાગ્યાં પાય. ત્યારે રૂદન કરે ઘણું રાયજી. ૧૦ ચાલ્યાં કૌશલ્યાએ રૂદે સાથ, માતા આક્રંદ ઘણું કરે; સીંતાને શિર મૂકી હાથ, પછે આશિષ અવિચળ ઉચરે. ૧૧ (ચોપાઈ,) સુમંત લાવ્યો રથ જોતરી (માંહ્ય) બેસાડયાં સીતાસુંદરીઃ સરવ સાસુને ચરણે નમી, રથ બેઠાં ગુરૂપદ પ્રણમી, ૧૨ થયા તત્પર બે વીર સુજાણ, લીધાં ધનુષ ભાથાને બાણુ; પિતા તણે તવ નમીયા પાય, ગુરૂ ચરણ વંદ્યા રઘુરાય. ૧૩ વશિષ્ઠે આશિષ

દીધી ઘણી, જયાં લગી તપે ચંદ્રસુરમણિ; ત્યાં લગી અખંડ રહેજો સદા, વિજય પામજો રણ સર્વદા; ૧૪ પછે રામ સહુ માતને નમ્યા, પિતા ગુરૂના પદ્દ પ્રણુમ્યા; જાનકી બેસાડયાં રથ માંહે, રામ લક્ષ્મણ બોલ્યાં ત્યાંહે. ૧૫ દશરથ પડયા ક-લ્પાંતજ કરે, માતા સહુ લોચન જળ ભરે; નગ્ર બારણે આવ્યા રામ, રૂએ લોક સહુ ઠામો ઠામ ૧૬ પ્રાણ વિના દેહ હોયજદા અવધપુરી એવી થઈ તદા; ભકત મિત્ર ને વિપ્ર પ્રજાય, તે સહુ રામની પુંઠળ જાય. ૧૭ દૂર જઈ ઉભા રઘુવીર, સર્વ પ્રજાને આપી ધીર; કરજોડી કહે છે શ્રી રામ, ( હવે ) તમોસર્વ પાછા જાઓ ગામ. ૧૮ થોડા દિવસમાં આવું અમો, માટે જાઓ નગ્રમાં તમો; એવું સાંભળી સરવે જન. આયાં માંતે જાઓ રૂદન. ૧૯ કેટલા ભકત બ્રાહ્મણ ને મિત્ર, જ્ઞાનીતપસ્વી પરમ પવિત્ર; તે શ્રી રામની સાથે થયા, નિસ્ચે વચન મુખથી બો-લીયા. ૨૦ જો પ્રાણ અમારો જશે અહીં, સંગતમારોમુકીશુ નહીં; રામ સંગ ચાલ્યા બળપૂર, પડી સાંજ આથમિયો સૂર ૨૧ આવ્યા રામ જુમનાંની તીર, ત્રટે ઉતરયા શ્રી રઘુવીર; અવધપુરીમાં આનંદકૂશ, પ્રવેશીરામજતાંઅવદસ, ૨૨જતાં શુદ્ધ વિવેકજ સાર, અજ્ઞાન પ્રવેસે રૂદેમોઝાર; કઉશલ્યાઆદે રાણીયો જેહ, કેકઈને મંદિરબેઠીતેહ. ૨૩ગુરૂનીઆદે સજ્જન સહુ, વીંટી રાયને બેઠું બહુ; નથી ચિત્ત રાજાનું ઠામ, ઘડી બે ઘડીયે બોલે રામ. ૨૪ રામ વિજોગ તણું દુખજેહકોઈએસહે-વાતું નથી તેહ; સહુ માતાયે મરણઆદર્યું, ઝેરપીવાનેતત્પર

કર્યું. ૨૫ બોલ્યા વશિષ્ઠ કહું તે મન ધારો, સહસા પ્રાણઘાત નવ કરો; રામ જશે લંકા મોઝાર, કરશે રાવણ કુળ સંહાર. ૨૬ કુશળ ચઉદ વરશે આવશે, હેતે મળશે બોલાવશે; જો હું જુઠી કહેતો હઉં વાણ, તો મુજને રાઘવનીઆણ. ૨૭ ગુરૂનાં એવાં સુણી વચન, સહુને ધીરજ આવી મન; વિશ્વાસ આવ્યો ને મન કર્યું. માટે વિખપાન કોઇએ ન કર્યું. ૨૮ વાલમીકની મૂળ કાવ્યની કથા, તેનો અરથ એ છે સર્વથા; કોઈ કહેશે મિથ્યા કહ્યું એહ, તે માટે નિવરત્યો સંદેહ. ૨૯ અવધપુરીમાં એ ગત થઈ રહ્યા રામ જુમનાં ત્રટ જઈ; પત્ર પાથર્યાં પૃથ્વી માંહે, શ્રમિત થઇ સહુ સૂતાં ત્યાંહે ૩૦ વલણ—સુતાં સર્વે શ્રમિત થઈને, જુમના ત્રટે વિખ્યાતરે; બે પહોર રજની વહી ગઇ, ત્યારે શ્રી રામે વિચારી વાતરે. ૩૧ ઈતિશ્રીરામચરિત્રે સંમતવાલ્મિકીનાટકધારાયાં અયોધ્યાકાંડે સીતા લક્ષમણ સ્યાંસહશ્રીરામવનાભિગમનંનામ એકાદશોધ્યાય: ૧૧

## અધ્યાય ૧૨

રાગ સામેરી—રઘુવીર જુમનાં ત્રટરહ્યા, તેવિચાર કરતામન રથ સહિત વીંટી રામને, સુતા સકળ પુરજન. ૧ તે સરવ નિંદ્રાવશ થયા, મધ્યનિશા ગઇછે ત્યાંહ; ત્યારે રામ લક્ષમણ જાનકી બેઠાં ત્રણે જણ રથમાંહ્ય ૨ સુમંતને કહે હાંકય રથ, અંતરીક્ષ મારગ આજ; જેમ જાણે નહી કો અવધવાશીતેમ કરવું કાજ; ૩ પછે સુમંતે રથ ચલાવ્યો, આકાશમારગત્યમ શ્રંગબેર માંહે ઉતર્યાં, જ્યાં ગુહ્યકનો આશ્રમ. ૪ તે ગંગાજીના

તીર ઊપર,આવીયા શ્રી રામ;નમસ્કાર કર્યો જાન્હવીને, પોતે પૂરણકામ, ૫ ત્યાં રામ લક્ષ્મણ જાનકી, સાથ સુમંત પ્રધાન; તે સગર કુળતારણી, ગંગામાંહ્ય કીધાં સ્નાન, ૬ સુરસરીની સ્તુતી કહી,રામે આચર્યું નિત્યકર્મ;પછે ઉતર્યા એકવડતળે, આસન રચીને પર્મ. ૭ પેલા વિપ્ર જાગ્યા પ્રભાતે, નવ દીઠા રથ રઘુવીર; ત્યારે રૂદન કરવા માંડયું સરવે,મૂકી મનની ધીર. ૮ રથ ચક્રનો ચીલો ન દીઠો, વિચાર્યું મન સાથ; ગયા હશે પાછા અવધપુર,રથ બેસીનેરઘુનાથ.૯તેસર્વ આવ્યાનગરમાં, મિળવા તણી મન આશ;શ્રી પતીને દીઠાં નહીં,ત્યારેથયાછેક નિરાશ. ૧૦ રહ્યા રામ ગંગા તીર ઊપર, વડ તળે તે જાણુ; તે દિવસ અહાર કર્યો નહીં, દિન બે થયા નિરવાણ. ૧૧ત્યાં રાત શ્રી રઘુવીર રહ્યા, પછે થયો પ્રાતઃકાળ;સ્નાન સંધ્યા આચર્યાં, જે ધર્મના પ્રતીપાળ. ૧૨વડદુધસિંચીજટાબાંધી,ભસ્મચરચી અંગ;જેમ હોય જોગીનિરંજની,તેમ શોભતા શ્રીરંગ૧૩. રામે જટામાંદુધવડનું સીંચિયું જેણીવાર;ત્યારેસુમંતેકલપાંત કીધું, નેત્રે આંસુધાર. ૧૪રઘુવર વળતા બોલીયા સુમંતપ્રત્યે વાણ; હે વીર હવે જાઓ વહેલા, અવધપુરમાં જાણ, ૧૫ અમો નાવ બેસિ ગંગાજી; ઉતરૂં પેલે પાર; તમો અમારી ચિંતા ન કરશો,જઇશું વન મોઝાર.૧૬ રાયને ધીરૂજઆપજો સંભાળજો પુરકાજ; રૂડી પેરે પ્રજાને પાળજો, નીતિસાથેરાજ. ૧૭ વળી ઇષ્ટ મીત્ર ગુરૂ પિતાને, કહેજો મુજ પ્રણામ; ચઉદ વરસ વીત્યાપછી, અમો આવીશું નિજ ગામ. ૧૮ સુમંત

એવું સાંભળી કરતો રૂદન અપાર; રઘુવીર ચરણે શીષ મુકી, પડિયો તેણીવાર. ૧૯ મહારાજ તેડો સાથ મુજને આવુંસેવા કામ; તમ વિના નહીં જાઊં પુર વિષે, શું મુખદેખાડું સ્યામ ૨૦ ઠાલો રથ લઈ તમવિના, પુર જાઉં જેણીવાર,તો આત્મ-હત્યા કરે તતક્ષણ, માત પિતા પરિવાર. ૨૧ માટેતમારીસાથે આવીશ, સુણો પુરૂષપુરાણ; જો તેડી નહીં જાઓ મુજને તો તજીશ મારા પ્રાણ. ૨૨ નિકર પાછા ચાલો પુરમાં,દશદિવસ રહી આંહીં; રાયે કહ્યું છે વન ફેરવી, પાછો લાવજે પુરમાંહી. ૨૩એવાંસ્નેહવાયકસાંભળી, થયા દ્રવિતશ્રી રઘુનાથ;સુમંત ચાંપ્યો રૂદે સાથે, મુસ્તક મુકયોહાથ. ૨૪તમેડાહ્યાછો સુમંત માટે, રાખો મનમાં ધીર; આજ્ઞા પાળો માહરી, ઘેર જાઓ નિશ્ચે વીર. ૨૫ એમ ઘણાં કરૂણા વચન કહીને સમજાવ્યો ધરી નેહ; લોપાઈ નહીં રામની આજ્ઞા, વળ્યો પાછો તેહ. ૨૬ શ્રી રામલક્ષ્મણ જાનકીને, નમ્યોમનઉચાટ;સુમંતરથહાંકી વળ્યો, તે અવધપુરની વાટ. ૨૭ સુમંત મહા દુઃખવંતથઇને વળ્યો પાછોત્યાંહ;ગંગાઉતરવારામજી,પછેવિચારેમન માંહ્ય ૨૮ ત્યાં જાન્હવી નિરમલવહે,ગુહ્યકતણોઆશ્રમ;ઘણાભીલ કોળકિરાત રહેછે, ઘાટ શોભા રમ્ય. ૨૯ સહુગુહ્યકમાં સરદાર છે, ઘોરાય તેનું નામ; તે કર્મનાવિકનું કરે છે,ગંગા તીરેઠામ ૩૦ ગયા રામજી તે ઘાટ ઉપર જયાં ગુહ્યકનો આશ્રમ; ભાઈ પાર અમને ઉતારો, એમ કહે પૂરણબ્રહ્મ. ૩૧ જેના નામની નૌકાવડે, ભવ સિંધુ તરતા જન; તે પ્રાર્થના પોતેકરેબોલતા

દીનવચન. ૩૨ ધોરાય કહે તમો કોણ છો, કોણ માત પિત
ને ગામ; શે કારણ તમો નિકળ્યા, કહો શું છે તમારૂં નામ. ૩૩
શ્રી પતિ કહે ધોરાય સુણ. પુર અયોધ્યા કહેવાય; સૂરજવંશી
સત્યપાળક, ભુપ દશરથ રાય. ૩૪ અમો પુત્ર છું તે રાયના,
વળી આજ્ઞાકારી ચાર; હું રામને આ વીરલક્ષ્મણ, સાથે સીતા
નાર. ૩૫ વરદાન માગ્યું અપરમાતે, રાય પાસે વચન; આજ્ઞા
પિતાની પાળવા, અમો નિકળ્યા છું વન. ૩૬ તે માટે પાર
ઊતાર અમને, જવું વનમાં જાણ; મનવાંછિત સુખ પામશો,
ને થશે તુજ કલ્યાણ. ૩૭ એવાં વચન શ્રી રામનાં, તે સુણ્યાં
સત્ય પ્રમાણ; ત્યારે માતા ગુહક તણી. ઘરમાં થકી બોલી
વાણ. ૩૮ અરે પુત્ર સુણ એ રામને નવ ઊતારીશ તું પાર;
મેં સાંભળ્યું મુની મુખ થકી, તે કારણ કહું નિરધાર. ૩૯ એક
શલ્યા થઈ ગઈ સુંદરી, એની ચરણ રજ પરતાપ; માટે નાવ
નારી થઈ જશે, જો સ્પર્શ કરશે આપ. ૪૦ સુણી માતા વાણી
કહે ગુહક, સત્ય એ નિરધાર; કંઈ અટક છે તમ ચરણ રજમાં;
નહીં ઊતારૂં પાર. ૪૧ પખાળ્યાથી એ કાષ્ટ કુંડું. શાપ નારીરૂપ;
પછે ઉદ્યમ શો કરૂં [illegible], [illegible] ૪૨ માટે
ફરી [illegible] કહું આજ, ત્યાર [illegible] નાવમાં
તમને [illegible] પાણી [illegible],
[illegible],
[illegible] જેમ તુજ [illegible] ૪૪ [illegible] શ્રી [illegible]ને
[illegible] ૪૫

કાષ્ઠની કથરોટ લાવી, તેહ મૂકી ધાર્ણ; તે મધ્યે ધોયા જતનથી શ્રીપતિ કેરા ચર્ણ. ૪૬ લુછી પટે નિજ ગોદમાં, પદ મૂકીયા પરિધાન, પછી રામપદજળ સહુ કુટુંબે, મળીને કીધું પાન. ૪૭ દેવનાં દુંદભી ગડગડયાં, થઈ પુષ્પવૃષ્ઠી અપાર; ધન્યધન્ય કહેતા સુરસકળ, એના ભાગ્યનો નહીં પાર. ૪૮ તેચરણથી ગંગા થયાં, મુનિપતિનથઈનિષ્પાપ; શિવવિરંચીસહસ્ત્રલોચન, જે રજ ઈછે આપ. ૪૯ માયાપતિ એ શુદ્ધ ચૈતન, જગતગુરૂ રઘુવીર; તે પ્રભુના પગ ધોઈ પીધું, ગુહ્યકે ત્યાં નીર ૫૦શ્રીપતિ પદ પ્રતાપથી, ઉપની ભકિત અપાર; ફળ ફૂલલાવી ત્રણેજણને, કરાવ્યો છે અહાર. ૫૧ ગુહ્યકે લીધા સ્કંધ ઊપર, શોભતા શ્રીરંગ; પછે નાવમાં બેસાડીયા, તે સીતા લક્ષમણ સંગ. ૫૨ નાવ ખેડયું ગુહ્યકે, ઊતર્યા ગંગા તીર; જેમ જોગીપામેનિવૃત્તિ એમ પામ્યા પેલી તીર. (વલણ)—તીર ગંગાને ઉતર્યા, નાવમાંથી રઘુરાયરે; ઘણી સ્તુતિ કીધી ગુહ્યકે, કરજોડી લાગ્યો પાયરે, ૫૪ઇતિશ્રીરામચરિત્રેસંમત વાલ્મિકીનાટકધારાયાં અયોધ્યાકાંડેશ્રી રામસ્યનાવેનગંગોત્તરણુનામદ્વાદશોધ્યાય:

## અધ્યાય ૧૩

રાગ મારૂ--રામ ઊતર્યા ગંગા પાર, સાથે સીતા સુમિત્રાકુમાર; પછે નાવિક પ્રત્યે વચન, હસી બોલ્યા કમળ લોચન. ૧ માગ્ય માગ્ય આપું વર હુંય, મુજને ઘણો વહાલો તુંય; પુરૂં સકળ મનોરથ આજ, કર્યું ઘણું મારૂં કાજ. ૨ નમ્યો ગુહ્યક જોડીપાણ, બોલ્યોગદગદકંઠેવાણ; નિજભકિતઆપોરઘુનાથ,

મારે મુસ્તક મૂકો હાથ. ૩ સુણી રામ થયા પ્રસંન, તેને દીધું આલિંગન; જા તું ભકિત કરજે મારી; અંતે સદગતિ થાશે તારી ૪ એમ કરૂણા કરી ભગવાન, થયું ગુહ્યકને સહુ જ્ઞાન; પામ્યો પદરજ નિરમળ ગાત્ર, થયો રામકૃપાનું પાત્ર. ૫ નમી રામને આવ્યો ઘેર, કરે ભકિત અતિ સુખભેર; મૂકયું નાવિક કેરૂં કર્મ થયો રામ અનુગ્રહે પર્મ. ૬ તે દિવસથી પામ્યો અધીકાર. ઘો રાજા થયો વિશ્વ વિસ્તાર; ભોગવે રાજધાની ભોગ, મન શ્રી રઘુવીર સંજોગ. ૭ રામ ઉતર્યા ગંગા તીર, પડી રાત્રી રહ્યા રણુધીર; બીજે દિવસ આવ્યા પ્રયાગ, ત્યાં સ્નાન કર્યું મહાભાગ ૮ ત્યાંથી આવ્યા પુરણબ્રહ્મ, ભારદ્વાજ તણે આશ્રમ; ઋષી રામને મળીયા હેત, વિનય ભકિત પ્રેમ સમેત. ૯ ભારદ્વાજે કરી સ્વાગત્ય, સંતોષ્યા છે ઘણું રઘુપત્ય; જાણ્યું સર્વ મુનિ વનમાંય, આવ્યા રામને મળવા ત્યાંય. ૧૦ ભારદ્વાજને આશ્રમ ધીર, એક રજની રહ્યા રઘુવીર; બોલ્યા મુનિ સુહુ પૂરણકામ, રહો ચઊદ વરસ અહીં રામ, ૧૧ રઘુવીર કહે ઋષિરાય, મેં આઠામે; ન રહેવાય; પાસે રહ્યા વિચારી મન, આવે માતપિતા પુરજન. ૧૨ મારી સંગે તે કષ્ટ જ પામે, માટે રહેવાય નહિ આ ઠામે; એવુ કહીને ઉઠયા રઘુવીર, ચાલ્યા જાય પ્રયાગની તીર. ૧૩ સિદ્ધવડ છે ત્યાં ગંભીર, દેવી સાવિત્રી છે મહાધીર; ત્યાં લગી ભારદ્વાજ આવીયા, તે વળાવીને પાછા ગયા. ૧૪ સાવિત્રી દેવીનું પૂજન, કર્યું સીતાએ નિરમળ મન; પ્રાયગ તીરે સિદ્ધવડ ઠામ, ત્યાં કલ્પ કર્યો શ્રીરામ. ૧૫ વનજઈને આવીશું જ્યારે

કરીશું અહિં રહીને ત્યારે; કરાવીશું બ્રાહ્મણને ભોજન, વળી સંત નિરમળ મન. ૧૬ ત્યારે બે લક્ષ આપીશું ગાય, એવું બોલ્યા શ્રી રઘુરાય; ત્યાંથી ચાલ્યા જાનકી કંથ, ચિંતવ્યો ચિત્રકૂટનો પંથ. ૧૭ સીતા લક્ષમણ સાથે ધીર, ચિત્રકૂટ ચઢયા રઘુવીર; તે ગિરિ મહારમ્યવિશાળ, તરૂ સફળ છે ભુમીરસાળ ૧૮ તેની ઉપર ચઢીયા રામ, ભકતવત્સળ પૂરણકામ; ગિરિ આશ્રમ છે પાવન, ત્યાં રહેછે વાલ્મિક મુન્ય. ૧૯ જે નારદના ઉપદેશે થયા આદિ કવી શુભ વેશે, જેની શાન્ત મતી છે મોટી કરી રામાયણ શત કોટી. ૨૦ એવા વાલ્મિક રહે તે ઠાર, જેની પાસે મુનિ છે અપાર; ત્યાં ગયા પોતે રઘુરાય જઈ લાગ્યા મુનિને પાય. ૨૧ રઘુવીરને દીઠા જયાહે, ઘણું હરખ્યા મુનિ મન માંહે; ઉઠાડયા રામને તેણીવાર, ભેટયા મુનિવર પ્રેમ અપાર. ૨૨ પછે સર્વ મુનિને રામ. પાયે લાગી કર્યા પ્રણામ; ઘણું હરખ્યા વાલ્મિકમુન્ય, ફળપુલ કરાવ્યાં આશન. ૨૩ ધનદિવસ ઘડી મહારાજ, રામ દરશન પામ્યો આજ; સહુ બેઠા થઈ સુખવંત, કહ્યું મુનિવરને વરતાંત ૨૪ હવે રહો અહિં કહે મુની જન, ચિત્રકુટ કરો પાવન; તેવું સાંભળી શ્રી રઘુવીર, કરી ઈચ્છા રેવાની ધીર. ૨૫ જોઈ વિશાળ ભુમિ પવિત્ર, બાંધી પાર્ણ કુટી ત્યાં વિચિત્ર; તરૂછાયા છે ઘણી રસાળ, શિલાસ્ફાટિક ભોમ્ય વિશાળ. ૨૬ ત્યાં રહ્યા કહીને આશ્રમ, સાચવે નિજ કુળનો ધર્મ; રહે અનેક મુનિવર ત્યાંહ, કરી આશ્રમ પરવત માંહ. ૨૭ મુનિપત્નિયો મળવા આવે, જાનકી હરખે બોલાવે;

વન ભીલ કિરતા પ્રમુખ, રામને જોઈ પામ્યા સુખ. ૨૮ ભાતભાતનાં વનફળ જેહ, લાવી રામને આપેતેહ; આવે ભીલડિયો ભાગ્યવાન,સીતાને કરતી ઘણાં માન. ૨૯ વનભુષણના કઈ સાજ, કરી લાવે સીતાને કાજ, એમ સેવા કરે વનવાશી; તે માની લેછે અવિનાશી. ૩૦ જેપ્રભુને કરવા પ્રસન,કરે જપ તપ જોગ જગન; તે માને છે વનચરની સેવ, વખાણે છે તેને ઘણું દેવ. ૩૧ વલણ—દેવતા વખાણે છે વનવાસિને,રહ્યા ચીત્રકુટ રઘુવીરરે; હવે અવધપુરીની કથા કહું, સુણો શ્રોતામતી ધીરરે. ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅયોધ્યાકાંડે ચિત્રકુટાશ્રમેસાતાલક્ષ્મણાભ્યાંસહશ્રીરામનિવાસો નામત્રયોદશોધ્યાય. ૧૩

## અધ્યાય ૧૪

રાગ વેરાડી—સુમંત સંચર્યોરે, મારગે કરતો જાય રૂદન; રથ હાંકી વળ્યોરે, પસ્તાયછે અતિ ઘણું નિજ મન. ૧ અરે હું અભાગીયોરે, વનમાં મૂકીને આવ્યો રામ; મને જનનિયેજન મ્યો વૃથારે,કરવા આવું નિર્દય કામ. ૨ દેખશે રથ રામ વિનારે, પામશે માત પિતા ઘણુ દુઃખ જ્યારે મને પુછશેરે, ત્યારે હું શું દેખાડીશ મુખ. ૩ સુમંત એમ શોચતોરે, રોઈ રોઈ રાતાં થયાં લોચન; અશ્વ ઝુરે ઘણુંરે, પગ પાછા પડે દુર્બળ તન. ૪ અવધપુર આવીયુંરે દીઠી નગરી પ્રેત સમાન; લોક સહુ રૂદન કરેરે જે જ્યાં તે ત્યાં મુકી ભાન. ૫ જ્યારે રામ વન ગયારે, પુરમાંહે પડી છે હડતાળ; દેહ જયમ પ્રાણ વિનારે, તેમ થઈ

અવધપુરી તેકાળ. ૬ પ્રધાનત્યાંપરવર્યોરે,પુરમાંઢાંકી પોતાનું મુખ; કેકઈને આંગણેરે રથ છોડયો થયું અતિ ઘણું દુખ. ૭ મંદિરમાં મંત્રી ગયોરે, જ્યાં છે દશરથ ભુપસુજાણ; સહુ સાથ વીંટી વળ્યોરે, રાયના કંઠે આવ્યા છે પ્રાણ. ૮ સુમંતે ત્યાં જઈરે, કીધો રાયજીને પ્રણામ;ભૂપતિ બોલિયારે, સુમંત ક્યાં મુકી આવ્યો રામ. ૯ લક્ષ્મણ જાનકીરે,પ્રાણવલ્લભ મારોરઘુવીર; મારૂં સરવસ ધનગયુ રે, હવે હું કયમ કરીરાખું ધીર. ૧૦ સુમંત તેં શું કર્યુંરે, રામને શિદ મુકી આવ્યોવન; મંદિર મારૂં ઉજડ થયુંરે, કોણે ફોડયાં મારાં લોચન. ૧૧ હું અંધની લાકડીરે, રામને ચોરી ગયું કોણઆજ; દૈવે દુઃખ દીધું ઘણુંરે, મેં શાં કર્યાં હશે કુડાં કાજ. ૧૨ મને મુકી ક્યાં ગયારે, આવા મારા રામ કુંવર સુકુમાર; મારી આજ્ઞા કોણ પાળશેરે, કોણ ચલાવશે રાજવેહેવાર. ૧૩ વૈદેહી ક્યાં ગઈરે; સુંદર ચંપકળી સુકુમાર; આવો મારી માવડીરે, મેં તુને દીધું દુઃખ અપાર ૧૪ હવે મુખ નથી દેખતોરે, લાડકવાયા લક્ષ્મણ વીર; આવો ડાહ્યા દીકરારે, મારૂં તન મન ધન રઘુવીર. ૧૫ હે વિધિ તેં કર્યુંરે, લુંટીલીધું દેખાડીનેસુખ; આવું કોનેથાયનહીંરે, હા હા દઈવે દીધું ઘણું દુઃખ. ૧૬ બાળકબાળપણેરે, મેં પાપીયેકાઢયાં વન; સુમંત સાચું કહેરે, ક્યાં મુકી આવ્યો પ્રાણ જીવન. ૧૭ ક્યાં લગી સંગ કર્યોરે, ક્યાંથી તું પાછોઆવ્યોઘેર; રામે ત્યાં શું કર્યુંરે, તે માંડી કહે મુજને પેર. ૧૮ સુમંત થયોગળગળો નેત્ર સજળ થઈ બોલ્યો વાણ; મહારાજ મેં ઘણું કહ્યુંરે, પાણ

પાછા ન વળ્યા પુરૂષપુરાણ. ૧૯ હું શૃંગબેર સુધીગયોરે, ત્રણ દિવસ લગી રહ્યા નિરાહાર; મનેપાછોવાળિયોરે,ગુહ્યકેઉતાર્યા ગંગા પાર. ૨૦ દક્ષિણ દિશા ભણીરે, ગંગાઉતરીનેગયા રામ; તમને ઘણા કરીરે, રઘુપતિયે કહ્યા છે પ્રણામ. ૨૧ સુણીએવું ભુપતિરે. રૂંરૂં લાગ્યો હુતાશન; ઘાડે સ્વર થકીરે, રાયે કીધું શોક રૂદન. ૨૨ કંઠ મળિ ગયોરે, અંગ પછાડે અવની માંહ; રામ વિજોગનોરે, અંગે અગ્નિ લાગ્યો ત્યાંહ, ૨૩ આરતનાદ-થીરે, પોકાર્યું રાયે રામનું નામ; દેહ મુકી દશરથેરે, પ્રાણ ગયા કહેનાં હે રામ. ૨૪ વલણ—રામ રામ રઘુવીર કહેતાં ત-જ્યા ભુપે પ્રાણરે; હાહાકાર હવો તદા; સહુ રૂદન કરે નિર-વાણરે. ૨૫ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટક ધારાયાં અયોધ્યાકાંડેશ્રીરામવિયોગાતદશરથમરણનામચતુર્દશોધ્યાય

## અધ્યાય ૧૫

રાગ ભૈરવ—સુણો શ્રોતાજન ગતીકર્મની,ક્યાંરામને વ-નવાસ; ક્યાં મરણ દશરથ રાયનું; એ અકળ ગત્ય અવિનાશ ૧ સુત ચાર દશરથ રાયને, મહા પરાક્રમી બળવાન; પણ અં-તકાળે રાય પાસે, નથી એક તન. ૨ ત્યારે પ્રધાનેપોકારકર્યો, પડ્યા જ્યારે ભૂપ; રામ રામ કહેતાં મરણ પામ્યા, થયા રામ સ્વરૂપ; ૩ નગ્રમાં હાહાકારથયો, કરતી પ્રજાઆક્રંદ કૌશલ્યા સુમિત્રા આદે, રૂએ રાણીવૃંદ. ૪ એક દુઃખ રામ વિયોગનું બીજું રાજા પામ્યા મરણ; જેમ વીંછી કરડેશીશ ઊપર, ડસે પન્નગ ચરણ. ૫ જેમ ચોર લુંટી જાય વળતો, અંગ મારે ઘો-

ય; અગ્નિ લાગ્યો ઘેર વિષે, તે જ્યમે ચાલ્યો વાય. ૬ એ દુઃખ ન આવે હૃદ્ય માં, હારે કવિની વાણ; એમ રાણીયોરોતી ઘણું વિલાપ કરીને જાણ ૭ ત્યારે વશિષ્ઠે વાર્યા સહુને; ન કરશો રૂદન; જે થનારૂં તે થયું, હવે ધીરજ રાખો મન. ૮ તેડાવો ઉતાવળા, ભરથ ને શત્રુઘન; રાજ્યાસન બેઠા પછી, ભૂપને થાય દહન. ૯ પછી અંગ દશરથ રાયનું, તેલમાં રાખ્યું તેહ, તેડવા મોકલ્યા ભરથને, સુમંત મંત્રિ જેહ. ૧૦ ગુરૂકહેતું નવ કહીશ, કંઇ ભરથને એ ઉપાય, જે વન ગયા રઘુવીર, પામ્યા મરણ દશરથરાય. ૧૧ જો સાંભળશે એવું ભરથજી, તત્કાળ તજશે પ્રાણ, કહયા વિના તું લાવ્ય તેડી, ઉતાવળો નિરવાણ ૧૨ સુમંત સત્વર લેઇ રથ, મારગે ચાલ્યો જાય; હવે ભરથ છે મોશાળમાં તેને અપશુકન બહુથાય. ૧૩ મામાનામંદિર વિષે સુતા સજ્યા મોઝાર; ત્યારે ભરનિંદ્રામાં સ્વપ્ન આવ્યું, નિ-શાયે નિરધાર. ૧૪ કૃષ્ણ પહેરી કામનિ, કર ગહ્યું તેલનું પાત્ર તેણે ભરથને શીષ ઢોળ્યું, આવી અકસ્માત. ૧૫ ત્યારે ભરથ ઝબકી જાગિયા; ને કરવા લાગ્યા રૂદન; તવ પાસે માતુલ વર્ગનાં, આવી મળ્યાં સહુ જન. ૧૬ ભરથજીકહેમામાસુણો મને આવ્યું ઘોર સ્વપ્ન, માટે અવધમાં ઉતપાત કાંઇ એક હશે મોટું વિઘ્ન, ૧૭ અમો ચાર બંધુ ને પિતા, વિપ્રીત કાંઇ એક વાત અમો પાંચ જણમાં એકજણની, હોય નિશ્ચે ઘાત. ૧૮ તેવું સુચવે અશુકન ફળ; તેમ કહી કરે છે રૂદન; સંગ્રા-મજીતે સમજાવ્યા, ભરથને શત્રુઘન. ૧૯ એમ કરતા અરૂણ

ઉદે હવો, ને થયો પ્રાતસકાળ; ત્યારે આજ્ઞા લઈ મામા તણી તત્પર થયા બે બાળ. ૨૦ નીકળી ઉભાનગ્રબહારે, શુકન જોવા માટ, વેગે દીઠી ઉડતિ રજ, અવધપુરનીવાટ, ૨૧ ત્યારે દેખા- યો રથ દૂરથી, ઝાંખુ ધજાનું ચીર. હય હળવે હળવે હીંડતા, ઝુરતા નેત્રે નીર. ૨૨ સુમંત બેઠા સુનમુનો, છે શોક સાગરપુર રઘુનાથ લીલાસંભાળી, મનમાંહે રડતોશૂળ. ૨૩ વસ્ત્રેકરીઆં- સુ લુહ્યે, રાતાં થયાં લોચન; સુમંતને ઓળખી ધાયા, બન્યો કૈકઈનન. ૨૪ આવતા જોઈનેઉતર્યો તે ધીરજ રાખી મન: પછે સુમંતે બે વીરને, દીધું આલીંગન. ૨૫ ત્યારે ભરથ કહે ઓ ભાઈ મારા, કુશળ છે રઘુનાથ; મુજ પીતા લક્ષ્મણ વીરઆદે, સુખી છે સહુ સાથ. ૨૬ મુખ કયમ કરમાઈ ગયું, રાતાંથયાં લોચન; તમ કાંતિ કયમ ઝાંખી થઈ, મને કહો સત્ય વચન ૨૭ સુમંત કહે ઓ ભરથજી કુશળ શ્રી રઘુનાથ; મને તેડ- વા મોકલ્યો છે, માટે ચાલો મારી સાથ. ૨૮ પછે બેઠાંરથમાં બેઉ જાણા; ભરથ ને શત્રુઘન; નિજ સેન સાથે આવીયા, તે અવધપુર પાવન. ૨૯ ત્યારે ભરથે દીઠી અયોધ્ધા, જેમ પ્રાણ રહિત શરીર; લુંટયા સરખા લોક દીઠા, સહુને નેત્રે નીર. ૩૦ સુમંતે રથ રાખ્યો તદા; તે કૈકઇ કેરે ઘેર; ઉતર્યા બેવીર ત્યા- રે, વિપ્રીત જાણી પેર. ૩૧ છત્રભંગ દીઠું ભરથજીયે, શોકાતુર સહુ જન; મંદિરમાં સહુ બેઠું, વીંટીને રાજન. ૩૨

વલણ—રાજન પામ્યા મરણ દીઠા, ભરથે તેણીવારરે ત્યારે મૂર્છા ખાઈને પડયા તતક્ષણ હવો હાહાકારરે, ૩૩ ઈતિશ્રી

રામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅયોધ્ધાકાંડેભરથશ-
ત્રુઘનયોરયોદ્ધાગમનંનામપંચદશોધ્યાય: ૧૫.

# અધ્યાય ૧૬

• રાગ વેરાડી—મૂર્છા ખાઈને પડયા ભરથજી, ગઈ છે શુદ્ધ ને સાન; સુમંતે ભરથને બેઠા કર્યા, ત્યારે બોલ્યા થઈ સાવધાન. ૧ ઘણા શોકથી રૂદન કર્યું, થયાં લોચન રાતે વાર્ણ; હો સુમંત તું કહેને સાચું, પિતા કેમ પામ્યા માર્ણ. ૨ કયાં છે રામ રઘુપતિ; કરૂણાસાગર પરમ ઉદાર; હવે સુમંત તું મેળવને, આ મા પ્રાણ તણા આધાર. ૩ આ શું થયું ઓચિંતું અનરથ, પિતા ગયા સુરલોક; પણરામચંદ્રનાચરણજોઈનેસમશેમારો શોક. ૪ પિતા સમાન રામ છે મારે, વડીલ બંધુ રઘુવીર; મારે માથે છત્રજ એ છે, મુગટમણી રણધીર. ૫ એવું કહી મરડાઈ ઉઠયા રામ મંદિર જાવા ભરથ; કોઈ નથી બોલતું કહેતું નથી, જે રામ ગયાનો અરથ. ૬ ત્યારે રૂદન કરે છે કોશલ્યાજી, ત્યા આવીને લાગ્યા પાય; પ્રાણજીવન મુજ રામજ કયાં છે, કહો મને સાચું માય. ૭ રૂદે તાડણ કરીને રૂદન કરતાં કઉશલ્યા કહે વાણ; અરે બાપ રામ વન ગયાનેરાજાયે તજીયા પ્રાણ. ૮ એવું વચન સુણીને ભરથ તે, પૃથ્વી પછાડ્યું શીષ; રૂદન કરતાં ઘોડેસ્વરથી, આલોટતાઅવનીનાશ. ૯ રઘુપતિવન ગયા તે વિજોગે, રાય મુવા નિરવાણ; હજુ શામાટેજતોનથી, એ મારા પાપી પ્રાણ. ૧૦ સાચો સ્નેહ જણાવ્યો રાયે, નવ સહ્યો રામવિયોગ; હું અભાગીયો જીવુંછું, એકે ણા ... મના

ભોગ. ૧૧ એમવિલાપ કરીનેરૂએભરથજી,અખંડઆંસુધાર ભરથ રડતાં એકે કાળે, રોયું સર્વ તેઠાર. ૧૨ કલપાંતનોત્વર-સાદજ વરસ્યો, દુઃખનો દરીયો પુર, વાણી થકી નવ ક-હેવાય કવિયે, મંદ થઈ મતિ ઊર. ૧૩ વજ્ર થકીઘણીકઠોર થાયે; કવિની વાણી જેહ; તોયે કહેતાં ઘણી હારપામે છે, શોક ભરથનો જેહ. ૧૪ તેવે સમે તિહાં વશિષ્ઠ આવ્યા જ્યાં, થઇ રહયો શોક અનરથ; ત્યારે ગુરૂપદ ઉપર મસ્તક મુકી પડીયા પોતે ભરથ. ૧૫ હો ગુરૂદેવ કહો મને સાચું, રામ ગયા કયમ વન; ભુપતિ મરણ પામ્યા શા માટે, કયમ થયાં સાથ વિઘન ૧૬ ગુરૂ કહે તમારી માતાયે માગ્યાં, રાયનીપાસેવચન;મારો ભરથજી રાજ કરે ને, રઘુપતી જાયે વન. ૧૭ ચઉદ વરસની અવધ કરી છે, વન રહેવાની ણુ ૧; રામવિજોગે કરીને રાયે, તતક્ષણ તજીયા પ્રાણ. ૧૮ તે માટે તમો સુણો ભરથ, રાજ્યા-સન બેસો આજ; ત્યાર પછી થાય દહન રાયનું; ક્રિયાકર્મનું કાજ. ૧૯ તેવું સાંભળી ભરથે કર્યું, પછી ઊંચે સ્વરે રૂદન; શરીર સુકાઇ ગયું, ને પૃથ્વી પછાડે તન. ૨૧ જેમ પુષ્પ-કળીપર પડે વિજળી, કેળ ઊપર હિંગપાળ; મુકતા અગ્નિ માંહે પડ. તેવી દયા થઈ તતકાળ, ૨૨ અરે અભાગ્યણી કેકઇ સ-હુને તેં દુઃખ દીધું નેટ; મેં પુર્વે મહા પાપ કર્યાં હશે, જે જનમ્યો તુજ પેટ. ૨૨ પછે સરવે સાંભળતાં હસ્ત ઊંચો કરી, બોલ્યા ભરથજી વાણ; જો હું રાજ કરૂં તો મુજને રઘુપતિકેરી આણ. ૨૩ પૃથ્વી કેરા વિપ્ર જેટલા, તેને પમાડેપતન;તે પાપ

મારે શિર છું, ભોગવું રાજ્યાસન. ૨૪ શ્રીરામચંદ્રજીની સેવા મુકી. જો હું કરૂં તે કાજ; તો વ્યભિચારણી વિધવા કેરા, ગર્ભ-માં આવું આજ. ૨૫ રાજ કર્યાનું જો મન હોય મારે, તો કોટી થાજો શરીર; રજસ્વળાના રૂધીર જેવું મારે, રાજ્યા-ભિષેકનું નીર. ૨૬ શ્રીરઘુવીરના રાજધાની તે, જો હું ભોગવું આજ; તો માત્રગમની હું થાઊ જો, કરૂં અવધપુરીનું રાજ. ૨૭ વન ભોગવે રઘુવીરને, જો હું રાજ કરૂં વળિ અહ; તો સુરૂવધ બ્રહ્મહત્યાનું પાતક, મુજ શિર લાગે તેહ. ૨૮ મૃગજળ માંહે અગસ્ત બુડે, જો પશ્ચિમ ઉગે સૂર; સર્પ સુવર્ણ ભક્ષ કરે. વિધુ વરસે અગ્ની નૂર. ૨૯ મશક મેરૂ ઉખેડી નાંખે, ગંગાને વળગે પાપ; જાતવેદમાં પતગ નાચે, આકાશનું કરે માપ. ૩૦ એ દઇવજોગે થાયતેટલું, સરવે અઘટિત કાજ, પણ ગુરૂ તમારા ચરણની આણ મને, જો કરૂં હું રાજ. ૩૧ તેવું કહીને ઘણી ગાળો દીધી, કેકઈને તેણીવાર; ત્યારે ગુરૂ કહે એ શું કરે કેકઈ, મંથરા કેરા, વિચાર. ૩૨ ત્યારે ભરથે ઉઠીને મંથરા કેરા કેશ ઝાલ્યા કરી રીશ; ક્રોધ કરીને ખડગ ગ્રહ્યું કર, છેદવા તેનું શીષ. ૩૩ ત્યારે ભરથનો હાથ વશિષ્ઠે ઝાલ્યો, સ્ત્રી હત્યા ન કરીશ; પછે ઘણી પાટુઓ મારી ભરથે, કુબજાને કરી રીશ ૩૪ હવે ભરથ તણું પણ કઠણ સાંભળી. વશિષ્ઠે વિચાર્યું મન; પછે રામ તણી જે ચરણ પાદુકા, મૂકી સિંહા-સન. ૩૫ ચામર છત્ર કરાવ્યું તેને, રાખ્યો રાજ વહેવાર; પછે ભરથની પાસે ભુપતિને, કરાવ્યો અગ્નિસંસ્કાર. ૩૬ ત્યારે સા-

તસેં રાણીયો સતી થઈ, જે, પતિવ્રતા કહેવાય; ભુપનીસાથ તે બળી જેમ, સર્યમાં કીર્ણું સમાય. ૩૭ કઉશલ્યાસુમિત્રા થયાં તત્પર, બળવાને જેણીવાર; ત્યારે વાર્યાં વશિષ્ઠેતમેનવ બળશો, શિક્ષા દીધી અપાર. ૩૮ શાસ્ત્ર પ્રમાણે વચન કાઢી, બોલ્યાતેણીવાર; તેને બળવાનું કાંઈ કારણ નહિ જે, પુત્રવંતી હોય નાર, ૩૯ કઉશલ્યા કહે રામ વન ગયા, ને ભુપતી પામ્યા માર્ણું; હવે જીવિનેઅમો શું કરીયે, નથીસુખનું કાંઈઆચર્ણું ૪૦ ત્યારે ગુરૂ કહે તમને રામ મળીને, વળતા જાસે વન; ચૌદ વરસ વિત્યા પછી પાછા, આવશે પુર પાવન. ૪૧ ત્યારે તમે સુખ પામશો અતિ ઘણું, થાશે રૂડાં કાજ; સહસ્ત્ર એકાદશ વરસ લગી, અહીંયાં રઘુવરં કરશે રાજ. ૪૨ એમ સમજાવ્યાં સુમિત્રાકઉશલ્યા, ગુરૂ વશિષ્ઠેતેહ; બળવા ન દીધાં નપ સાથે નિવર્ત્યાં સંદેહ. ૪૩ મુનિ વાલમિકની મુળ કાવ્યનો, એહ જથારથ અર્થ; તે માટે શ્રોતાજન સંદેહ, નવ કરશો કોઈ વ્યર્થ. ૪૪ વલણ—વ્યર્થ સંદેહ કરશો નહિ શ્રોતા. એ મુળ કાવ્યનો અર્થ રે; કહે દાસ ગિરિધર રામને મળવા, પછી થયા તત્પરભર્થ રે. ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં અયોદ્ધાકાંડેભરથશોકાનંતરંદશરથદેહદાહોનામષોડધ્યાય:

## અધ્યાય ૧૭

રાગ બિલાવર—એમ દહનક્રિયા દશરથની કરી, તે રજની દુ:ખમાં અનુસરી; મનમાં ધીરજ રાખી ઘણી, ઉત્તરક્રિયા કરી રાજા તણી. ૧ નાનાવિધના આપ્યાં દાન, કુળ રીતે કર્યું

વિધાન: બીજે દિવસે થયો પ્રાત:કાળ, ભરથે વિચાર કર્યો તતકાળ, ૨ તજ્યાં આભૂષણ નાના રંગ, વસ્ત્ર મૂકી ધર્યાં વલકલ અંગ; બાંધી જટા જોગી હોય જેમ, અંગે ભસ્મ ચરચી છે તેમ. ૩ તત્પર ભરથ થયા તેણી વાર, રામને મળવા વન મોઝાર; ગુરૂ વશિષ્ઠને કહે મહારાજ, રામને મળવાં ચાલો આજ. ૪ મુનિ કહે અતી રૂડું એ કામ, પાળજો આજ્ઞા કરે જે રામ; વાગી હાક નગરમાં તદા, ભરથ મળવા જાય સર્વદા ૫ તેવું સાંભળી પુરના લોક, ચાલ્યા સર્વ તજીનેશોક; સકળ સેન્ય આદે પ્રધાન, ભરથ સાથ ચાલ્યા બળવાન. ૬ ગુરૂ વશિષ્ઠ આદે દ્વિજ જેહ, સરવે રથમાં બેઠા તેહ; પાલખીયે બેસાડયાં માત, સુમિત્રા કઉશલ્યા વિખ્યાત. ૭ કેકઈ રહી ઘેર સર્વથી, ભરથ તેનું મુખ જોતા નથી; ભરથશત્રુઘનચાલેપાય, ચાલે સંગ પ્રધાન પ્રજાય. ૮ અવધવાસિ જન નર ને નાર, નિકળ્યાં સરવે તજી રખવાળ. ૯ જેમારગરઘુપતિગયા, તેમારગ ઘણા મૂકયા રખવાળ, ૯ જે મારગ રઘુપતિ ગયા, તે મારગ સરવે ચાલિયા; ગુરૂ નાથ પાસે તે કાળ, વામ દક્ષણ ચાલે બે બાળ. ૧૦ વશિષ્ઠ કહે હો ભરથ સધીર, નહીં ચલાય કોમળ પદ વીર; માટે બાપ બેસો રથ માંહે, ચાલજો રામ સમીપે ત્યાંહે. ૧૧ ભરથ કહેનવ કહેશો તમો ગુરૂ આજ્ઞાજો બેસું અમો; રઘુપતિ ચર્ણ ચાલીને ગયા, તેથી અમો શું કોમળ થયા. ૧૨ સ્વામી રામ હું સેવક વટે. તો માથાભેર ચાલવું ઘટે; હું અપરાધી રઘુવર તણો, શું દેખાડીશમુખદામણો ૧૩

મારો જન્મ ભુતળ નત્ર થાત, તો શું કરવા વન રઘુવર જાત; ભરથ એમ કહી રોતા જાય, ધીરજ આપે છે મુનિરાય. ૧૪ એવાં ભરથનાં સુણી વચન, ખેદ પામે છે સરવે જન; મારગ ચાલતાં માંહયો માંહ્ય, નર નારી સહુ કહે છે તાંહ્ય. ૧૫ કેકઈ પાપણી કેરે પેટ, જન્મ ભરથનો ન ઘટે નેટ; કાગ વિષ્ટા વેષ્ટિત અશ્વસ્થ, કલ્પતરૂ કર્મ ના સાતટસ્થ. ૧૬ કાગ ઉદરથી કોકિલ સાર, એમ કેકઈ કુખ ભરથ અવતાર; એમ વાત પરસ્પર કરતા લોક, તે ભરથ સાંભળી પામે શોક. ૧૬ અપકીર્તિ એવી સુણી અપાર, ગુરૂનેભરથ પૂછે તેણીવાર; કહો મહારાજ કેકઈ પાપાણી, એણે અપકીર્તિ કીધી આપાણી. ૧૮ પૂર્વે પાપ એણે શું કર્યું, જેઆવું વિપ્રીતકર્મ આચર્યું; ત્યારે વશિષ્ટ કહે સુણ રાજકુમાર, એના પાપનો કહું વિચાર. ૧૯ બાળપણામાં એ દુરમતિ, જ્યારે પિતા તણે ઘેર રહેતી હતી; ત્યારે કોઇક મુનિવર આવ્યાં ત્યાંહ, રાયે રાખ્યા મંદિર માંહ. ૨૦ ચાતુર માસ રહ્યા મુનિરાય, રાજા નિત્ય કરતો સેવાયએક દિન ધરવા બેઠા ધ્યાન, ત્યારે આવી પાસેકેકઇ અજ્ઞાન. ૨૧ કરમાં કાજળ લાવી સુખે કર્યું લેપન મુનિવરને મુખે; એમ બાળક બુદ્ધી હાંસી કરી જાગ્યા મુની ધ્યાન અનુસરી. ૨૨ મુખ ઉપર ફેરવ્યો હાથ, કર કાળો થયો કાજળ સાથ; તે જોઇને ક્રોધવશ્યોમન આપ, તતક્ષણ મુનિયે દીધો શ્રાપ. ૨૩ જેણે મુજ હાંસી કરી નિ:શંક, તેનું મુખ કાળું થજો કલંક; તેવું સાંભળી માત પિતાય, મુનિવરને તવ લાગ્યાં પાય. ૨૪

એ બાળક ભૂલી મહારાજ, સાપ અનુગ્રહ કીજે આજ; મુનિ
કહે મટે ન વાચક તેહ, ભવોભવ ભૂરી કહે થાશે એહ. ૨૫ તેને
હસ્ત થાશે જશ તથા, એ સ્વામીને વશ કરશે સર્વદા; માટે
સુણો ભરથ એ સત્ય વચન, જ્યારે યુદ્ધ કરવાને ગયા રાજન
૨૬ ત્યારે રથ ચક્રમાં ઘાલ્યો હાથ, પામી જશ જીત્યા નરનાથ
ત્યાં રાયે વચન આપ્યું દેઇ માન, તે સમે જોઇ માગ્યું વરદાન.
૨૭ વલણ--વરદાન માગ્યું રાય પાસે, રામને મોકલ્યા વનરે
એ કલંક કાળું રહ્યું જુગો જુગ, સુણો ભરત વચનરે. ૨૮
ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં અયોધ્યાકાંડે
ભરથવશિષ્ટસંવાદેકેકઈકલંકકારણકથનંનામસપ્તદશોધ્યાય

## અધ્યાય ૧૮

રાગ મારૂ--સુણી ભરથ કેકઈની વાત, ચાલે કરતા આંસુપા-
ત; બોલ્યા સુમંત સાથ વચન, જે મારગ ગયા પ્રાણજીવન.
૧ તે મારગ તું વહેલો ચાલ, મને મેળવ્ય દીનદયાળ; એમ
કહેતાં ચાલ્યા જાય, ખુંચે કંકર કોમળ પાય. ૨ એવે આવ્યું
ગંગાતીર રમ્ય, શૃંગબેર ગુહક આશ્રમ; ત્યાં રહે છે ભીલરાજન,
તેણે દુરથી દીઠું સૈન્ય. ૩ મનમાંહે વિચારી વાત, આવતા
હશે રામના ભ્રાત; રાજ લઈને કાઢ્યા વન, તેથી [illegible] આવ્ય
વિઘન ૪ એવું જાણીને બુદ્ધિવાન, [illegible];
તેણી બીજી [illegible] કિરાત, આવ્યા તેણી [illegible] સંખ્યાત.
૫ કરમાં ધનુષ સાયક શસ્ત્ર, તેના પાસે જાડું વસ્ત્ર, લઇ સૈન્ય
ધોરાય પ્રમુખ, યુદ્ધ કરવા ઉભા સન્મુખ. ૬ જોઇ [illegible]

વનચર જન, બોલ્યા ભરથશું શત્રુઘન; આ કો દુષ્ટ આવ્યા
આણે ઠાર, આપો આજ્ઞા કરૂં સંહાર. ૭ ત્યારેસુમંતબોલ્યો
વ્યકત, એ ગુહ્યક છે રામનો ભકત; માટે યુદ્ધ ન કરશો વીર,
મળો એને રાખી મન ધીર, ૮ ભરથ કહે ઉભા રહો આ ઠાર,
હું જઈને પૂછું સમાચાર; એવું કહીને આવ્યા ત્યાંહે, ઊભો
ગુહ્યક રાજા જયાંહે. ૯ દીઠા આવતા ભરથને જયારે. ઘો રાજા
આવ્યો સનમુખ ત્યારે; મળ્યા ભરથજી તેણીવાર કહયો પો-
તાનો સર્વ વિચાર. ૧૦ સુણી સજળ નેત્ર થયો રાય, ઘોરાજા
લાગ્યો ભરથને પાય; કહે ભરથતું મોટોદેવ, તેં કરી રઘુવીરની
સેવ. ૧૧ હું અભાગીયો પામુદુઃખ,થયોરામચરણથીવિમુખ
એમ કહી થયા બન્યો દ્રવિત, ઉપની ત્યાં પરસ્પર પ્રીત, ૧૨
નિજ આશ્રમમાં ઘોરાય, તેડી લાવ્યો સહિત સેન્યાય; ગંગા
તીર વિષે ઉપવન,ત્યાંઊતર્યાસર્વેજન.૧૩રાયેમોકલ્યા ભીલ
અપાર, લાવ્યા વનફળ તેણીવાર;આપ્યાંવહેંચી સરવે સાથ,
કરી સ્વાગત ગુહ્યકનાથ. ૧૪ એક ભરથ વિના તે દન, ફળ
ખાધાં સરવે જન; ભરથ કહે કરૂં ભોજન ત્યારે, કરૂં રામનું
દરશન જયારે. ૧૫ કહ્યાં ગુરૂએ અતિસે વચન, ત્યારે પાણી
કર્યું પ્રાશન; જયાં રાત્રી રહ્યાતા રામ, તે સુમંતેદખાડયોઠામ
૧૬ તે રજમાં આળોટયા ભર્થઘણુંરૂદનકર્યુંસમર્થ;પછેરાત્રી
પડી નિરધાર, સુતા સરવે તેણે ઠાર. ૧૭ થયો જયારે પ્રાતુ-
સ્કાળ આવ્યા ઘાટ ઉપર તતકાળ; સહુ અવધપુરીના જન,
નાહ્યા ગંગામાં નિરમળ મન. ૧૮ મંગાવી રાયે નાવ અપાર

સર્વે ઉતર્યા ગંગાપાર; ચાલ્યો ઘોરાજાતત્ર સાથ, હીંડે ઝાલી ભરથનો હાથ. ૧૯ લીધા સાથ ભીલ ભૂપાળ, કરવા ફળજળ તૃણ સંભાળ; એમ ચાલે સરવ સમાજ, આવ્યા પ્રયાગતીરથરાજ. ૨૦ મલ્યાભારદ્વાજમુનિરાય, કર્યાં દરશનલાગ્યાપાય; સર્વેસમરેજાનકીકંથ, ચાલ્યાચિત્રકોટનેપંથ. ૨૧ વલણ—પંથેપાળાચાલેભરથજી, કહેતા રામકથાયરે. પાવનગિરિચિત્રકૂટ ઉપર. શું કરતા હવારઘુરાયરે. ૨૨ ઈતિશ્રીરામચરિત્રેસંમત વાલ્મિકીનાટકધારાયાંઅયોધ્યાકાંડેઅયોધ્યાપુરવાસિભિઃભરથશત્રુઘનયોઃચિત્રકૂટસામીપ્યાગમનોનામ અષ્ટાદશોધ્યાયઃ

## અધ્યાય ૧૯

રાગ સામેરી—ચિત્રકૂટમાંરહ્યારઘુપતિ, અતિરમ્યસ્થળપાવન; ફળ લેવા લક્ષ્મણજી ગયા, તગિરિપાસેવન, ૧ શ્રીરામ આપે આહુતિ; કરે, હોમ અગ્નિ માંહે; સામગ્રી કર લેઈ ઉભાં જનક તનયા ત્યાંહે, ૨ તેણે સમે એક સુદરશન, ગાંધર્વ નામે જેહ હતો આકાશ મારગ, સ્વઈચ્છાયે તેહ. ૩ તેણે દીઠાં જાનકી અતિ સુંદર રૂપ અનૂપ; તે હરણ કરવા આવિયો, ધરિ કાગકેરૂં રૂપ. ૪ પાનીએ આવી ઝડપ મારી, ગ્રહવાને તેણીવાર; પૃથ્વી ઉપર પડયાં સીતા, કર્યો મુખ પોકાર, ૫ આ જુવોની મહારાજ મુજને, ચાંચ મારે કાગ; તે સાંભળીને જોયું રામે, કોપિયા મહાભાગ. ૬ કુશની શળી કર માંહે લેઈને. નાંખીશ્રી રઘુરાય; તે બાણ થઈને કાગ પુંઠળ, ધાયું વિદ્યુત પ્રાય. ૭ આવતું દેખી બાણ નાઠો, કાગ રૂપે તેહ; થયું પુઠળે બાણ, શ્રી

રઘુવાર કેરૂં જેહ. ૮ બ્રહ્મલોકસુધીભમ્યો,જાણ્યુંનિશ્ચેઆવ્યું મરણ; અપરાધી શ્રી રઘુવીરનો કોઇયે ન રાખ્યો શરણ. ૯ એટલે ત્યાં નારદ મળ્યા, ગાંધર્વ લાગ્યો પાય; આ રામબાણ થકી મને, રાખો શરણ ઋષિરાય. ૧૦ ત્યારે નારદ કહેરે મુરખ તું જા રામ કેરી પાસ; તે શરણવત્સળ છે સદા, નમ ચરણ થઈને દાસ. ૧૧ એવું સાંભળી તત્કાળ આવ્યો, ચિત્રકુટજ માંહે;સાષ્ટાંગ આવી નમ્યો, શ્રીરઘુવીરચરણેત્યાંહે. ૧૨ ઘણી સ્તુતિ કીધી દીન વચને, પામીયો મન લાજ, આ બાણથી રાખો મને, નવ મારશો મહારાજ. ૧૩ રઘુવીર કહેરે બાણ મુજ, પાછું ફરે નહિ સત્ય; અભિમાની તુજને કરૂં શિક્ષા ધારી તેં દુરમત્ય. ૧૪ એક પતિવ્રત એક વચન, વળી એક બાણ મુજ ટેક; એવું કહી તે શરે ફોડયું, સવ્ય લોચન એક ૧૫ એક નેત્ર ફોડી કાગ સાથે, બોલીયા શ્રી રઘુવીર; બે નેત્રની એક દ્રષ્ટિ; ત્યારે હશે કાગ શરીર, ૧૬ તેં ચંચુ પ્રહાર કર્યો તે માટેકરજેવિષ્ઠાઆહાર, પ્રતપિંડસ્પર્શ્યાવિનાનહી. થાય કાગનો ઉદ્ધાર. ૧૭ એવું કહીને જાવા દીધો, કાગને તે-ણીવાર; રઘુવીર ચરણે નમા, તતક્ષણ ગયો તે નિરધાર. ૧૭ હવે શ્રોતાજન સાવધાન થઈને સુણો તેહચરિત્ર;ચિત્રકુટપાસે આવીયા, તે ભરથ પુન્ય પવિત્ર. ૧૯ તે સમે લક્ષ્મણઆવતા ફળ લેઈ નિજ આશ્રમ; ઘણું સૈન્ય દીઠુંઆવતું,ઉભાવિચારે મન. ૨૦ પોતા તણો ધ્વજઓળખ્યો,લક્ષ્મણેતેણીવાર; મન વિચાર્યું એ કેકઇયે, મોકલ્યું શૈન્ય અપાર. ૨૧ એવું જાણીને

બહુ બાણ મુક્યાં, લક્ષ્મણે કરી ક્રોધ; સુસવાડ કરતાં આવિયાં સૈન્યા ઉપર અવરોધ. ૨૨ ત્યારે સૈન્ય સરવે ખળભળ્યું, જોઈ દીવ્ય બાણ પ્રચંડ; શત્રુઘ્ને તવ બાણ મુકી, શર કર્યાં શત ખંડ. ૨૩ વન માંહેથી સહુ ઋષિ નાઠા, આવ્યા રઘુવર પાસ; મહારાજ દળ આવ્યું ઘણું, તે જોઇ પામ્યા ત્રાસ. ૨૪ તવ ધીરજ આપી વીપ્રને, પછે ઉઠીયા રણધીર; કર ધનુષ બાણ ગ્રહી તદા ચાલીયા શ્રી રઘુવીર. ૨૫ ઓળખ્યો ધ્વજ પોતા તણો, ત્યારે પામ્યા હરખ અપાર; પછી લક્ષ્માણની પાસે જઈને, બોલ્યા જુગદાધાર. ૨૬ હે વીર શું કરવા વઢે તું, અજાણ્યો થઈ આજ; આપણો એ ભાઈ આવે, ભરથ મળવા કાજ. ૨૬ સહુ અવધવાસિયે દૂરથી, દીઠા તે શ્રી અવિનાશ; જેમ ઉદયાચળની ઊપર શોભે; સૂરજ તેજ પ્રકાશ. ૨૮ એમ રામ લક્ષ્મણ ગિરિ ઊપર, શોભતા શુભ અંગ; તે ભરથે દીઠા ભકતવત્સળ, આવ્યો મન ઊમંગ. ૨૯ સાષ્ટાંગ કરતા આવતા, ભરથજી તેણીવાર; જેમ આવે મળવા માતને, સુત ધરીને સ્નેહ અપાર. ૩૦ સહુ અવધવાસિ હરખીયા, જોઈને પુરણકામ; પરસ્પર દેખાડતા, ઓ પેલા ઉભા રામ. ૩૧ તે જોઈ સરવે લોક દોડયા, ઉછળ્યો અતિ પ્રેમ; પડે ખડે પાશાણમાં. ચાલતા ઊંડી એમ. ૩૨ ત્યારે સર્વ પેહેલાં ભરથ આવ્યા, રામ કેરી પાસ; ભરથને જોઈ ભગવાન સામા, આવીયા અવિનાશ. ૩૩ પછે ધીરજ છોડી રામચરણે, મૂકયું ભરથે શીશ; દંડની પેરે પડયા કહી, પ્રણતપાહી ઈશ. ૩૪ રઘુવર કેરા ચરણ સીંચ્યા, નેત્ર આંસુ ધાર;

ત્યારે પ્રેમે ગદ્દ ગદ્દ થઈ બોલ્યા, રામ જુગદાધાર. ૩૫ હે ભરથ ઊઠો ભાઈ મારા, પ્રાણવલ્લભ વીર; પછે કર ગ્રહીને ભરથને ઉઠાડયા રણધીર. ૩૬ કરૂણા કરી ભીડયા પછે, ભરથને હ્રદયા સાથ; અતિ પ્રેમ આવ્યો પરસ્પર, ગદ્દ ગદ્દ થયા રઘુનાથ. ૩૭ શત્રુઘ્નને સાષ્ટાંગ કરયો, મળ્યા લક્ષ્મણ ભરથ; પછે અવધવાસિ નમ્યા ચરણે, રામને સમરથ. ૩૮ વિપ્રને મળિયા રામજી, મિત્રને ભેટયા ધીર; સહુ સૈન્યના પ્રણામ લીધા, તેવા શ્રી રઘુવીર. ૩૯ સુમંતને ઘોરાય આવી, નમ્યા રઘુપતિચરણ; ગુરૂને કર્યા સાષ્ટાંગ લક્ષ્મણ, સહિત અશરણશરણ ૪૦ વશિષ્ઠે આશિષ દીધી, હજ્યો જય કલ્યાણ; હે રામજી તમ માત આવ્યાં, મળો જઈ નિરવાણ ૪૧ એવાં વચન ગુરૂનાં સાંભળી, સત્વર થયા રઘુવીર; જેમ ગાય પાસે વછ આવે, સજળ પ્રેમ એ ધીર. ૪૨ રામને દીઠા આવતા, માતાયે જેણી વાર; સુખાસન મુકી પૃથ્વી ઉપર, ઉતર્યા નિરધાર. ૪૩ શ્રી રામે જઈ સાષ્ટાંગ કરયા, નમ્યા જોડી હાથ; પ્રેમે મલ્યા બે માતને, ગદ્દ ગદ્દ થયા રઘુનાથ. ૪૪ રઘુવર કહે ઓ માત કહોને, કુશળ છે મમ તાત; તેવું સાંભળી માતાયે, કરવા માંડયો આંસુપાત. ૪૫

વલણ—આંસુપાત કરતાં માત બન્યો, મુકી મનની ધીરરે; વિધવા દેખી માતને, રોવા લાગ્યા શ્રીરઘુવીરરે. ૪૬ ઈતિશ્રીરામચરિત્રે સંમત વાલ્મિકીનાટકધારાયાં અયોધ્યા કાંડે શ્રી રામ ભરથસમાગમો નામ એકોનવિંશોધ્યાયઃ ૧૯

# અધ્યાય ૨૦

રાગ આશાવરી.--ત્યારે રોતા શ્રી રઘુવરજ કહે છે, પિતાની શી થઈ પેર; વિઘન સકળ કયમ આવ્યાં અમઘેર, દઈવે કીધો કેર. ૧ ત્યારે ગુરૂ કહે રામ તમારે વિયોગે, રાયે તજીઆ પ્રાણ; રામ રામ કહેતાં દેહ તજ્યો, ગયા મોક્ષ પંથ નિરવાણ. ૨ સતિયો સાતસેં બળિયો રાયની, સાથકર્યું સગમનભરથે ઘણા અઘરા ક્ષમ ખાધા, ના બેઠા રાજ્યાસન. ૩ તેવું સુણીને નેત્ર કમળમાં, ચાલીઆંસુધારાં;રામરડંતા રોયું સરવેવરત્યો હાહાકાર, ૬ ઘણા વિલાપ કર્યા રઘુનાથે,પ્રાકૃતજનઅનુરૂપ; અહા તાત તમે સત્ય સાગર, ધર્મધોરિંધરરૂપ. ૫દશરથવીર પ્રતાપિક મહાબળી, સૂર સકળના ખ્યાત; ભૂપ મુગટ મણિ ભૂપતિ કેરા; રવિકુળમાં વિખ્યાત. ૬ જેણેવૃશાપરવાનેમાર્યા યુધ્ધે, શુકર્મના વિહાર; દેવસકળની શાહાય કરી, તેવા પ્રાક્રમવંત અપાર. ૭ એમ ઘણા વિલાપ કર્યારઘુનાથ, માનુષી ચેષ્ટા કાજ; તેતો પૂરબ્રહ્મ અખંડ અનામય, કોટી બ્રહ્માંડનાં રાજ.૮આનંદરૂપસદાસુખસાગર, માયાપતિ ભગવાન; શોક ને મોહ નથી એ પ્રભુને, જાણાવે માનુષ માન. ૯ત્યારેવશિષ્ટ કહે હો રઘુપતિ હવે, શોક તજો બુદ્ધિવાન; પ્રયાગમાં જઈને તાત તણી, કરો ઉત્તરક્રિયા વિધાન.૧૦પછેઆશ્રમમાં સહુને ઉતાર્યા, સૈન્ય પ્રજા ગુરૂજન; સીતાજી સાસુને મળ્યાં, કરતાં શોક રૂદન. ૧૧ સ્નાન કરાવ્યુંસીતાનેપછે.માતાયે લીધાઉછંગ; પાર્ણકુટીમાં મળીને બેઠાં ત્રણે જણ એક સંગ. ૧૨ હવે

રઘુપતિ ચાલ્યા ત્યાં થકી, પોતે પ્રયાગજ માંહ્ય; વશિષ્ઠ વા-લ્મિક આદે સકળમુનિ, સાથઆવ્યાંત્યાંહ્ય ૧૩ તીરથરાજમાં સ્નાનકરીને,શ્રાદ્ધકર્યું શ્રીરામ;ઉત્તરક્રિયાકરીતાતની,પામ્યા છે સુરધામ. ૧૪ કવિ કેટલા એમજ કહે છે, સ્વર્ગ રહ્યા છે રાય; પણ મોક્ષ પામ્યા છે દશરથ, તે કથા ઉત્તરકાંડે કહેવાય ૧૫ જેના નામ થકીનરપામર;પામીમોક્ષપળાય;તેદશરથની ગતિનું શું કહેવું, પુત્ર જેના રઘુરાય. ૧૬ એમ ઉત્તરક્રિયાપિ-તાની કરી, ચિત્રકૂટમાં આવ્યા રાય; પછે સર્વ તણી સંભાળ કરી જે, પોતે પૂરણકામ. ૧૬ ઘોરાજાયે મંગાવ્યું અગણિત ફળ જળ તૃણ ને અન્ન; સુમંતે વેંચી અપાવ્યું સર્વને, પ્હો-ચાડે સેવક જન. ૧૮ કોઇ અહાર કરે કોઈ નથી કરતા, રાખી મનમાં ધીર, ના કરે ભોજન તેને મારા સમ છે, એમ બોલ્યા શ્રી રઘુવીર. ૧૯ ત્યારેઅવધવાસિએઆજ્ઞામાની, ફળખાધાં તેણીવાર; અમૃતના કરતાં વધી રામે, મૂક્યો સ્વાદ અપાર. ૨૦ પછે પાર્ણકુટીમાં રામ ગયા,કર્યો માતાનેઘણોબોધ;જેણે કરી મોહ નિવૃત પામે, શોક રહિત અવિરોધ. ૨૧ એમ રામે ઘણો આગ્રહ કરીને, માતાને કરાવ્યો આહાર; પછે જાન-કીને પાશે લઈ જનુનીયે, ફળ ખાધાં તેણીવાર. ૨૨ગુરૂવશિષ્ઠ ભરથ શત્રુઘન લક્ષમણ; સુમંતને ઘોરાય, એ સહુને લેઇનેભો-જન કરવા, બેઠા શ્રી રઘુરાય. ૨૩ એમ ભોજન કરીને સુખી-યો થયો સહુ અવધપુરીનો સાથ; રજની થઇ એમ કરતાં ત્યારે બોલ્યા શ્રી રઘુનાથ, ૨૪ અરે ભાઇ સહુશયન કરો, હવે

નિશા વિષે નિરવાણ; મારગમાં ઘણું શ્રમિત થયા છો, માટે નિંદ્રા કરો જાણ. ૨૫ પછે રામ આજ્ઞાયે કરીને, સર્વ ત્યાં સુતા જન; એક આસને રામ સુતા, ભરથ લક્ષમણ શત્રુઘન. ૨૬ એમ ભરથને આસનપત્ર નવાંકુર, આચ્છાદન કરી ત્યાંહ્ય; શ્રી રઘુવીર રૂદેમાં રાખી, સુતા પૃથ્વી માંહ. ૨૭ પછે કઉશલ્યા ને સુમિત્રા, પોઢયાં પર્ણકુટી પાવન; જાનકીને મધે લેઇ માતા જાણે પ્રાણજીવન. ૨૮ એરીતે સહુ નિશા નિર્ગમી, સુખીયા સહુ લોક; પ્રાત:કાળ હવો ત્યારે, બોલવા લાગ્યાં પંખીવિશેક ૨૯ વલણ—પંખી લાગ્યાં બોલવાને, હવો પ્રાત:કાળરે; સરવ પેહલા ઉઠીને, ગુરૂને પાયે લાગ્યા ચારે બાળરે. ૩૦ ઇતિશ્રી રામચરિત્રેસંમતવાલ્મિકીનાટક ધારાયાં અયોધ્યાકાંડેદશરથ મૃત્યુંશ્રુત્વાશ્રીરામેણઉંત્તરક્રિયાકર્ણનામવિંશંતીતપાધ્યાય ૨૦

## અધ્યાય ૨૧

રાગ સામેરી—પ્રાત:કાળે ઉઠયા બંધુ. સહિત પુરણકામ; સ્નાન સંધ્યા કરી બેઠા, સ્ફાટિક શિલારામ. ૧ સજજન ગુરૂજન પુર પ્રજા, બંધુ સકળ પરિવાર; સહુ વીંટી બેઠા રામને, સોભા તણો નહીં પાર. ૨ રઘુવીર સજજન વૃંદ વેષ્ઠીત, શોભા તેણીવાર; નક્ષત્ર મંડળ વચમાં, જેમ શોભે અત્રીકુમાર. ૩ એમ સભા સરવે મળી બેઠી રામ કેરી પાસ; સહુ એક દ્રષ્ટે નિરખતા, રઘુવર રૂપ પ્રકાશ. ૪ તે સમે જનકપુર થકી, આવ્યા જનકરાજન; તેમણે જાણીવાત જે ગયાં, રામ સીતા વન. ૫ તે સાંભળી ઉઠિયા જેમ તેમ, દુ:ખી થયા ભુપાળ; સહુ સાથ

તેડી નિકળ્યા, થઇ ચિત્રકુટની ભાળ. ૬ અનુચરે આવીનેકહ્યું જે આવે મિથુલનાથ; સુણી રામ ઉઠી ચાલ્યા સનમુખ. તેડીને સહુ સાથ. ૭ એટલે પાસે આવીયા, મિથુલાપતિ તેણીવાર; રામને જોઇ ગઇ ધીરજ નૃપની, ચાલી આંસુધાર. ૮ પછે ભેટીયા રઘુવરને, ચાંપ્યા હૃદયા સાથ; જામાત્ર ચારેને મળી, રોયા સુનયનાનાથ. ૯ વશિષ્ઠના પદ પ્રણમ્યા, સહુને કર્યા પ્રણામ પછી આવીયા આશ્રમ વિષે, આદર કર્યો બહુ રામ. ૧૦ ત્યાં વૃક્ષ છાયા મંડપ નીચે, બેઠા સરવે જન; જોઇ વેષ તાપસ રામનો, ઘણું જનક શોસે મન. ૧૧ કઉશલ્યાને મલ્યાં રાણી, સુમિત્રા સુચિ મન; જાનકીને રૂદે ચાંપી, કરે માત રૂદન. ૧૨ પછે દેવગત વિપ્રીત જાણી, શોક સમાવ્યો માત; ત્યારે કઉશલ્યાયે કહી માંડી, અવધપુરની વાત. ૧૩ પછે શીબીકરીને ઉતર્યો, જનકનો સહુ પરિવાર; સભા કરી બેઠા સહુ, મનમાં હે દુઃખ અપાર. ૧૪ મધ્યમાં રાજ રામ પાસે, ગુરૂ જનક પ્રમુખ; સહુ પ્રજાજન વીંટી રહ્યા, બંધુ ભરથ સન્મુખ. ૧૫ ત્યારે વશિષ્ઠે કહી વાત સરવે, જનકને તેણીવાર; ભરથની ભકિત નેમ સુણી, મન પામ્યા દુખ અપાર. ૧૬ પછી વિચાર્યું ને કાળ બળ, કહેવા ન સુણી વાત; સહુ સભા અણબોલી રહી, નિરખે ત્યાં જુગતાત. ૧૭ ત્યારે ભરથજી ઉભા થયા, કર જોડીને તેણી વાર; રઘુવર સન્મુખ બોલિયા, સુણતાંસભાજન સાર. ૧૮ મહારાજાધીરાજ હવે, પધારો પુર માંહે; બંધુબાળક પ્રજાને પાળો, સદા રહીને તાંહે. ૧૯ કરો કામ પુરણ દાસનાં,

વિનતી ધરો ચિત્ત આજ; કલંક મારે શિર ચડયું, તે ઉતારો મહારાજ. ૨૦ હું અપરાધી તમ તણો, તે શરણ રાખો નાથ; તમો દીનબંધુ ઝાલો પ્રભુ, હું દીન કેરો હાથ. ૨૧ છો પ્રણતપાળ દયાળ નિરમળ, અજીતબોધ અગાધ; પુરો મનોરથ દાસના, કરો ક્ષમા મુજ અપરાધ. ૨૨ એવું કહી ભરથ ગદગદ થયા. ચાલ્યાં નેત્રે આંસુ નીર; ત્યારે બોલ્યા શ્રી રઘુવીર, કરૂણાવચન મૃદુ ગંભિર. ૨૩ હે ભાઈ ભરથ કહ્યાં તમો, તે વચન સરવે સત્ય; પણ આપણા કુળ તણી રીતિ, જાણો છો તમો ગત્ય. ૨૪ તે માટે હું કયમ ભંગ થાય, તાત કેરૂ વચન; લંછન લાગે કુળ વિષે, થાય પુરવજ નરક પતન. ૨૫ જુઓ પિતાયે કેવું વચન પાળ્યું, નવ ડગાવી મત્ય; તે કારણ તજીયા પ્રાણ પણ, નવ જાવા દીધું સત્ય. ૨૬ પાળવાને પિતુવચન હું, નિકળ્યો વન મોઝાર; જો આવું અવધ ગયા વિના, મુને સહુ કરે ધીકકાર. ૨૭ વરષ ચતુર્દશ વન રહી, કરૂં દેવઋષિનાં કામ; એમ પિતા વાણી સત્ય કરીને, આવીશ પાછો ગામ. ૨૮ તે વારે ભરથ કહે મહારાજ પળશે, પિતાનું સત્યવચન; વરષ ચૌદ રહો સુખે, જે અવધપુર ઉપવન. ૨૯ નિકર મુજને કરો આજ્ઞા, હું જાઉં વનમાં નાથ; તમો અવધપુરમાં પધારો, તેડી સીતા લક્ષમણ સાથ. ૩૦ હું દાસ કેરે નિમિતે, સ્વામી તમારે જે વન; તેણે કરી અપકીર્તિ મારી, થાય ચૌદ ભોવન. ૩૧ માટે પધારો પ્રભુ પુર વિષે, તો થાય સર્વ સનાથ, હું શોકસિંધુ માંહે બુડું, ઝાલો મારો હાથ. ૩૨ જો ગમે તો વન કરો પુરણ, ચતુર્દશદિન

આંહ્ય; ચઉદ વરષ તે જાણજો, એ ચતુર્દશ દિન માંહ્ય. ૩૩ જેમ મનુષ્યનો એક સંવત્સર, થાય દેવનો એક દિન; એ ન્યાય કરીને જાણજો, તેમ અમારે સ્વામીન. ૩૪ એમ અમો પ્રાકૃત જીવ છે, તમો દેવ છો ઉત્કર્ષ; ચૌદ દિન જે તમારા, તે અમારે ચતુર્દશ વર્ષ. ૩૫ જેમ તેમ કરી પ્રભુ પધારો, તમો અવધપુરમાં આજ; પુર આવતાં જે પાપ થાય, તે મહારે શિર મહારાજ. ૩૬ રઘુવર કહે એમ થાય નહિ, અઘટિત કર્મ અસત્ય; એક બાણુ ને એક પત્નિવૃત, એક વચન મારે સત્ય. ૩૭ મેરૂ ચળે દિગપાળ ડોલે, પશ્ચિમ ઉગે સૂર; પૃથ્વી અવળી થાય, વરસે ચંદ્ર અંગ્નિ નૂર. ૩૮ સમુદ્ર સાત મરજાદ મુકે, એ થાય અઘટિત જાણુ, પણ વચન ભંગ ન થાય મેં, સુણો ભરથ સાચી વાણુ. ૩૯ તે માટે ભાઈ જાઓ તમો, હવે અવધપુરમોજાર, રૂડી રીતે પાળજો સહુ, પ્રજા ને પરિવાર. ૪૦ એવાં વચન સુણી શ્રી રામનાં, થયાં લોક સર્વે નિરાશ; રોમાચિત થયા ભરથજી. મુખે મુકતા નિશ્વાસ. ૪૧ તે દિવસ એમ વહી ગયો, પછે મુકી મનની ધીર: કલ્પાંત ઘણું ભરથે કર્યું, હા નવ કહી રઘુવીર. ૪૨ સાયંકાળ થયો તદા, આજ્ઞા કરી ગુરૂ નાથ; ગયા સેવા કરવા રામજી, તે વારે ઉઠયો સરવે સાથ, ૪૩ વલણ,--સહુ સાથ ઉઠયો તે સમે, ભરથે વિચાર્યું મનરે; મેં રહેવાશે નહીં રામ વિયોગે, માટે પાડું મારૂં તનરે. ૪૪ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્હિમકીનાટકધારાયાં અયોધ્યાકાંડેશ્રીરામભરથસંવાદે ભરથશોકોનામએકવિંશતીતમોધ્યાયઃ ૨૧

# અધ્યાય ૨૨

રાગ મારૂ,--પડી નિશા રવિથયો અસ્ત.ત્યારે ઉઠયો સાથ સમસ્ત; ગુરૂ સહિત ગયા શ્રી રામ, સેવા વંદન કરવાકામ.૧ સાથ લક્ષ્મણ શત્રુઘન,પરીચર્યા કરે પાવન;તેવે ભરથને આ- વ્યો લાગ, ત્યાંથી ઊઠી ચાલ્યા મહાભાગ, ૨ ગિરિ ઊપર જઈને દુર, ત્યાંથી કાષ્ટ મેળવ્યાં શૂર; મુકયો અગ્નિ તેહ મોઝાર, કર્યા બળવાનો નિશ્ચે વિચાર. ૩ અગ્નિ પુંઠે પ્રદક્ષણા ફરતા, કર જોડીને સ્તુતિ કરતા; રઘુવરને અર્પ્યું મન, મુખ બોલતા એમ વચન. ૪ જ્યાં હું પામું જન્મ નિવાસ, થાઉં રઘુવર કેરો દાસ; તેમ કહી સત્વર થયા તાંહે, ઝંપલાવાને અગ્નિ માંહે. ૫ ત્યારે વાલ્મિક મુનિ મહારાજ, દીઠું કરતાં વિપ્રીત કાજ; તતક્ષણ ધાયા મુનીનાથ, આવી ઝાલ્યો ભરથનો હાથ. ૬ રૂદે સાથ આલીંગન દીધ, મન ભરથનું શીતળ કીધ; ભાઈ ભરથ આ શું કરે કામ, પાળ આજ્ઞા જે કરે રામ. ૭ તું ડાહયો બુધ્ધિવંત કહેવાય, સહસા કરે આત્મહત્યાય; માટે ધીરજ રાખો મન, તે વાતે થાય મોટું વિઘન. ૮ તે વારે ભરથ કહે મુનિરાય, મેં તો રામ વિના ન રેહેવાય; તે માટે પાડું મારો દેહ, ઘણો પાપી અમંગળ તેહ.૯ હું કહેવાયો કેકઈનો તન.જે કારણ રામ જાય વન; માટે શું કરૂં જીવીને આજ, ત્યારે બોલ્યા શ્રી મુનિરાજ. ૧૦સુણભકતશિરોમણી ભરથ,તેવો લાવીશનહીંમન અરથ; કરે શું કરવા તું કલેશ,રામને નથી અંતર લેશ.૧૧ તારી વિ- શ્વમાં રૂડી ખ્યાત,નથી કહેતો તું કો ભુંડી વાત;સાક્ષાત તે શ્રી

હરિરામ,અવતર્યા કરવાસુર કામ.૧૨ભુમિનો ઉતારવાભાર, કરવા અસુર તણો સંહાર; કહ્યું ભવિષ્ય સકળ મુનિરાજ, રાવણાદિક વધનું કાજ.૧૩તેકરી પછેઆવશેઘેર,ત્યારે પામશો સુખ બહુ પેર; એમ સમજાવ્યા ઘણું ભર્થ, તેડી લાવ્યા મુનિ સમર્થ. ૧૪ નિત્યકર્મ કરી રઘુવીર, પુછે લક્ષમણને રણધીર; ભાઈ ભર્થ ગયા છે ક્યાંયે, જુવોને તેડી લાવો આંચે. ૧૫ તેવે ભરથનો ઝાલી હાથ; તેડી લાવ્યા ત્યાં મુનિનાથ; શમસ્યામાં સુચવ્યું તેહ, ભરથ કરતા હતા કૃત્ય જેહ. ૧૬ તેવું સાંભળી શ્રી રઘુનાથ, ભીડયા ભરથને હૃદયા સાથ; દુઃખ ઊપન્યું ભરથને મન, મોકળે મુખ કરતા રૂદન. ૧૭ સહુ સાથ આવી મળ્યો ત્યાંયે, રઘુનાથ ઉભા છે જયાયે; જેમ કરૂણા વિરહે ભુપ, એમ ભરથ ને રઘુકુળ ભુપ. ૧૮ રામ જોઈ ભરથ દુઃખ મન, હૃદે ચાંપીને કરતા રૂદન; મારા બાંધવ એમ નકીજે, ક્ષત્રીધર્મ સંભાળી લીજે. ૧૯ તમો છો ડાહ્યા ઘણું શું કહીયે. મોટાની આજ્ઞામાં રહીયે; પૃથ્વીનું પડ જો ફરી જાય, તો મેં હવડાં ન પુરમાં અવાય ૨૦ ત્યારે ભરથ કહે મહારાજ, સાથે મને તેડો સેવા કાજ; રામ કહે તેમ ન થાય વીર, મારી આજ્ઞા પાળો મતિધાર. ૨૧ ચઉદ વરસ પુરાં પાવન, તેથી અધીક ચતુર્દશ દન;પંદરમાદિવસની મધ્યાન,હું તમનેમળીશ દેઈ માન.૨૨ સાચી અવધ કરૂંછું આંહે, ત્યારે હું આવીશ પુર માંહે;સરવે સાંભળતાં શ્રીરામ,તેમ બોલ્યા પુરણકામ.૨૩પછેકરૂણાકરી રઘુનાથ, ભરથ શિર મુકયો હાથ; શોક હરણ કર્યો શ્રીરામ,

ભરથનું મન પામ્યું વિરામ. ૨૪ રામ આજ્ઞા થકી તેણી વાર, સરવે કર્યો ફળનો આહાર, મુનિ માત બંધુ ને પ્રજાય, સહુને ખવરાવે ફળ રઘુરાય. ૨૫ ગયા જનક પોતાને શિબીર, જાણ્યા સત્ય વચન રઘુવીર; સુનેના સીતા તેડી સંગ, ગયા નિજ આસન મન ભંગ. ૨૬ સીતા લાગ્યાં પિતાને પાય, રૂદે ચાંપી રોયા ઘણું રાય: કુળદીપક પુત્રી મારી, વિશ્વમાં નથી ઉપમા તારી. ૨૭ ઘણું દોહલું વસવું વન, બાપ રાખજે ધીરજ મન; સીતાને એમ ઘણું સમજાવ્યા, નિજ આશ્રમ પ્રતે વળાવ્યાં, ૨૮ તેમ પાંચ દિવસ પરિવાર રહયો ચિત્રકુટ મોઝાર; જાણે અવધવાસિ જન ત્યાંહે, અહિંથી નવ જઈયે પુરમાંહે. ૨૯ આજ્ઞા રઘુવરની ન લોપાય, રામે આગ્રહ કરી ન કહેવાય; વિચારી પછે પૂરણકામ ગુરૂ સાથે બોલ્યા શ્રી રામ. ૩૦ વલણ—શ્રી રામ બોલ્યા ગુરૂ સાથે સુણો મુનિ મહારાજરે; સહુ સાથને તેડી જાઓ પુરમાં, તો થાય અમારૂં કાજરે. ૩૧ ઈતિશ્રીરામચરિત્રે સંમતવાલ્મિકીનાટકધારાયાં અયોધ્યાકાંડે શ્રીરામેણ ભરથશોક નિવારણં નામ દ્વાવિંશતીતમોધ્યાય: ૨૨

## અધ્યાય ૨૩

રાગ મેવાડો—સરવે સાથ મળીને બેઠા, ચિત્રકુટ મોઝારજી; સ્ફાટિક શિલાપર રામ બિરાજે, પાસે બ્રહ્મ કુમારજી. ૧ સનમુખ સરવે અવધપુરવાસિ, બંધુ આદે પરિજનજી; તે સરવે સાંભળતા ગુરૂની પ્રતે, બોલ્યા રામ વચનજી. ૨ મહારાજ હવે પધારો અવધપુર, તેડીને સર્વે સાથજી; સરવે રાજ પ્રજાને બંધુ

સાંભળો મુનિનાથજી. ૩ તમારે ભરૂંસે છે ભરથ શત્રુઘન રાખજો મસ્તક હાથજી, ઘટે તેવી શિખામણ દેજો, સમરથ છો મુનિનાથજી. ૪ તમે અમારે દશરથ સમ છો, છત્ર મુગટમણિ જાણજી; ગુરૂ પિતામાં ભેદ ન ગણવો, એમ કહે વેદપુરાણજી ૫ ત્યારે મુનિવર કહે હો રામ સુણો, સહુ થાશે રૂડાં કાજજી; પણ ભરથે પ્રતિજ્ઞા કઠણ કરીછે, માટે નહિકરેરાજજી. ૬ ત્યારે તતક્ષણ ભરથ સભામાંઊઠીને બોલ્યાતેણીવારજી;નિશ્ચેવાત કહું છું હવે, નહી જાઉં પુર મોઝારજી ૭ તમો આવ્યા વિના જો હું પ્રવેશું, નગ્ર માંહે નિરવાણજી; તો ગુરૂના ચરણતમારા પદની, નિશ્ચે મુજને આણજી. ૮ હું નંદીગ્રામપાસે તપસાધીશ, મૂકી માયા જંજાળજી;જો અવધવીતશે આવ્યાની તો, પ્રાણ તજીશ તત્કાળજી. ૯ એવું કઠણ પણ સુણી ભરથનું દ્રવિત થયા રઘુનાથજી; ત્યારે રત્નજડીત્રપોતાનીપાદુકા આપી ભરથને હાથજી. ૧૦ ભરથે લઈને જટામાં બાંધી, તતક્ષણ તેણીવારજી; ભરથની ભક્તિ જોઈને સુર મુનિ, વખાણ કરતાં અપારજી. ૧૧ જેમ શિવને મસ્તક ચંદ્ર બિરાજે, તેમ શોભે પાદુકા શિશજી; તેણે કરીને ભરથનો સર્વે, વિરહશમ્યોતેદિશજી. ૧૨ પછે રામે બોલાવ્યાએ જણને, જે સુમંતને શત્રુઘનજી; ભાઈ તમો ગુણવાન છોડાહ્યા,પાળજોમુજવચનજી.૧૩ રાજ ચલાવે રૂડી પેરે, પિતાના જેવી રીતજી; ન્યાયે કરીને વરતજો, કારજ ન કરશો વિપ્રીતજી, ૧૪ પરનો દ્રોહ પરધન પરદારા તે, સ્વપ્ને ન લાવશો મનજી; ઓલંઘનનવ કરશોનિ

ગમ પંથ, નવ જશો મારગ અન્યજી. ૧૫ સદા સેવજો સંત ગુરૂ, દુરજનથી રહેજયો દૂરજી; સાધુ દુરબળ ગૌ બ્રાહ્મણ, પ્રતિપાલન કરજો સુરજી, ૧૬ ગણો કલેષ દુઃખ આવે ત્યારે, રાખવી ધીર સંભાળજી; કથા કિરત પુરાણ શ્રવણથી; સ્વધર્મે નિર્ગમજો કાળજી. ૧૭ વર્ણાશ્રમનોધર્મ નતજીયે, પ્રાણજતાં નિરધારજી; નિત્યમેવ મન સાથ કરીયે, સારસાર વિચારજી. ૧૮ દૈવે આપી હોય સંપતી તેનું, ન કરીયે માનજી; જગત સહુ એક આત્મા જો જો, પુરણ દ્રષ્ટિ સમાનજી. ૧૯ કુસંગમાં નવ રહેશે ક્ષણું એક થાશે બુદ્ધિનો નાશજી; લોભી લંપટ વિષયી કામી, તે થકી રહેજયો નિરાશજી. ૨૦ પરનું ભુંડું જો ચિંતવશો તો, પામસો દુઃખ અપારજી; પ્રજા પાળજો રૂડી પેરે, ચલાવજો રાજવહેવારજી. ૨૧ ગુરૂને પૂછીને પગલું ભરજો, કહે તે કરજો કામજી; માતાઓની સેવાકરજો, એકરવાનો ઠામજી. ૨૨ અમૃતનીવૃષ્ટીથાયજેવી, એવાંરામવચનજી; સુણતાંશીતળ થયા સર્વ જન, ધીરજ આવી મનજી. ૨૩ ઉછવેજનકરાયને કહે છે રઘુપતિ, તમો જાઓ અવધપુર જયાંહેજી; રાજ કાજ સંભાળીને વળતા, જાઓ જનકપુર માંહેજી. ૨૪ તમોઅમારે માથે છત્ર છો, વૃદ્ધ વડીલ અમિતજી; જઈ શીખવજો શત્રુઘનને, રાજકાજની રીતજી. ૨૫ એમ સુમંત શત્રુઘન જનક ગુરૂને સોંપણ કીધી રામજી; પછે માતાઓની પાસે આવ્યા, પોતે પૂરણ કામજી. ૨૬ સાષ્ટાંગ કરીને ચરણેલાગ્યા બોલ્યા વિનય વચનજી; માતાજી હવે મંદિર પધારો, ધીરજ

રાખી મનજી. ૨૭ અવધવાસિ જન સહુ દુઃખ પામે, વસવું ગિરિ પાષાણુજી; શીતળ જળ ફળ આહાર ને આનપ, ભુમિશયન નિવારણુજી. ૨૮ હું ચઉદ વરસ વીત્યા પછી આવીશ, ચિંતા નકરશો મારીજી; સર્વ ઠેકાણે વિજયહું પામિશ, આશિષ ફળશે તમારીજી. ૨૯ તમારા પુન્યે કરીને માતા, કુશળ થશે સહુ કાજજી; ગુરૂસુમંતશત્રુઘન મળીને, ચલાવશે શુભરાજજી ૩૦ ત્યારે રૂદનકરતાં માતા કહેછે, શું કહું તમને રામજી; સર્વ વાત વિધીયે કરી શવળી, વણુસાડયું સહુ કામજી. ૩૧ અમો અનાથની સંભાળ લેજો, રઘુવર કુળનાદીપજી; તમો ત્રણેજાણ વિખુટાં નવ પડશો, રહેજો સદા સમીપજી. ૩૨ એવું કહીપછે જનકસુતાને, ભેટયાં બન્યો માતજી; રૂપ સુકોમળ જોઈ સીતાનું, કરતાં આંસુપાતજી, ૩૩ અરે બાપ તને બાળપણામાં દૈવે દીધો વનવાસજી; મારી મીઠી હવે કયારે મળીશું, કયારે બેશીશું પાસજી. ૩૪ પછી રામલક્ષ્મણને રૂદેશું ચાંપ્યા, સુમિત્રા કૌશલ્યાયે ત્યાંહજી, સુનયના સીતાને મળીયાં, દુઃખ પામ્યાં મનમાંહજી. ૩૫ સીતાયે માતને ધીરજ આપી, નિવર્ત્યો સંદેહજી; થયાં તત્પર પછેપુર જવાને, સુખાસન બેઠાં તેહજી. ૩૬ સૈન્ય સકળસાવધાન થયું, વળી અવધપુરીના લોકજી; સજળ નેત્રે થઈ રામને ભેટયા, મનમાં થયો ઘણો શોકજી. ૩૭ સુમંત શત્રુઘનઆદે સરવે, મળિયો પ્રજાનોસાથજી; ગુરૂવશિષ્ટનેપાયે લાગ્યા, લક્ષ્માણુ શું રઘુનાથજી. ૩૮ જનકરાયને ભુજ ભરી ભેટયા, વિનવિયા બહુ પેરજી; પાંચ દિવસ અયોધ્યામાં રહી,

પછીજાજો તમારે ઘેરજી. ૩૯ ઘોરાજા આવીચરણે નમ્યે ત્યારે, બોલ્યા શ્રી રઘુરાયજી; રાય તમો ઘણો ઉપકાર કર્યો, ને રાખી મારી લાજજી. ૪૦ ફળ જળ તૃણ પહોચાડયું સહુને. જથાજોગ સુણો ધીરજી; અવધપુરીના લોક સકળ તે, સુખીયા કીધા વીરજી. ૪૧ હવે જાઓ ઘેર સુખ પામશો બહુ વિધ, રહેજો નિરમળ મનજી; ભરથની પાસે જઈ આવજો કોઈ દિન, પાસે છો રાજનજી. ૪૨ એવાં દીનદયળના વચન સુણી, થયો ગદ ગદ ગુહ્યકરાયજી; કૃપાનાથ સહુ કૃપા તમારી. હું પામરથી શું થાયજી. ૪૩ પછી નમી ગમન ચાલ્યા ભરથજી, ગુરૂ જનક તેણાવારજી; ચિત્રકૂટ ઉપરથી ઉતર્યા, પ્રજા સૈન્ય પરિવારજી. ૪૪ વલણ--પરિવાર સરવે ચલિયો, સાથે અવધપુરની પ્રજાયરે; મન નથી જવાનું પુર વિષે, પણ આજ્ઞા કરી રઘુરાયરે. ૪૫ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅયોધ્યા કાંડે પુરવાસાંભિસહસરથસ્ય અયોધ્યાગતિગમન નામત્રયોવિંશતીતમોધ્યાય: ૨૩

## અધ્યાય ૨૪

રાગ વેરાડી--હવે ચિત્રકોટથી ચાલ્યા સરવે, અવધવાસિ તેણીવાર; ભરથજીયે સાષ્ટાંગ કર્યો, પછે દુર જઈ નિરધાર. ૧ ભરથ નમીઆ નમતાં સરવે, સજળ થયાં લોચન; પ્રયાગ આવ્યા ત્યારે વળતો, આથમિયો છે દન. ૨ તીરથરાજને તીરે ઉતાર્યા, મન રઘુવરનું ધ્યાન; ઘોરાજાયે ફળજળ આપ્યું, કર્યું છે સનમાન. ૩ પછે પ્રાત:કાળે ઉઠી ચાલ્યા, આવ્યા ગંગા-

તીર; ત્યાં ઘોરાજાએ રાખ્યા સહુને, સ્વાગત કીધી વીર. ૪ હવે ત્યાં થકી આવ્યા નંદીગ્રામમાં, બાનણે બેઠા ભરથ; ઊપવન માંહે આશ્રમ કીધો, તપ કરવા સમરથ. ૫ રામ તણી જે ચરણપાદુકા,શીશ ધરી મહાભાગ;કનક કામની આદે સુખનો, ભરથે કીધો ત્યાગ. ૬ વટપય સીંચી બાંધી જટાને, વલ્કલ વેષ્ટિત અંગ; અન્ય તપસ્વી સાધુ કેટલા,આવી રહ્યા છેસંગ ૭ રામચરિત્ર તે કહે સાંભળ. અહર્નિશા અનુરાગ; અન્ય વિરક્ત તે વિસ્મે પામ્યા, જોઈ ભરથનો ત્યાગ. ૮ હવે ગુરૂ સુમંત શત્રુઘન આદે, સાત પ્રજા પરિવાર; જનકસહિત અવધપુર આવ્યા, સરવે રાજદ્વાર. ૯ રામપાદુકા મુકી સિંહાસન,સભા કરી તેણીવાર;પછે શત્રુઘનને સુમંત ચલાવે,રાજ કાજ વહેવાર ૧૦ ગુરૂની આજ્ઞા પ્રમાણે વરતે, પાળે પોતાનો ધર્મ; શત્રુઘનની હાક ઘણી તે, લોક માને છે પર્મ. ૧૧ પાંચ દિવસ રહ્યા જનક અવધપુર, ચલાવ્યો રાજવહેવાર; પછે વશિષ્ઠની આજ્ઞા માગી ગયા,તે મિથુલાપુર મોઝાર ૧૨ નંદીગ્રામમાં ભરથ રહ્યા; શત્રુઘન ચલાવે રાજ;વશિષ્ઠ મુની નિત્ય આવે સભામાં, શિખવતા સહુ કાજ, ૧૩ રાજ એ રીતે અવધપુરીમાં, કારજ ચાલ્યું જાય; હવે રામ રહ્યા ચિત્રકોટમાં, તેની કહું કથાય. ૧૪ ભરથ વળાવી રામને લક્ષ્મણ, આવ્યા નિજ આશ્રમ; પછે સીતા સહિત મળીને બેઠા, પોતે પુરણબ્રહ્મ.૧૫ ભરથની ભક્તિ-ભાવ લોકનો,માતનો શોક અપાર; તે સંભારી થયા ગદગદ રઘુપતિ, કહેતા વારંવાર. ૧૬ ત્યાર

પછી શ્રોતાજન સુણજો,રામ રહ્યા છે જયાંયે;ચિત્રકોટના વિપ્ર સકળ તે, મળ્યા એકઠા ત્યાંયે. ૧૭ ભકિત રહિત બહિરમુખ બ્રાહ્મણ, દંભી કર્મ જડ જેહ; તે સર્વે રામની પાસે આવ્યા, કહેવા લાગ્યા એહ. ૧૮ સુણો રામ તમો અહિં નવ રહશો, જાઓ બીજા વનમાંયે; સુંદર નાર તમારી છે, માટે અસુર આવશે આંયે. ૧૯ ત્યારેઅમને વિઘન કરશેઅતિ ઘણું, આ- વશે નિશિચર જુથ; હજુ જાણ્યું નથી, માટે કો નથી આવ્યા અધરમી અસુર વરૂથ. ૨૦ ડંડક વનમાંરહે છે ઘણા, ખર દુ- ખર ત્રિસરા જેહ; એ આવશે અહીં તો અમારાં સરવે, ઘર ભંગ કરશે તેહ ૨૧ તે માટે તમો અહિંથી જાઓ લેઇ, સુંદર સ્ત્રીનો વેશ; નહિ તો અમારે જવું પડશે,ઘર મુકીને દુર વિદેશ. ૨૨ વાલ્મિક મુનિ ઘણું વારેછે પણ,વિપ્ર અતિ અજ્ઞાન;નથી જાણતા રૂપરામનું, મિથ્યાજાતિમાન. ૨૩ ત્યારે રામ કહે મુ- નિવર નવ બિહિશો, ધીરજ રાખો મન; જો કોઈ અસુર અહીં આવશે તો, હું નિશ્ચે પમાડું પતન. ૨૪ હું અસુરને હણવા નિકળ્યો છું વન, પાળવા તમને વિપ્ર;માટે નિરભે થકી તમો આશ્રમ રહો, વરતોસુખ આનંદ ક્ષિપ્ર. ૨૫ એમ ઘણાવચન કહી ધીરજ આપી, રઘુપતીએ તેણીવાર; પણ બ્રાહ્મણ સહુ અવિશ્વાસી,તેણે નવમાન્યું નિરધાર. ૨૬ પછેનિશાવિષેસહુ વિપ્ર વળાવ્યા,નિજ કુટુંબલેઈ સાથ;એક વાલ્મિકવિનાગયા સહુ બ્રાહ્મણ, ઓળખ્યા નહિ રઘુનાથ. ૨૭ વલણ--ઓ- ળખ્યા નહિ રઘુનાથમે, ગયા વિપ્ર ઉઠીને સત્યરે; પ્રાત:કાળ

હવો તદા, ત્યારે શ્રી રામે જાણી વાતરે. ૨૮ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅયોધ્યાકાંડેભરથેનશ્રીરામર્થતપસમારંભોનામચતુર્વિંશતીતમોધ્યયા. ૨૪

## અધ્યાય ૨૫

રાગ ધનાશ્રી--બ્રાહ્મણ ઉઠી ગયા સહુ રાતેજી, તે રઘુપતિયે જાણ્યું પ્રભાતેજી; ઘણું દુખ ધરીને શોચે શ્રી રામજી, વાલમિક, મુનિ આવ્યા તેણે ઠામજી. ૧ (ઢાળ) તે ઠામ આવ્યા મુનિ વાલમિક, રામશું બોલ્યા તદા; તમો શું કરવા કરો શોચના, એ વિપ્ર સકળ ગયા જદા. ૨ નથી જાણતા તે રૂપ તમારૂં, ઈશ્વરતા ગુણ ઓજ; સૌ બ્રાહ્મણ તે અજ્ઞાન છે, શિર લહે મિથ્યા બોજ. ૩ સુણો રામ જેણે ઓળખ્યા નહિં, પ્રભુ જે શાક્ષાત; ધીક્કાર તેના જ્ઞાનને, શું થયું દ્વિજકુળ જાતે, ૪ તેનાં કર્મનેવિકર્મ સૌ, આચાર તે અનાચાર; તેની વિદ્યાસર્વ વ્યર્થ જેમ, ખર વ્યથા ચંદન ભાર. ૫ જેમ મુગ્ધ બત્રિસ લક્ષણી, સુંદરી ચતુર અનુપ; પતિ સેવામાં અનુકુળ નહિ, તો બળો એનું રૂપ. ૬ એમશાસ્ત્ર વેદપુરાણ ભણિયા, ભજ્યાનહીં ભગવાન; તે સ્વારથી જડ નીચ જાણો, ઉદર પોષણ ધ્યાન. ૭ ભગવંત ભક્તિ વિના નવ, પામે કો સદગત્ય; નથી આપતી ફળ અન્ય વિદ્યા, તેહ જાણો સત્ય. ૮ કિરાતનું તીર્થાટનજેમ અંત્યજનો આચાર; એમ સર્વે વિદ્યા વ્યર્થ જો, નવ ભજ્યા જુગદાધાર. ૯ તે પ્રકારે રઘુવીરશું, બોલિયા વાલ્મિક મુન્ય; ત્યારે રામ કહે હવેઅમો અહીંથી, જઈશું બીજા વન. ૧૦ મુનિ

કહે સહુ દ્વિજ તેડી લાવું, તમો રહો મહારાજ; રામ કહે જાઉં સર્વથા, મારે કરવું બહુ કાજ. ૧૧ ચિત્રકુટ મુકી રામ જાશે, આગળ દંડક વન; આરણ્યકાંડમાં તે કથા હવે, કહેવાશે પાવન ૧૨ તે અયોધ્યાકાંડની કથા કહી, પુર્ણ અરથ સહીત; ગાતાં સુણતાં શિખતાં જન, થાય વિશદ પુનિત. ૧૩ મુરખ કાંઈ જાણે નહી, હરીકથારસનો સ્વાદ; હરીજન સુણો સાદરે, શ્રદ્ધા સહિત અપ્રમાદ, મતિમંદ આગળ મિથ્યા રસ, તે કથા ન ધરે કાન; જેમ ભસ્મમાં આહુતી જેવી, બધીર આગળ ગાન, ૧૫ સુવાસ કંજની ભ્રમર લે, સુખ દાદુરને નહી લેશ; ચકોર સેવે ચંદ્ર તે, સુખ નહીં કુર્કટ વેશ. હંસ મુક્તાફળ ચરે તે, બગ ના જાણે સ્વાદ, ઘન ગરજનાયે મોર નાચ, ઉલુક નહિ આલ્હાદ. ૧૭ ખર નજાણે સ્વર ગાનમાં, ભોજન ખટરસ કાગ; વિષયી લંપટ ન જાણે, હરિભક્તી વીરતી ભાગ. ૧૮ તે રામકથાના રસીકજન, રઘુનાથ ભક્ત સુજાણ; સુણી મગ્ન ડોલે પ્રેમમાં કહે, કરે અમિત લખાણ. ૧૯ સહુ ભગવતીની કૃપાયે, ગુરૂ ઈષ્ટ કરૂણાવાન; એ અયોધ્યા કાંડની કથા કહી, યથામતી અનુમાન. ૨૦ વાલ્મિકી રામાયણ થકી પ્રાકૃત કર્યા વિસ્તાર; માહી સંમત છે નાટક તણો તે, મેળવ્યો અનુસાર, ૨૧ સંસ્કૃતથી પ્રાકૃત કર્યું, પણ અરથનો એક ભાવ; પતિતપાવન રામગુણ, ભવસિંધુ તરવાનાવ. ૨૨ ચોપાઈ આઠસેં એકાવન, પંચવીસ અધ્યાય સાર; તે કથા અયોધ્યાકાંડની, પરાણુ કર્યો વિસ્તાર. ૨૩ વર્ણન—વિસ્તાર

કર્યો યથા બુધ્યે,રામ કથા ગુણગાનરે;દાસ ગિરિધર નિમિત્ત માત્ર એ, કરતા શ્રી ભગવાનરે. ૨૪ ઈતિશ્રીરામચરિત્રેસંમત વાલ્મિકી નાટકધારા યાં અયોધ્યાકાંડેવાલ્મિકીનાંતપસ્વીરૂપકથનંનામપંચવીંશતિતમોધ્યાય: ૨૫

ઈતિ શ્રી

## અયોધ્યાકાંડ સમાપ્ત.

આદિ કવિ ગિરધરદાસ પ્રણીત

# રામાયણ.

## અરણ્યકાંડ.

### અધ્યાય ૧

રાગ ધનાશ્રી---શ્રી ગુરૂ ચરણે સદા શિર નામું જી, શ્રી પુ-રૂષોત્તમની કૃપા ફળ પામું જી; રઘુવરલીલાસુખદઅપારજી; કાંઈ એક વાતનો વિસ્તારજી. ૧ ( ઢાળ. ) વિસ્તાર કરૂં રઘુ-નાથ-લીલા જથા બુદ્ધિ અનુસાર; શ્રી ગણપતિ સરસ્વતિ શિવજી, ઉમા કરજો સાર. ૨ સહુ સંતને ચરણે નમું, કરજોડી લાગું પાય; બાળક જાણી દયા કરજો, ગાઉ રામ કથાય. ૩ બાળકાંડ ને અયોધ્યાની, કથા કહી પાવન, અરણ્યકાંડ કથા કહુ તે, શ્રોતા ધરજો મન. ૪ આધારરામાયણતણો,વાલ્મિ-કી જેનું નામ, હનુમાન નાટકની કથા, માંહે મેળવી અભિ-રામ. ૫ જય જાનકીવરજગતભૂષણ,ભકતવત્સળ ભૂપ; ધર્મ સ્થાપન અવતર્યા, ભૂઅખિલ મંગળ રૂપ. ૬ નિલોત્પલદલ શ્યામ સુંદર, જટા મુગટ વિશાળ; રાજીવલોચનદુ:ખમોચન અભયવરદ કૃપાળ. ૭ કટી તૂર શર કર ધનુષ્યધર, સૌમિત્ર હિતા સંગ; પિતુ વચન પાળક સત્યવૃત,વન નીકળ્યાશ્રીરંગ

૮ ચિત્રકોટમાં આવી રહ્યા, વાલ્મિક મુની રહે જયાંહે; સહુ સાથશેં રઘુનાથ મળવા, ભરથ આવ્યા ત્યાંહે. ૯ ઘણાં કહ્યાં વચન વિવેકનાં; ભરથને શ્રી રઘુવીર; પાદુકાઆપી શોકસ- રવે, સમાવ્યોરણુધીર. ૧૦ ગયા અવધવાસી મળી સરવે, અ- વધપુરની માંહે; નંદીગ્રામપાસે ભરથબેઠા, તપ કરવાનેત્યાંહે ૧૧ પછી રામચંદ્રે વિચાર્યું. બોલ્યા લક્ષ્મણ સાથ; આ ઠામ દીઠો આપણો, વળી આવશે સહુ સાથ. ૧૨ જો અવધવાસી આવશે અહીં, નિરંતર દીન રાત; તો ઉપાધી થશે આપણે, માટે જઈયે અહીંથી ભરાત. ૧૩ એમવિચારીરઘુનાથજી. ત- ત્પર થયા બે વીર; કટી કશી ભાથા ધનુષ લીધાં. ચાલીયાર- ણુધીર. ૧૪ વાલમીક મુનીને નમ્યા વળતા, જોડીને જુગહાથ પછી સીતા લક્ષ્માણુ સહિત ચાલ્યા. ત્યાં થકી રઘુનાથ ૧૫ ચિત્રકુટ ઉપરથી ઉતર્યા, ચિતવ્યો દક્ષિણુ પંથ; નમસ્કારકરી તે ભુમીને, ચાલીયા સીતા કંથ. ૧૬ આગળ શ્રી રઘુનાથજી, વચમાં છે સીતાય; પુંઠે લક્ષમાણુ આવતા, એમ ચાલ્યા જાય. અનેક આશ્રમ મુની તાણા, આવતા મારગ માંહે; તે મુની આગ્રહ કરી રાખે, કહેતા રઘુવર ત્યાંહે. ૧૮ કંઇ વરસ કંઈ એક માસ રહે કંઈ પક્ષ કંઇ એક રાત્ય; ખટ માસ કંઈ બે માસ કંઇ, દિન પાંચને કંઈસાત. ૧૯ એમ મારગમાં રહેતા થકા, ચાલતા શ્રી રઘુવીર; એવે સિંહાદ્રી પર્વત વિશે, આ- વીયા છે રણુધીર. ૨૦ ત્યાં આશ્રમછે અત્રિતણો, અનુસુયા સહિત કહેવાય; થયા જેના પુત્ર બ્રહ્મા, વિષ્ણુને શિવરાય. ૨૧

વિધી ચંદ્રમા શિવ દુરવાસા, વિષ્ણુદત્તાત્રી રૂપ; એમ દેવત્રણે અવતર્યા, જેની કીરતી તેજ અનુપ. ૨૨ સાક્ષાત પુરણ બ્રહ્મ સ્વામી, દત્ત જે કહેવાય; તે સિંહાદ્રી પર મળ્યા તે, ભેટયાશ્રી રઘુરાય. ૨૩ જેમ ગંગાનેયમુનામળે, એક ગૈર ને એકશ્યામ એમ દત્તને રઘુવીર મળીયા, બન્યા પુરણ કામ. ૨૪ જેનો નાશ કલ્પાંતે નથી, અવધુતવેસે એહ; સ્વર્ગથીઆવે દેવત, નિત્ય પુજન કરવા તેહ. ૨૫ તે દત્તાત્રીનું કરી દરશન, જાયપાછાદેવ એમ અમર અર્જુન નગાન સેવા, આચરે નિત્યએવ. ૨૬ તેદ-તાત્રી એવું નિત્ય કરતા, પ્રાત:સ્નાન પ્રયાગ; અબેષ્ટ ન પંચા-ળેશ્વરીમાં, જપ કરે મહા ભાગ. ૨૭ મધ્યાન્હેભીક્ષા માગતા કરવીપુરની માંહે; સીંહાદ્રી સાંજે આવતા, નિવાસ કરતા ત્યાંહે. ૨૮ એવા દત્તાત્રીને મળ્યા રઘુપતી, હરખ્યા અન્યો અન્ય પછી અત્રરૂષીની પાસ આવ્યા, પોતે જુગજીવન. ૨૯ તે મુની તણે ચરણ નમ્યા, લક્ષ્મણ સહીત રઘુનાથ; અનીસુ-યાયે કરી વંદન, ત્રણ જણ લાગ્યા પાય. ૩૦ સતિયે ઘણીઆ-શીશ દીધી, સીતાને તેણીવાર; શિર હસ્ત મુકી અનુસુયાયે, લીધાં અંક મોઝાર, ૩૧ વચન—અંકમાં લીધાં જાનકીને અનુસુયા જે માતરે; રામ લક્ષ્માણ મુની પાસેબેઠા, કરતાપર-સ્પરવાતરે. ૩૨ ઇતિશ્રીરામચરીત્રેશ્રીમતવાલ્મિકીનાટકધારા યાંઅરણ્યકાંડેદંડકારણ્યેઅત્રીશાશ્રમગમનોનામપ્રથમોધ્યાય.

## અધ્યાય ૨

રાગ દેશાખ—મુનીયે પુછ્યું રામને ત્યાંહે, જે કારણનિ-

કળ્યા વન માંહે; તે વત્તાંત સહુ માંડી કહુ રે. ૧ ( ઢાળ. ) તે વત્તાંત સરવે માંડી કહ્યું, મુનિવરને રઘુરાય; અનુસુયા કરૂણા કરી બોલ્યાં, સાંભળ હો સીનાય. ૨ સ્ત્રીનેસ્વામીની સેવાકરવી, મોક્ષ ધર્મ છે એહ; સાચા વાત પતીને કહેવી, રાખવો નહી સંદેહ. ૩ અંગ પંગુને દરીદ્રી રોગી. વ્યસની પાપી કામી; પણ ઇંદ્ર સમાન સતીને ગણુનો, જે પોતાનો સ્વામી. ૪ આપત્તકાળે દુઃખ વેઠાયે, રહીએ સ્વામીની સાથ; અખંડ આજ્ઞા પાળીયે સત્વર, કયારે ન દુભીને નાથ, ૫ ઈશ્વરે આપી હોય ઘણી સંપતી, દાસ દાસી ઘેર ઘર્મ; પણ સ્વામી સેવા સ્વહસ્તે કરવી, એહ સતાનો વર્મ. ૬ નીર્દય શઠ મુરખપતી હોય પણ, તેની સેવા કરીયે;સ્વામીને ચરણે ચિત રાખીને, ભવસાગરને તરીયે. ૭ પતીવંચક વ્યભીચારીસ્ત્રી, તેનોસંગ ન સ્વપ્ને કીજે; ઇશ્વર સમ અન્ય પુરૂષ હોય પણ, તેશું ચિત્ત નવ દીજે. ૮ પહેલા પતી પછી પરમેશ્વર, ભજીયે એક સ્વરૂપ તે સતી કેરી કરે વંદના, બ્રહ્મ સુરપતીભુપ ૯ એમ પ્રતિષ્ઠતાવ સાચી, જે કો પાળે વ્રત્ત પતિનું; તપસ્વી કેરાતપથીવાધે, અધીકુ તેજ સતીનું. ૧૦ સુણુ સીતા તું પરમ સાધવી, લક્ષ્મીનો અવતાર; તુજનેહું શો ધર્મ શીખવું, ત્રિભુવનપતીની નાર. ૧૧ પણ લોકના હીતકારણમેં; કંઇ એક ધર્મ કહ્યાસુણ માય; તું કલ્યાણી હરીની રાણી; સકળ ધર્મ તુજ પાય. ૧૨ પછે આશિરવાદ ઘણો એવું કહી, અનુસયાયે દીધો; નિજલલાટેથી લેઈ કુમકુમ, સીતાને ચાંદલો કીધો, અમુલ્ય વસ્ત્ર

આપ્યાં કે કાળે, ન ફાટે ન થાય મલીન; પુષ્પનો હારઘાલ્યો સીતાને, ન કરમાયે કોઈ દીન. ૧૪ સુવાસ લેપન અંગ કર્યું, રહે સદા સુગંધીવાન; એમ સીતાની સ્વાગત કરીને, પછે આપ્યું અભય વરદાન. ૧૫ તુજને કંઇ ઘણું વિઘ્ન થશે પણ ધીરજ રહેશે મન; કુશળ રહીશ તું જનક નંદની, વ્યથા નહી પીડે તન. ૧૬ અનુસુયા એવું કહીઉઠયાં, તેડીરામ લક્ષ્મણને સાથ; પછે રેણુકાનાં દર્શન કરાવ્યાં, ગ્રહીસીતાનો હાથ. ૧૭ જેને પેટ ભ્રગુપતી અવતર્યા.એવાં જગતઅંબાય; પ્રથમઅ-વતારની રામની માતા, જેઅવતર્યાં કૌશલ્યાય. ૧૮એવાંરે-ણુકાજીને જોઇને, રામે કરીયો છે સાષ્ટાંગ; ચરણ વંદનાબહુ વિધ કીધી, લક્ષ્મણ સીતાસંગ.૧૯પછેરેણુકાનીઘણીસ્તુતી કરી છે, કર જોડી રઘુવીર; તે દીવસ રહ્યા મુનીવરને આશ્રમ, ધર્મ ધોરીંધર ધીર, પ્રાતઃસમે ઊઠીને વળતા, દક્ષિણ પંથ પળાય; અનુસુયાઅત્રીનીઆજ્ઞા,માગીશ્રી રઘુરાય.૨૧ત્યારે અત્રી કહે સુણો હો રઘુનંદન. કહું તમને એકવાત આવનમાં એક વીરાધ નામે, જક્ષ રહેસાક્ષાત.૨૨ માટેજાનકી કેરૂજત્ન કરજો, સાચવજો બહુ પેર; નહિતો દુષ્ટમારગમાં આવીકરશે મોટો કેર. ૨૩ એવું સુણીને ચાલ્યા ત્યાંથી, સીતા સહીત બે વીર; કોદંડ ભરાવ્યાં સ્કંધ વીષે, કર શર એકેકો ધીર. ૨૪ કો-મળ ચરણે નથી ચલાતું, થાકે છે સીતાય; ત્યારે દુર જઈ ત-રૂવરની હેઠળ, ઉભા રહે રઘુરાય. ૨૫ પછે પુંઠેથી આવી મળે સીતા ,જાણે એ મુજ મન; ઘણું થાકયા હશે રામ લક્ષ્મણ,

જે કોમળ તેમનાં તન. ૨૬ ત્યારેજાનકી કહેઆ વૃક્ષનીહેઠળ બેસો તમો મહારાજ; શીતળ જળે પખાળી તમારા; ચરણહું ચાંપુ આજ. ૨૭ તેવાંવઇદેહીનાં વચનસાંભળી; દ્રવીતથયા ચિત રામ; હે જનકકુમારી હતી સુકુમારી, સુંદરી પુરણકામ ૨૮ તારૂં મુખકમળ કરમાય છે, તે મને દુ:ખ લાગે ઘણું મન તારા કોમળ ચરણે ચલાતું નથી, જોઈ દાઝે મારૂ તન. ૨૯તેવુ કહી લોચન જર ભર્યું, પ્રેમેકરીરઘુનાથ; પછેકૃપા કરી સીતા ના મુખ પર.ફેરવ્યો રામે હાથ. ૩૦ ત્યારે શ્રમ સકળ તે દુર થયો ને, સીતા થયાં સાવધાન; કૃપાનાથ હવે ચાલો અહીંથી લક્ષ્મણજી ગુણવાન. ૩૧ પછેઉઠીનેચાલ્યાવૃક્ષ તળેથીસુણી સીતાનાં વચન; આગળરઘુપતીમધ્યજાનકી, પુંઠે સુમીત્રાતન ૩૨ સરોવર આવે ત્યાં ત્રણે જણ, બેસી કરે જળપાન; તરૂ-છાયા વિશ્રામ કરીને,, ચાલે શ્રી ભગવાન. ૩૩ વલણ---ચાલે શ્રી ભગવાન પોતે, દક્ષિણ પંથપળાયરે; તેમાર્ગમાં જેવિરાધ મળિયો, તેની કહું કથાયરે, ૩૪ ઈતીશ્રીરામચરીત્રેસંમત-વાલ્મિકીનાટકધારાયાંઅરણ્યકાંડેસીતામતિ અનુસુયા પતિ વૃતાધર્મકથનોનામદ્વિતિયોધ્યાય: ૨

## અધ્યાય ૩

રાગ મારૂ--ચાલ્યા જાયે લક્ષમણને રામ પુઠે આવે સીતા અભિરામ; તે વનમાં આવ્યો વિરાધ, રજનિચર ઘોર અગાધ ૧ મહા પ્રચંડ રૂપ વિશાળ, તેણે દીઠી જનકનીબાળ; પુંઠેથી આવી માયા કીધી, તેણે જનકસુતા હરી લીધી. ૨જેમવ્યાઘ્ર

લેઈ જાય હરણી, કરી દુષ્ટે તે તેવી કરણી, લેઈ ચાલ્યો ગગન મોઝાર, ત્યારે સીતાયે કર્યો પોકાર. ૩ હા લક્ષમણ હા રઘુવીર મારી વારે ધાઓ રણધીર; જોયું પાછું રામેજયારે, જાનકી નવ દીઠાં ત્યારે. ૪ અરે લક્ષમણ કયાં ગઈ સીતા, તેવું કહીનેથયા ભયભીતા; છે સઘન વૃક્ષની છાંય, તેણે આકાશ નવ દેખાય. મુકયાં લક્ષમણે બાણુ પ્રચંડ, તરૂ શાખા છેદી કરી ખંડ; દુષ્ટને દીઠો રામે દ્રષ્ટ, સીતાને બેસાડી પૃષ્ટ. ૬ રામ કહે ઉભો રહે ભુર, અલ્યા હવે કયાં જાય અસુર; અરે અંત્યજ દુરમત વ્યાપી, જીવતો નહીં મુંકું પાપી. ૭ તેવું સાંભળીવઢવા આવ્યો; સીતા મુકીને પરવત લાવ્યો; કરી ગર્જના ઘોર અપાર ભુમીકંપ થયો તેણીવાર. ૮ રામ બાણુ મુક્યાં થઈ સ્વસ્થ, કાપી નાંખ્યા તેના બે હસ્ત, ભુજ રહીત ધાયો તે દીશ, મુકી બાણુને છેદયું શીષ. ૯ પામ્યોમૃત્યુ અસુરનિરધાર, દિવ્યરૂપ થયો તેણીવાર; આવી ઉભો રામ સનમૂખ; સ્તુતી કરવા લાગ્યો પામી સુખ. ૧૦ ધન્ય ધન્ય રૂષી મહારાજ, મને શાપ મુકત કર્યો આજ; હું પુર્વે હતો ગાંધર્વ, નામ તુમ્બર ધરતો ગર્વ. ૧૧ મદ્યપાન કરી એકવાર, જ્ઞેયોધનદ સભા મોઝાર; ત્યાં કરવા માંડયું ગાન, ત્યારે ચુકયો તાલ સ્વર માન. ૧૨ કુબેરે તવ દીપો શાપ, દુષ્ટ અસુર થજે તું આપ; નામ વિરાધ ઘોર વન માંહે, નિશાચર થઈ રેહેજે ત્યાંહે. ૧૪ત્યારે કંપ્યો હું નીરધાર, અનુગ્રહ પુછયો તેણીવાર; કુબેરે કહ્યું દશરથરાય તેને પુત્ર થશે રઘુરાય. ૧૪ પાળવાને પીતાનું વચન, તે રામ

નીકળ્યા વન; ત્યારે મુજને મારશે રામ શાપ મુક્ત થશે તે ઠામ. ૧૫ પાછો પામીશ મુળસ્વરૂપ.તુનેમળશે રઘુ કુળ ભુપ તે હું શાપ મુકાયો આજ, મુને કૃપા કરી મહારાજ. ૨૬ એવું કહીને નમ્યો ચર્ણ વિશોક, ગયો ગાંધર્વ તે નીજ લોક; રામે માર્યો વિરાધને જ્યારે, જેજેકાર થયો વન ત્યારે. ૧૭ જશ કીરતી થઈ વીસ્તાર, મુની પામ્યા હરખ અપાર; જેમ દેતાં સુપાત્રને દાન, થાય કીરતી મેરૂસમાન. ૧૮ કહેતાં હરીજનને ગુહ્ય વાત, વિસ્તરે લોકમાં વિખ્યાત; કરતાં કુગર્વતને ઉપકાર જશ વીસ્તરે નિરમળ સાર ૧૯ જેમ સંત સમાગમે જ્ઞાન કુસંગે વીસ્તરે અજ્ઞાન; એમ હણતાં વિરાધ કુરૂપ રામની થઈ કીરતી અનુપ. ૨૦ પાસે આવ્યાં જનકસુતાય નમ્યાંશ્રી રઘુવીરને પાય; કર્યો વીરાધ વધ રઘુવીર, પછે ત્યાંથી ચાલ્યા રણધીર. ૨૧ મુની શરભંગનો આશ્રમ, દુરથી દખાડયોરમ્ય; ઉભો અહિરાવત મુનિ દ્વાર, ઈંદ્ર આવ્યો છે ત્યાં નિરધાર. ૨૨ કર્યો મુનિવરને પ્રણામ, મહારાજ મારૂં ઈંદ્રનામ; મોકલ્યોછે મુને બ્રહ્માય, તમને તેડવાને મુનિરાય. ૨૩ માટે ચાલો મારી સાથ, સત્ય લોકમાં મુનિનાથ; ત્યારે મુનિવર કહે સુણો ઈંદ્ર, વન નીકળ્યા છે રામચંદ્ર ૨૪ મુજ આશ્રમ આવસે જ્યારેહુ મળીશ રામનેત્યારે; કરીરઘુપતિનુ દરશન, પછી આવીશબ્રહ્મ સદન. ૨૫ મુંનિવરને કહેછેઈંદ્ર, જ્યારે તમને મળે રામચંદ્ર; કહેજ્યો સત્વર મારે અસુર, ઘણું દુખ પામે છે સુર. ૨૬ એવું કહીને સુરપતિ દેવ, ગયો સ્વર્ગ માંહે તતખેવ; તે સમે પોતે

પૂરણબ્રહ્મ, આવ્યા મુનિવરને આશ્રમ. ૨૭ છે દુખી તન દ્વિજ નિરધાર, ગળત કોડ થયો છે અપાર; કૃશ રાય કંપે ઘણું વાય ચાલે અંગથી રૂધીર પ્રવાહ. ૨૮ મુનિયે જાણ્યું આવે અંગ, કેમ મળીશ રામની સંગ; પછે કંથા પોતાની જેહ. કાઢીને દૂર મૂકી તેહ. ૨૯ તેને સોંપ્યો સરવે રોગ, ધરી બેઠા સુંદર ભોગ; એટલે આવ્યા શ્રીરામ, ભકતજનનાપૂરણકામ. ૩૦ઉઠી મળ્યા મુની શરભંગ, રૂદે સાથ ચાંપ્યા શ્રીરંગ; સુમિત્રીને ભેટ્યા આહલાદ, સીતાને દીધો આશીરવાદ. ૩૧ બેસાડ્યા છે ઉત્તમ આસન, કરાવ્યાં ફળ મિષ્ટપ્રાસન, ઘણા આવી મળ્યા ત્યાં મુન્ય, કરવા રઘુપતિનાં દરશન. ૩૨ કંથા દૂર મૂકીછેજેહ માંહે છે રૂજ કંપે તેહ; ત્યારે લક્ષમણ મુનિને પૂછે, પેલીકંથા કંપે તે શું છે. ૩૩ શરભંગ કહે મહારાજ, સુણો સત્ય વચન કહું આજ; એ દેહતણાંજેકર્મ, નછુટેભોગવ્યાવિણુપર્મ. ૩૪ જ્ઞાની પંડિત રાયને રંક, ભોગવે સહુઆડેઅંક; તમો આવતા જાણી આજ વ્યાધી દૂર રાખી મહારાજ, ૩૫ હું ઘણું દુઃખ પામુ દેહ, રામ મળવા રાખી છે તેહ; તે થયું તમારૂ દરશન, આજ મૂકીસ મારૂં તન. ૩૬ રામ કહે હો મુની સુખરાશ, કાંઈ માગો અમારી પાસ; મુનિ કહે નથી ભાવના અન્ય, ઉષ્ણ જળે નહાવાનું મન. ૩૭ મુને સ્નાન કરાવો તેહ, પછી મૂકીશ મારો દેહ; વળી કહું છું તમને રામ, મારી અસુર કરો સુરકામ, ૩૮ સુણી રામે કર્યું સંધાણ, મૂકયું પાતાળમાંઅગ્નિબાણ; નિકળ્યું જળ ઉષ્ણ અપાર, તેનોકુંડથયો તેણીવાર

૩૯ તેમાં સ્નાન કર્યું મુનિ જેહ, થઈ તતક્ષણ દિવ્યજ દેહ; તેવે આવ્યું વિમાનજ ત્યાંહે, બેસી ગયા સત્ય લોકજમાંહે ૪૦ સહુમુનિયે કર્યો જયજયકાર, પામ્યાશરભંગતેમઉદ્ધાર; તેવાં રાઘવ કેરાં ચરિત્ર, કહેતાં સુણતાં થાય પવિત્ર. ૪૧ વલણ-- પાવન થાયે નરનેનારી, તેવું પાવન રામચરિત્રરે; કહે દાસ ગિરિધર જે શ્રવણ કરશે તે, થાશે પુણ્ય પવિત્રરે. ૪૨ ઈતિ-શ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅરણ્યકાંડેવિરાધવધશરભંગમોક્ષોનામતૃતિયોધ્યાય: ૩

## અધ્યાય ૪

રાગ સામેરી--શરભંગ મુનિ ગયા સત્યલોકે, રહ્યા એક દિન રઘુવીર; પછી ત્યાંથી ચાલ્યા ડંડક વનમાં, ગઉતમીને તીર. ૧ મારગ માંહે ચાલતા છે, અનેક મુનીવર સાથ; વન માંહે અસ્થિ પડયાં દ્વિજનાં, પૂછ્યું શ્રી રઘુનાથ. ૨ મુનિ કહે સુણો મહારાજ માર્યા, અસુરે વિપ્ર અનેક; તે તણાં અસ્થિ અપાર પડીયાં, કહેતાં ન આવે છેક. ૩ પછે રોમાંચિત દ્રવી-ભૂત થઈને, બોલ્યા શ્રી રઘુવીર; હવે અસુર સરવે મારીશ હું, એવું કહીને આપી ધીર. ૪ પછે સુતીક્ષણ મુનિ તણે આશ્ર-મ, આવીયા શ્રી રામ; મુનિયે ઘણી સ્વાગત કરી, રહ્યા ત્રણ દિવસ તે ઠામ. ૫ સુતીક્ષણે એક ખડગ આપ્યું, રામનેતત્કાળ ત્યાં થકી આગળ ચાલીયા, ગૌતમી તીર વિશાળ. ૬ સુતી-ક્ષણ સાથે થયા વળી, બીજા વિપ્ર અપાર; તેવે પંપાળેશ્વર તીરથ આવ્યું, મારગમાંનિરધાર. ૭ ત્યાં વિવર છે ભૂમી વીષે

માંહે થાય અદ્દભુત જ્ઞાન; તે સાંભળી મુનિવરને, પૂછે પોતે શ્રી ભગવાન. ૮ દ્વિજ કહે સુણો રઘુનાથજી, થાય ગાન તે કહું વાત; એક મંદકરણ બ્રાહ્મણ હતો તે, રેહતો અહિં વિખ્યાત. ૯ દશ સહસ્ત્ર વર્ષજ તપ કર્યું, તે દ્વિજે આણે ઠાર; ત્યારેઈંદ્રે મોકલી અપ્સરા, તપ ભંગને નિરધાર. ૧૦ રંભાદ્રતાચીમિનકા, એ આદ્દે આવી પંચ; તેણેસુસ્વરેથીગાનમાંડયું,કામને પ્રપંચ. ૧૧ તે ગાન સુણતાં મુનિ જાગ્યા, થયો તપનો ભંગ; અપ્સરાને જોઇ મોહ પામ્યા, કામવ્યાપ્યોઅંગ૧૨ મુનિકહે સ્ત્રી અમને વરો, ત્યારે બોલીઅબળાવાણ;વઈભોગસરવેજોઈયે અમારે, સુંદર મંદિર જાણ. ૧૩ તપને બળે મુનિયેરચ્યું મણિ ભોવન ભોમ્ય મોઝાર; ત્યાં અપ્સરા સાથે રહી, ભોગવે ભોગ અપાર. ૧૪ તે ગાન કરે છે અપ્સરા રીઝવે દ્વિવજને રંગ; એવું સુણી પેઠા ગુફામાં, પછે રામ લક્ષમણ સંગ ૧૫ ઘણી સેવા કીધી મંદકરણે, રહ્યા એક દિન ત્યાંહે; પછે રામ લક્ષમણ જાનકી, ચાલીયાં તે વન માંહે. ૧૬રામનીસાથે સુતીક્ષણ છે, અન્ય બીજા બ્રહ્મ; ત્યાં થકી સરવે આવિયા; એક મુનિ તણા આશ્રમ. ૧૭ અગસ્ત કેરો બંધુ તે,મહામતિ એવું નામ; તેણે રામને આદર કર્યો, ઉતારીયા શુભ ઠામ.૧૮ એક રાત્રી ત્યાં રઘુવર રહ્યા, પછે ચાલ્યા રણધીર; અગસ્તનો આશ્રમ દીઠો, દૂરથી રઘુવીર. ૧૯ આશ્રમ પુંઠળ એક જોજન, કદળી વન સાર; વન સઘન વૃક્ષ ફળે સદા, શાખા ગગન વિસ્તાર. ૨૦ પક્ષી પશુ નિર્વૈર વિચરે, જળાશ્રય શુભ જયાંહે;

વળી શાસ્ત્રની ચરચા કરે ખગ, જરઠ બેઠા ત્યાંહે. ૨૧ પંડિત જેમ બોલતા હોય, એમ શિષ્ય ઠામોઠામ; વેદાધ્યયન ત્યાં કરે વાડવ, મઠ ઘણા મુનિ ધામ. ૨૨ કોઈ સાંખ્ય પાતાંજળભણે કોઇ મિમાંસા ને ન્યાય; વેદાંત ને વ્યાકરણ કોઈ, એમ વાદ કરતા જાય. ૨૩ કો સમાધીમાં મગ્ન છે, કો મુનિ ધરતા ધ્યાન કો કથા કહે ઇતિહાસની, કો શ્રવણ કરતા પાન. ૨૪ કોમુનિ કરતા યોગ સાધન, તપે કો તપ રૂપ; કો હરિ અરચા તણી સેવા. કરે ભાવ અનૂપ. ૨૫ તેવું દેખતાં રઘુવર લક્ષ્મણ, થયા મન પ્રસન; ત્યારે સુતીક્ષ્ણને પૂછતા જે, જેષ્ટ દશરથતન. ૨૬ અરે મુનિ આ ઉપવન કોનું, પુન્ય સ્થળ પાવન; માનુભાવ રહેછે કોણ અહીં, તેકહોસત્ય વચન. ૨૭ ત્યારે સુતીક્ષ્ણકહે સાંભળો, રાજીવલોચન રામ અગસ્ત મુનિ રહેછે અહીં, આ વન આશ્રમઠામ. ૨૮ જેણે આતાપિ વાતાપિ ઇલ્વણ, અશુર માર્યા અર્થ; સમુદ્ર કેરૂં પાન કીધું, એવા છે સમર્થ. ૨૯રઘુ-વીર કહે હો સુતીક્ષ્ણ, કેમ પ્રારિયા બળવાન; અગસ્તની ઉ-ત્પત કહો, કેમ કર્યું સાગરપાન. ૩૦ ત્યારેસુતીક્ષ્ણકહેરામ જી, હું જાણું સરવે ગત્ય; અથ ઈતિ તમને કહું, કુંભજ તણી ઉત્પત્ય. ૩૧ વલણ--ઉત્પતિ કહું કુંભજ ઋષિની, કથા જે પાવનરે; સુતીક્ષ્ણ વળતી બોલિયા, તમો રાઘવ ધરજો મનરે. ૩૨ ઇતિશ્રી રામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅરણ્ય કાંડેસુતીક્ષ્ણમંદકરણાશ્રમગમનોનામચતુર્થોધ્યાય: ૪

# અધ્યાય ૫

રાગ દેશાખ--સુતીક્ષણુ કહે સાંભળો રઘુપતિ, પાવન પુન્ય પવિત્ર; વિસ્તારી તમને સંભળાવું, અગસ્તનું જન્મ ચરિત્ર૧ મિત્ર વરૂણુ નામે જે મુનીવર, રેહેતા સિંધુ તીર; તપ અનુષ્ઠાન ક્રિયા જપ કરતા, બ્રહ્મવેત્તા મુનિ ધીર. ૨ સાગર કેરી છોળો આવે ત્યારે, પોતાની વસ્તુ તણાય; કોઈ દીન આસન કમંડળ, કોઈ દિન પાત્રજ જાય. ૩ અકળાયા મુનિ સિંધુ ઉપર, થયા ઘણું ક્રોધવાન; હવે ઉદ્દે કરૂં એક પુત્ર એવો, કરે સાગર જળનુ પાન. ૪ પછે મૃતિકાનો એક કુંભ કર્યો, મુકયું શુક્ર પોતાનું તે માંહે; કુંભ જત્ન કરીને મુકયો, એકાંત સ્થળમાં ત્યાંહે ૫ જ્યારે પુરા માસ થયા ત્યારે, ઘટ ભાગીને નિકળ્યો પુત્ર; અદ્દભુત આકૃતિ સહિત છે અંગે, યજ્ઞોપવિત્ર કટીસુત્ર. ૬ અગસ્ત એવુ નામજ પાડયું, મોટો થયો તે તન; પિતાની આજ્ઞા માગી આવ્યો, કાશીક્ષેત્ર પાવન. ૭ ત્યાં સંપુરણુ વિદ્યા ભણીઆ, પછે પામ્યા તન યોવન; હવે કન્યા સુંદર મળે તો પરણું, તેમ વિચાર્યું મંન. ૮ એક કાન કુબ્જ દેશનો રાજા, તેને ઘણી કન્યાય; ત્યાં આવીને કરી યાચના, કન્યા એક મુનિરાય. ૯ ત્યારે રાજા કહે હજુ નાની છે, વરજોગ થશે જેણીવાર; ત્યારે તમો આવજો મુનિવર, આપીશ કન્યા એકનિરધાર. ૧૦ એવું સાંભળીને ગયા પાછા, અગસ્તમુનિવર જેહ; પછી થોડે કાળે સ્વયંવર કરી રાય, કન્યા પરણાવી તેહ. ૧૧ ત્યારે અગસ્તને તો ભુલી ગયા, પરણાવી સહુ કન્યાય;

રાજકુંવરને જયાં ત્યાં આપી, નિવૃત્તિ પામ્યો રાય. ૨૨ પછી દિવસ કેટલે અગસ્ત આવ્યા, કન્યા લેવા કાજ; પુજા અર્ચા ભુપતિયે કરી, મન ભય પામ્યો રાજ. ૧૩ ત્યારે અગસ્ત કહે કન્યા લાવ્ય, તેં મુજને કહી’તી જેહ; એવું સુણી નૃપ થયો ચિંતાતુર, ગયો મંદીરમાં તેહ. ૧૪ રાણીને સહુ વૃત્તાંત કહ્યું જે, ભુલી ગયો હું આપ; હવે કન્યાની ના કહીશ મુનિને, તો દેશે શ્રાપ ૧૫ ત્યારે સતિ શિરોમણ રાણી બોલી, રાખો ધીરજ મહારાજ; દ્વાદશ વરષનો પુત્ર છે આપણે, તેથી સરશે કાજ. ૧૬ સ્ત્રીનાં આભુષણ વસ્ત્ર પહેરાવો, કરી કન્યાનો વેષ વિધીયે થકી કરો દાન કન્યાનું, મુનિને આપો એશ. ૧૭ કુંભજ ઋષિ સફળ મંત્ર ભણી, સંકલ્પ કરશે જયારે; કન્યા જાણી પ્રતિગ્રહ કરશે, થશે એ નરની નાર ત્યારે. ૧૮ પછી રાય કુંવર શણગારી લાવ્યો, સભામાં તે દન; અદભુત વેશ કન્યાનો જોઈને, મુનિવર હરખ્યા મન. ૧૯ ત્યારે ભુપતિયે સહુભોગ સહિત, કન્યા આપી બહુ માન; અગસ્ત મુનિયે સ્વસ્તિ કહી, લીધું કન્યાદાન. ૨૦ મંત્ર ભણીને હસ્ત ગ્રહયો ત્યારે, તતક્ષણ થઈ તે નાર; ભુપતિ મનમાં આનંદ પામ્યો, વરત્યો જયજયકાર, ૨૧ આશીર્વાદ અગસ્તે દીધો, પુરણ થયાં મનકામ; રાજા પ્રતિ મુનિવર કહે એ, કન્યાનું શું નામ. ૨૨ ત્યારે રાય વિચારી બોલ્યો, અર્થ કરી અભિરામ; પુરૂષ તણી મુદ્રા લોપી માટે, લોપામુદ્રા નામ. ૨૩ અગસ્ત લેઈ કાશીમાં આવ્યા, માંડયો ગ્રહસ્થાશ્રમ; નિત્ય કર્મ પોતાનું કરતા, તપસ્વી નિ-

મંળ બ્રહ્મ. ૨૪ હવે હીમાચળનો પુત્રજ કહીયે, વિંધ્યાચળ ગિરિવર્ણ; તે વશિષ્ઠ સાથે વૈર કરીને, આવ્યો અગસ્તને શર્ણ. ૨૫ શ્રી રામચંદ્ર કહે સુણો સુતીક્ષ્ણ, કહો મુજને એનાટ; વશિષ્ઠ અને વિંધ્યાચળને, વળી વૈર થયું શા માટ. ૨૬ સુણો રઘુપતિ એક સમે રહે, વશિષ્ઠ ઉત્તરદેશ; ત્યારે કામદુર્ગા ઘેનુ પોતાને, આશ્રમ રાખી એશ. ૨૭ એક દિવસ તે ચરવા ગઈતી, ઘેનુ વન મોઝાર; તે વનમાં એક ખોહ છે મોટી, ઉંડો ખાડ અપાર. ૨૮ કામદુર્ગા તે પડી ખાડમાં, રોધ થયો તે માંહે; ત્યારે ખોળવા નીકળ્યા વશિષ્ઠ મુનીવર, જોતા આવ્યા ત્યાંહે, ૨૯ પછી કામઘેનુએ દુધ શ્રવી, નિજ ખાડ ભર્યો નિરધાર; તે પય માંહે તર્રાને ઉપર, ઘેનું નિકળી બહાર. ૩૦ વશિષ્ઠે વિચાર્યું એ ખાડજ ખોટો, પુરૂં એને નીરવાણ; એક પરવત લાવી નાંખું એમાં. તો પુરાય નિશ્ચે જાણ. ૩૧ હીમાચળને પુત્ર ઘણાં છે, તેમાંથી લાવું એક; તેને લાવી એ ખાડમાં નાંખું, ટાળુ દુખ વિશેક. ૩૨ પછી હીમાચળને ઘેરજ આવ્યા, વશિષ્ઠ તેણીવાર; પોતાનું વૃત્તાંત કહીને, જાચ્યો એક કુમાર. ૩૩ ત્યારે હીમગિરિયે આજ્ઞા આપી, વિંધ્યાચળને ત્યાંહે; વશિષ્ઠ સાથે ચાલ્યો તતક્ષણ, વિચાર તો મન માંહે. ૩૪ એ મુનિ મુજને લઈ જાય છે, પુરવા ખાડ મોઝાર; એવું જાણી વશિષ્ઠને મુકી, નાઠો તેણીવાર. ૩૫ અગસ્ત કેરે શરણે આવ્યો, વશિષ્ઠે વિચાર્યું મન; હવે વિરોધ કોણ કરે અગસ્ત સાથે, બીજો લાવું તન. ૩૬ પાછા ફરીને વશિષ્ઠ મુનીવર, આવ્યા હીમાચળ ઘેર; ભાઈ

પુત્ર એ તારો નાશી ગયો છે, કરી મુજ સાથે વેર. ૩૭ માટે બાંજો આપ મને ગરીબ હોય તે, જેથી સરે મુજ કામ; પછી પુત્ર એક પાંગળો હતો, ગિરિ આબુ તેનું નામ. ૩૮હીમાચળે તે આપ્યો તતક્ષણ; લેઈ ચાલ્યા મુનિ જન; તે ખાડમાં આબુને મુકયો, પ્રસન્ન થયું છે મન. ૩૯ હવે વિંધ્યાચળ એમ વૈર કરીને, આવ્યો અગસ્તની પાસ; વચન આપ્યું જે કહો તે કરૂં, એમ થઈને રહયો છે દાસ.૪૦અગસ્ત કેરો શિષ્યથયો પછે, રહયો તે દક્ષિણ દેશ; લક્ષ યોજનનો ઊંચો પરવત, મહા અભિમાની વેશ.૪૧એમ ઉંચો વધવા માંડયો અતિશે, સ્વર્ગમાં થયું અંધકાર; ત્યારે અગસ્ત પાસે ઇંદ્રે આવી, કહયો ગિરિનો સમાચાર. ૪૨ અગસ્ત ત્યાંથી આવ્યા પોતે, પર્વત કેરી પાસ; સાષ્ટાંગ કરીને પડિયો પૃથ્વિ, સુતો યથા અવકાશ.૪૩ત્યારે અગસ્તકહે હો વિંધ્યાચળ,હવેસુતો રહેજેઆપ; મુજ આજ્ઞા વિના જો ઉઠીશ તો, તુને બાળીશ દઈને શ્રાપ.૪૪ પછે તે દિવસના અહીં રહ્યા છે, આ ડંડક વન મોઝાર; પત્નિ સહિત નિજ આશ્રમ બાંધી, અગસ્ત રહ્યા આ ઠાર. ૪૫ સુતિક્ષણ કહેસુણો રઘુકુળભુષણ,સમરથ શ્રી ભગવાન; હવે બીજું ચારેત્ર કહું કુંભજનં,જે કર્યું સાગર પાન.૪૬ લવણ-સાગર જળનું પાન કીધું, એવા મિત્રો વરૂણના તનરે; સુતિક્ષણ વાણિ બોલિયા, તમ્મા રાઘવ ધરજ્યો મનરે. ૪૭ ઈતિશ્રી રામ ચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅરણ્યકાંડે શ્રી રામ સુતિક્ષ૧સંવાદેઅગસ્તોત્પત્તિકથનોનામપંચમોધ્યાય: ૫

## અધ્યાય ૬

દેશી ચાલતી----સુતિક્ષણ કહે સુણો દશરથનંદન, પાવન પુણ્ય પવિત્ર; વિસ્તારી તમને સંભળાવું. અગસ્તઋષિનું ચરિત્ર. ૧ અસુર ત્રણે બંધુ કપટી, વનમાં રહેતા તેહ; ઘણા મુનિવર માર્યા તેણે, કપટ કરીને જેહ. ૨ આતાપી થાયફળરૂપે વાતાપી થાય દાતાર; ઈલ્વણ આશ્રમ કરી કારમો, રહેતો વન મોઝાર. ૩ આદર કરીને તેડી લાવે, મુનિવરને નિજ ઘેર; કારમાં ફળ ખવરાવે તેને જળ પાય રૂડી પેર. ૪ ત્યારે પેટ ફાડીને અસુર નિકળે, વિપ્ર તે પામે મરણ; તેમ ઘણાક મુનિવરને માર્યા, તેવું કરે આચરણ. ૫ પછે બ્રાહ્મણ સરવે ટોળે મળીને, આવ્યા અગસ્તની પાસે; સ્વામિ સર્વનું મત્યું આવ્યું હવે કેમ રહેવાશે. ૬ પેટ ફાડીને મારે સહુને, કપટ કરી મતિ પાપ; શંભુતણું વરદાનજ પામ્યા, માટે ન લાગેશ્રાપ. ૭ તેવાં વચન સુણીને અગસ્ત ઉઠી આવ્યા અસુરને ઘેર; ત્યારે પાપીએ ઉઠીને આદર કીધો, મુનિ પુજ્યા બહુ પેર, ૮ મહારાજ પરોણા હમ ઘેર હવે, રહો આજનો દન; આ ફળ જળ અંગીકાર કરોને, અમને કરો પાવન. ૯ ત્યારે અગસ્ત કહેઆજ પાવન કરવા, આવ્યો છું હું આંહે; આતાપી થયો સુંદરફળ પાકા, વાતાપિયે આપ્યાં ત્યાંહે. ૧૦ પછે અગસ્ત મુનિ ફળ અશન કરીને, હાથ ફેરવ્યો પેટ; પેલો અસુર ઉદરમાં બળવા લાગ્યો, કાઈ નવ ચાલ્યું નેટ ૧૧ ત્યારે વાતાપિયે હાંક મારી, બોલ્યો ઉદરથી તેહ; મને જઠરાગ્નિમાં બાળી પચાવ્યો, તમને

મારશે તેહ. ૧૨ તેવાં વચન સુણી બન્યોજાણ ઉઠયા, શસ્ત્ર ગ્રહીને હાથ; ત્યારે ધનુષ બાણ ગ્રહી યુદ્ધ કરી માર્યો, વાતાપિને મુનિનાથ. ૧૩ એમ આતાપિ વાતાપી બન્યો, માર્યા મુનિવર શુર; ત્યારે ઇલ્વણે જાણ્યું મુજને મારશે, નાઠો ત્યાંથી ભુર. ૧૪ ત્રિભુવનમાં કોઇયેનહી રાખ્યો. અગસ્ત ઋષિનો ચોર; જ્યાં જાય ત્યાં મુનિવર પુંઠે, ફરતા કરતા જોર. ૧૫ પછે અસુર આવી સાગરમાં પેઠો, જળ રૂપે થઇ તેહ; મુનિવરે આવી માગ્યો પણ, નવ કાઢી આપ્યો તેહ. ૧૬ પછે કળશોદ્દભવ ક્રોધાતુર થઈને, ઊતારયું અભિમાન; ભરી અંજળી મંત્ર ભણી કર્યું, સાગર જળનું પાન. ૧૭ તે જળવત આવ્યો અસુર ઉદરમાં, એમ ત્રણે પામ્યા પતન; સિંધુ સરવે સુકાઇ ગયોને, તલખે જળચર જન. ૧૮ સહુ દેવે મળી કુંભજ ઋષિ કેરી, પ્રાર્થના કરી ત્યારે; પછે દિવસ કેટલે કરૂણા કરી, મુનિ સાગર ભરિયો વારે. ૧૯ ક્ષાર સમુદ્ર થયો તે માટે, મોતી જેમાં થાય; રત્ન પાકે માટે રત્નાગર, તે અગસ્તનો મહિમાય. ૨૦ અગસ્ત મુનિનાં ચરિત્ર ઘણાં છે, તે વિણ બીજાં અન્ય; તેરામ તમારા ભજન પ્રતાપે, મોટા થઈ ગયા મુનીજન. ૨૧ તે અગસ્તનો પેલો આશ્રમ, આવ્યો શ્રી રઘુરાય; શ્રી રામ લક્ષ્મણ આનંદ પામ્યા, સુણી અગસ્ત કેરી કથાય. ૨૨ વલણ—અગસ્ત કેરી કથા સુણીને, હરખ્યા શ્રી રઘુરાયરે; પછે વિદ્યાર્થિયે રામને દીઠા, ત્યારે મુનિને કહેવા જાયરે. ૨ ૩ઇતિશ્રીરામચરિત્રે સંમત વાલ્મિકી નાટક ધારાયાંઅરણ્યકાંડેશ્રીરામ સુતિક્ષણ

સંવાદેઅગસ્ત્યેનસમુદ્રપાનોનામષષ્ઠોધ્યાયઃ ૬

# અધ્યાય ૭

રાગ—અનેક શિષ્યે કહ્યું આવી, સુણો મુની માહા-રાજ; રામ લક્ષમણ જાનકી આવે, આપણે આશ્રમ આજ. ૧ તેવું સાંભળીને અગસ્ત હરખીયા, ઉઠીયાતેણીવાર;રઘુનાથને તેડવા ચાલ્યા, સાથે વિપ્ર અપાર, ૨ મુનિ કહે તપ જપ જોગ સાધન, સમાધી અનુષ્ઠાન; જેને પામવા કરિયે સહુતે,આવ્યા શ્રી ભગવાન. ૩ તેવું કહી ઉતાવળા, સામા ગયા ઘટજાત;તેવે દીઠા સનમુખ આવતા, સીતા સહિત બે ભ્રાત. ૪ ત્યારે રામ લક્ષમણ નમ્યા આવી, અગસ્ત કેરે પાય; આશીષ દેઈમુનિયે પછી, ચાંપ્યા રૂદે રઘુરાય. ૫ નિજ આશ્રમે લાવી પછે, બેસા-ડયા આસન; રઘુવરને વીંટી કરી, બેઠા સહુ મુનીજન. ૬ જા-ચક જેમ દાતાર પુંઠે, મુની શોભે તેમ; સ્વાગત બહુ વિધીયે કરી, પૂછે કુશળતા પ્રેમ. ૭ ઋષિપત્ની વેષ્ઠિક જાનકી, મળી બેઠાં મંડળ માંહે; જેમ આદિ માયા ભગવતી પંઠે, અનંત શકિત ત્યાંહે. ૮ સમાચાર પૂછે સીતાને મુનિપત્નયો બહુ પેર જેમ ઘટે તેમ કહ્યું જાનકી, જે થયું કારણ ઘેર. ૯ મુનિપત્ની કહે રે જાનકી, કહો કીયા તમ ભરથાર; ત્યારે સીતાયે શામશા કરી, દેખાડીયા તેણીવાર. ૧૦ શામ સુંદર સુભગ તન, મમ સ્વામી રઘુવીર; પેલા ગૌર લક્ષમણ નામ એ મુજ, દીયર બા-વન વીર. ૧૧ તેવાં વચન સુણી સીતા તણાં,હરખી સહુ દ્વિજ નાર, સોભાગ રેહેજો કુશળ તમ,આશિષદીધઅપાર. ૧૨ ઘણો

આગ્રહ કરીને અગસ્તે રાખ્યા શ્રી અવિનાશ; આતિથ્ય બહુ વિધીયે કર્યું, રહ્યા રામ ત્યાં એક માસ. ૧૩ અખંડ ચાપ ને અક્ષય ભાથા, શસ્ત્ર કવચ અભેદ; તે અગસ્તે આદર કરી રામને આપ્યાં વેદ. ૧૪ વળી મહા મહા અમોઘ પ્રચંડ એક, આપ્યું તીક્ષણ બાણ; જેમ નવે ગ્રહમાં રવીપ્રતાપિક,તેવોતે નિરવાણ. ૧૫ અગસ્ત કહે હો રામ થાય જયારે, યુદ્ધ રાવણ સાથ; આ બાણ છેલું મૂકજો, જય પામશો રઘુનાથ.૧૬મુનિ તણો મહીમા વધારવા કર્યું રામે અંગીકાર; એક માસ રહી પછે થયા સત્વર, જાવા વન મોજાર. ૧૭ અગસ્તને કહે રામજી, કહો અમે રહિયે કયાંયે; હમને બતાવો શુભ સ્થળ, નિવાસ કરીયે ત્યાંહે. ૧૮ મુનિ ગોદાવરી તઠ, પંચ વડ છે સાર; પવિત્ર છે તે ભોમ્ય માટે, રામ રહો તે ઠાર. ૧૮ પછે આજ્ઞા માગી મુનિ તણી, નિકળ્યા શ્રી રઘુવીર; પંચવટીને મારગ ચાલ્યા, પોતે શ્રી રણધીર. ૨૦ જાનકીને મધ્યે રાખી, જાય ચાલ્યા ત્યાંહે, એક પરવત જેવો પઉંઢપક્ષી, બેઠોમારગ માંહે. ૨૧ લક્ષ્મણ કહે મહારાજ આ કોઈ, અસુર પક્ષી રૂપ; તેમ કહી ચડાવ્યું ધનુષ ઉપર.બાણપન્નગભૂપ.૨૨ ત્યારેજટાયુ બોલ્યો પછે, તમો કોણ છો બે વીર; શું કરવા મારો મને સાચું કહો રણધીર. ૨૩ રઘુવીર કહે રાય દશરથ, અવધપુરછે જયાંહે; તે તણા અમો પુત્ર બે નિકળ્યા છું. વનમાંહે. ૨૪ તું કોણ પક્ષીરૂપ છે, દીસતો મોટી કાય; ત્યારે જટાયુ તવ બોલીયો, તમો સુણો શ્રી રઘુરાય. ૨૫ અરૂણ કેરો પુત્ર છું અમો

વીર બે બળવાન; ગીધ જાતિ પક્ષી છું હું, જટાયુઅભિધાન. ૨૬ મુજ જેષ્ટબંધુ સંપાતી, તે રહે સાગર તીર; રાય દશરથ સાથે મારે, મિત્રાઈ છે રઘુવીર. ૨૭ જ્યારે સ્વર્ગમાંરાજાગયા દેવની કરવા સાહ્ય; ત્યારે અમો રહેતા એકઠા, ઘણી પ્રીતમાંહે માંહ્ય. ૨૮ તે તણા તમો પુત્ર બન્યો, રામલક્ષ્મણવીર; કહો સુખી છે મમ બંધુ દશરથ, પ્રતાપી રણધીર. ૨૯ તેવું સાંભળી રઘુવીરને, જળ ભરાયું લોચન; દ્વિજરાજને સરવે કહ્યું જેપામ્યા રાય પતન. ૩૦ તે સુણી ગીધે રૂદનકીધું; સંભાળીનિજ હેત; પછે જટાયુ તેમને મળ્યા પોતે, રામ પ્રેમ સમેત. ૩૧ પિતા સમ છો તમો મારે, સુણો પક્ષીરાજ; માટે દેખાડોશુભ ઠામ; રહેવા તણો અમને આજ. ૩૩ ત્યારે જટાયુ કહે રહો સુખે, આ પંચવટી મોઝાર; હું એ પણ રહું છું અહિં, આવન વિષે નિરધાર. ૩૩ જો કામ પડશે તમારે તો, કરીશ આવી સહાય; પછે જટાયુને મતે કરી ત્યાં રહ્યા શ્રી રઘુરાય. ૩૪ ગૌતમી ગંગા તટે, વડ પંચ છે જે ઠાર; ત્યાં પર્ણકુટી રચીસુંદર રહ્યા જુગદાધાર. ૩૫ બેસવાનો મંડપ કર્યો, આગળ ઘણોવિસ્તાર; પાસે વહે ગોદાવરીનું, નીરનિરમળ સાર. ૩૬ ત્યાં સીતાયે શુભ બાગ રચિયો. પુષ્પ નાનારંગ; તુળશી તણુંવન વાવ્યું, કેવડો ડમરો સંગ. ૩૭ પક્ષી બોલે બહુ ભાતનાં, વહે શીતમંદ સમીર; તેવી શોભા કરીને રહ્યા. પંચવટીમાંરઘુવીર ૩૮ વલણ---રહ્યા શ્રી રઘુવીર પોતે, પંચવટી મોઝારરે; સહુ આવે મળવા રામને; મુનિ પામ્યા હરખ અપારરે. ૩૮ ઈતિ-

શ્રી રામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅરણ્યકાંડેશ્રીરા-મચંદ્રસ્યપંચવટયાગમનોનામસપ્તમોધ્યાયઃ ૭

## અધ્યાય ૨

રાગ શોરઠ ગરબાની દેશી—પંચવટીમાં શ્રી રઘુવીર વી-રાજતા જો, સેવા કરતાં સીતા લક્ષ્મણ સંગજો; કુળનો ધર્મ પોતાનો સરવે પાળતાજો, લીલા કરતા નિત્ય નિત્ય નૌતમ રંગજો. પંચવટીમાં શ્રી રઘુવીર વિરાજતાજો. ૧ પાસે વહેજે નિર્મળ ગોદાવરીજો, ઠામ ઠામ મઠ છાઈ રહ્યા મુનિ ધીરજો; સફળ સઘન તરૂ છાયા ગટ ગંગા તણુંજો, ચાલે મંદ સુગંધી શીત સમીરજો પંચ૦ ૨ પર્ણકુટી પાસે સીતાયેવાડી કરીજો વાવ્યાંછે માંહે તુળશી કેરા વૃંદજો; જાઈ જુઈ મુચકુંદનેમરવો મોગરો જો, ખટપદ ગુંજે લેતા મધુ મકરંદ જો. પંચ૦ ૩ ગુ-લાબ ચંપક ડમરો ચંબેલી માલતી જો, હીંચોળા ખાતી ક-રેણી આંબા સાખજો; જામફળી દાડમ નારંગી કદળી જો, મંડપ ઉપર લચકે લુમી દ્રાખ જો. પંચ૦ ૪ નારીયેળ જંબીર ફણસને ફોફળી જો, સીતાફળી શતપત્રી કુંદ કલ્હારજો; ચો-પાસે મહમહતો મહેકે કેવડોજો, ભાત ભાતનાં ફુલ્યા ફુલ અપારજો. પંચ૦ ૫ તરૂપર પંખીશબ્દકરેસોહામણાજો, બક પારાવત ચકવા ચકવી ભૃંગજો; હંસ કારંડવ ચકોર ચાતુક કોકીલાજો, કપોત ખંજન આદે લલિત વિહંગજો. પંચ૦ ૬ ભૂમિ ઉપર મોર કળા કરી નાચતાજો, મેના પોપટ બોલેજય-જય રામજો; સારસ સુંદરશબ્દ કરે સોહામણાજો, પિઉને

બોલાવે બપૈયા પુરણકામજો. પંચ૦૭ એવાં ખગ મૃગને જોઇ સીતા સનમુખ આવતાંજો, પ્રભુને દેખાડે લાંબા કરી કરકંજજો; જે જગતજનુની આદિ માયા ભગવતીજો, તે લીલા કરે છે જન મન કરવા રંજજો. પંચ૦૮ કયારે પ્રભુ કળી કુસુમની ભરતા કેશમાંજો, કયારે કરતા કેસર આડ કપોળજો; એમ જનકસુતાને રઘુપતિ લાડ લડાવતાજો, સકળ વિશ્વમાં નહીં ઉપમા દેવા તોલજો. પંચ૦૯ વનવાસિ સહુ રઘુવરપાસે આવતાજો, મહા વડભાગી કોલ કીરાત આહીરજો; તે પડિયા ભરી ભરી વનફળ મેવા લાવતાજો, તુંબીફળ ભરી લાવે પાવન ખીરજો. પંચ૦ ૧૦ સાધન જપ તપ જોગ જગન દુર્લભ સદાજો, જે પદ રજ ઈચ્છે બ્રહ્મા ત્રિપુરારજો; તે અચ્યુત આદર કરી તેને બોલાવતા જો, કરતા તેની સેવા અંગીકાર જો. પંચ૦ ૧૧ મોટા મુનિવર આવે દરશન કારણેજો, મંડળ મળી બેસે મંડપ એકાંતજો; તેની સાથે કરતા ચરચા વારતા જો, આત્મનિરૂપણ ભકિત તણું સિદ્ધાંતજો. પંચ૦ ૧૨ તે પ્રભુ ધર્મ નિગમપંથપાળક અવતર્યાજો, નિજ ઈચ્છાયે કરવા લીલા અપારજો; મુનિ મનરંજન લાડ પાળવા ભકતનાંજો, વનમાં વસિયા દશરથ રાજકુમારજો. પંચ૦ ૧૩ એ પુરૂષોત્તમ પુરણાનંદ જ્ઞાન સ્વરૂપ છે જો, જેને શાસ્ત્ર નિગમ ઉપનિષદ ગાયજો; તે પ્રભુ પ્રગટયા ભકત તણા દુખ ટાળવા જો, જન ગિરિધર ગુણ ગાતાં તૃપ્ત ન થાય લગારજો. પંચ૦૧૪

ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅરણ્યકાંડે

પંચવટયાશ્રમલીલાવર્ણનોનામઅષ્ટમોધ્યાયઃ ૮

## અધ્યાય ૯

રાગ સારંગ——પંચવટીમાં રામ રહ્યા છે, આનંદમાં દિન જાય; સેવા કરે રઘુવીરની, ભાવે લક્ષમણને સીતાય. ૧ ભીલડિયોનાં જુથ મળીને, સીતાજે જોવા આવે; ભાત ભાતનાં વનફળ મેવા, પડિયા ભરી ભરી લાવે. ૨ મૃગનાં ટોળાંચરવા આવે, સીતાની વાડી માંહે; તે જનકસુતાનું રૂપ જોઈ, સહુ ચકિત થઈ રહે ત્યાંહે. ૩ નિજ કુળ કેરો ધર્મ પાળતા, ધર્મ ધોરીંધર ધીર; પરિચરિયા સહુ સીતા કરે, ફળ લાવે લક્ષમણ વીર ૪ નિત્યે સુમિત્રી ફળ લાવીને, મૂકે સીતા પાસ; શ્રી રામને આરોગાવીને વળતાં, પોતે કરે ફળ ગ્રાસ. ૫ સીતા જાણે જે લક્ષમણ વનમાં, કરતા હશે આહાર; તેવું જાણી ફળ નથી આપતાં, કહેતા નથી નિરધાર. ૬ રામ આજ્ઞા વિના ફળ નથી ખાતા, પોતે લક્ષમણ વીર; આગલ્યું ભવિષ્ય વિચારીને નથી કહેતા શ્રીરઘુવીર. ૭ સુમીત્રી સદા ઉપવાસી રહે, પણ ક્ષુધા ન પીડે તન; એ રીતે નિત્યમેવ આચરે, હરખ શોક નહીં મન ૮ શ્રીરામ જાનકી પર્ણકુટીમાં, પોઢે નિશાએ જયારે; લક્ષમણ બારણે ચોકી કરતા, નિદ્રા કરે નહીં ત્યારે. ૯ એમ ક્ષુધાનિંદ્રા બે જીતી લક્ષમણે, સેવતા શ્રીરઘુવીર; બ્રહ્મચર્ય વૃત પાળે સદા એવા જતી શિરોમણી ધીર. ૧૦ હવે એક દિવસ લક્ષમણજી પોતે; ફળ લેવા ગયા વન; તે મહાવનમાં એક વાંસનું જાળું દીઠું ગંભીર સઘન. ૧૧ તે જાળામાં એક અસુર બેઠાછે, તપ

કરવા ધરી હેજ; સંબર નામે સુર્પનખાનોસુત, રાવણનોભા-
ણેજ. ૧૨ સાઠ સંવત્સર કેરૂં, બેઠો લેઈને નીમ; આરા-
ધન શંકરનું કરતો, થઈ છે તપની સીમ. ૧૩ નથીદેખતું બા-
રણેથી કોઈ, બેઠો વાંસના ભોથા માંહે; કાળશસ્ત્રની કરી કા-
મના, તપ આચરતો ત્યાંહે. ૧૪ જો કાળ શસ્ત્ર શિવ આપે
તો, કરૂં સકળ દેવનો નાશ; એવું આદરી ગુપ્ત બેઠો છે, તપ
કરવાને તાસ. ૧૫ ત્યારે લક્ષ્મણ મન વિચાર કરે છે, આવાંસ
કરૂં છેદન; તો વાઘ વરૂ સંતાઈ રહે નહીં, નિસકંટક થાય વન.
૧૬ એટલે કાળશસ્ત્ર પડયું શિવનું, વિદ્યુતવત ચળકાર; ત્યારે
લક્ષ્મણે કરમાં લેઈને જોયું, દીઠી તીક્ષણ ધાર, ૧૭ લક્ષ્મણ
કહે તું કોનું શસ્ત્ર, ત્યારે વાચા થઈ તેણીવાર; હું શિવનું શસ્ત્ર
તે આપું અસુરને, તપનું ફળ નિરધાર. ૧૮ પછી લક્ષ્મણેશિ-
વનો મંત્ર ભણીને મૂકયું તતક્ષણ ત્યાંહે; તે જાળુકપાઈનેપડયુ
વેગળું, છેદાયો અસુર તે માંહે ૧૯ અસુર પડયોબે ભાગથઈ
ગયું શસ્ત્ર પાછું શિવલોક; સુમિત્રીયે જાણ્યું કો મુનિછેદાયા
પામ્યા ઘણું મન શોક. ૨૦ પછી ફળલેઈ આવ્યા પંચવટીમાં
પસ્તાતા મન માંહ્ય; વનમાં જે કાંઈ વાત નીપની, તે કહિ ર-
ઘુવરને ત્યાંહ ૨૧ ત્યારે શ્રી રઘુવર હસીને બોલ્યા, સાંભળ
મારા વીર; એ મુનિ નહિરાવણનોભાણેજ, સુર્પનખારણધીર
૨૨ એ અસુર મરાયો માટે આવશે ઘણાનિશાચરઆંહે; માટે
સાવધાન થઈ રહેજો વીરા, હવે આ વન માંહે. ૨૩ તેવાં વ-
ચન સુણીને લક્ષ્મણ કેરો, શોક સમ્યો નિર્વાણ; પછીભાથા

ધનુષ કવચ ધરી રહેતા, સજ થઈ ફરતા જાણ. ૨૪ હવે લંકામાં સુર્પનખા રહે, તેને આવ્યું ઘોર સપન; તે નિશા વિશે ઝબકીને જાગી, જાણ્યો પુત્ર પતન. ૨૫ પછી ચાર નિશાચરી સાથે લેઈને, ચાલી પ્રાત:કાળ; જ્યાં સુત બેઠા તપ કરવાને, ત્યાં આવી તતકાળ. ૨૬ જુવે તો જાળું કપાયું દીઠું; પુત્ર તણા બે ભાગ; પછી વિલાપ કરવા લાગી વનિતા, આણી સુત અનુરાગ ૨૭ કલ્પાંત કરતાં કહે કામની, સખિયોશું તેણી વાર; હવે ખેપ કરીને ખોળી કાઢું, એનો મારણહાર. ૨૮ આ વન માંહે હશે એ વૈરી, ઝાલું જઈને આજ; ભક્ષણ કરૂં તે દુષ્ટ તણું તો, હોલાય મારી દાઝ. ૨૯ એવે મનુષ્ય તણાં ત્યાં પગલાં દીઠાં, પડિયાં પૃથ્વી માંહે, સુર્પનખા કહે સુતનો વૈરી દિસે છે કો આંહે. ૩૦ સુણો સખી કો યોદ્ધો મોટો, મનુષ્ય મધ્યે મહાવીર; માટે શામ દામ દળ છળ બળ કરી ઝાલું, મારૂં થઈને ધીર. ૩૧ પછે સોળ વરશની થઇ સુંદરી, મુગ્ધા ગોરે ગાત્ર; તેના રૂપ થકી બ્રહ્માદિક, મોહ પામે નર માત્ર. ૩૨ પીન પયોધર કટિ કેસરી તન. સુક્ષમ કોમળ ચર્ણ; જઘનસ્થળ રંભા ભુજ કરીકર, ચતુરા ચંપક વર્ણ. ૩૩ વિધુમુખિ મૃગનયણી ચપળા, પહેર્યાં ચોરી ચીર; અલંકાર તન મંડિત જોઈને, મુનિવર મુકે ધીર. ૩૪ એમ બની ઠણીને ચાલી બાળા ફરતી વન મોઝાર; સાથે સુંદર સખિયો બન્ને પાસે નિરધાર. ૩૫ તે વાટે વળી સખિયો સાથે, ચાલે લટકતી ચાલ; ઉરમંડળ ને કટી કંપાવે, ઉઘાડે ઉદર વિશાળ. ૩૬ એવી થઈ સુર્પનખા

ચાલતી, જુવે દ્રષ્ટે ત્યાં હે; ત્યારે દુર થકી લક્ષ્મણને દીઠા, વિણતા ફળ વન માંહે, ૩૭ સ્કંધે ભરાવ્યું કોદંડ, બાંધ્યા કટિયે ભાથા સાર; ત્યારે સુર્પનખાયે તે સખિયોને, દેખાડયા તેણીવાર. ૩૮ પેલો વીર ફરે છે એણે, માર્યો મારો તન; માટે છળબળ કરી પમાડું, એને નિશ્ચે આજ પતન. ૩૯ વલણ— પમાડું આજ પતન એને, એમ કહે ભગની રાવણ તણી; એવે લક્ષ્મણ પાસે આવી ઉભી. તેના રૂપની શોભા અતિ ઘણી. ૪૦ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅરણ્યકાંડેસંવરાસુરછેદનેસુરપનખાંપંચવટયાગમનોનામનવમોધ્યાય: ૯

## અધ્યાય ૧૦

રાગ બિહાગડો—આવી આસુરી લક્ષ્મણ પાસ, ઊભિ સનમુખ કરતી હાસ; હાવભાવ કટાક્ષ કરેછે, નેત્રે ઉત્તમ નેહ ધરે છે. ૧ મોહ પમાડે રતિરસ તંત્ર, પ્રયોજ્યા મનમથના મંત્ર; ચંચળ કરતી ચીર નવરંગ, દેખાડે છે પોતાનું અંગ. ૨ મંદહાસ્ય કરી મૃગનેણુ, બોલી લક્ષ્મણ પ્રત્યે વેણુ; હે સમરથ રાજકુમાર, હું કરવા ઈચ્છું ભરથાર. ૩ હજુ હું છું કુવારીજાત્ય ખોળું છું વરને દિન રાત્ય; ફરૂં જોતી સ્વામીનો પંથ, મારા જેવો મળ્યો નહિ કંથ. ૪ આજ ઈશ્વરે મેળવ્યા તમને, પામી હરખ વરો હવે અમને; તમ યોગ્યજ હું છું નાર, માટે પરણો મને સુખકાર. ૫ વિધીયે મેળવ્યો સંયોગ, ભોગવો મનગમતા ભોગ; તેવાં સાંભળી મધુર વચન, મોહ પામ્યા નહીં લક્ષ્મણ મન. ૬ છે રામ કૃપાના પાત્ર, વિષય સ્વપ્ને નથી ત-

લમાત્ર; તેનો દેખી સુંદર વેશ, નવ મોહ્યા સાક્ષાત શેષ. ૭ ઈંદ્રિયજીત જતી છે વિરકત, રઘુવીર ચરણુ આશકત; કરી વાસંના મુળ છેદન, તેનું ચંચળ નવ થાય મન. ૮ જેણે કર્યું અમૃતનું પાન, તે પિયે ન હળાહળ આન; રવિને તમ ન કરે બાધા, પુજે નહીં પ્રેત વિષ્ણુ આરાધ્યા. ૯ જેને ઘેર કામગોધન, તે ન હોય દરિદ્રી જન; જેને આંગણે સુરતરૂ લીખ, તે શું કરવાને માગે ભીખ. ૧૦ નંદન વનનો ભ્રમર વિલાસ, ન લે અરક પુષ્પની વાસ; એમ આત્મ લાભે જે સંતુષ્ટ, તે ન થાય વિષયથી પુષ્ટ. ૧૧ એમ લક્ષ્મણુ સાહસ ધીર, બોલ્યા વચન મૃદુ ગંભીર; સુણુ સુંદરી સાચી વાત, તું વરવા ઇછે શાક્ષાત, ૧૨ મારે માથે છે વડીલ અત્ર, રઘુવીર સીતા શિરછત્ર; તે છે શિવ પારવતી જેવા, મુજ માત પિતા ગુરૂ તેવા. ૧૩ પેલી પંચવટીમાં રહે છે, નિજ ધર્મ સદા શિર વહે છે; તેની આજ્ઞા વિના ન પરણુાય, આ પૃથ્વી રસાતળ જાય. ૧૪ ઊગે પશ્ચિમ દિનમણી આજ, ન કરૂં એ સાહસ કાજ; રામ આજ્ઞા વિના સતબંધ, તુજ સાથે ન થાય સંબંધ. ૧૫ તેવાં વચન સુણી તે નાર, આવી પંચવટી મોઝાર; રહ્યા વનમાં લક્ષ્મણુ વીર, જતીધર્મ ઘોરીંધર ધીર. ૧૬ સુર્પનખા સખીને કહે છે, તે ત્રણે જાણુતો અહીં રહેછે; હમણાં પ્રપંચ કરીને મળીશું, ત્રણે જાણને નિશાયે ગળાશું. તેવું કપટ વિચારી કરણ આવી લાગી સીતાને ચરણુ; ભાભીજી તમે કરૂણા લાવો, મને લક્ષ્મણુને પરણાવો. ૧૮ આજ લગી હું કરણુ કુમારી,

છું કામાતુર વિરહ દુઃખ ભારી; માટે શરણ તમારે આવી, લખ્યો છે મુજ એ વર ભાવી. ૧૯ હું કરીશ તમારી સેવાય, છું કુળવંત પતિવ્રતાય; તમો સ્ત્રીની ગતિ સહુ જાણો. તે માટે દયા મુજપર આણો. ૨૦ મેં મન સાથે વર્યા એહ, છે તેના મનમાં સંદેહ; તેને આજ્ઞા આપો નિરધાર, કરો આરતિનો ઉપકાર. ૨૧ માટે પરણાવો તેવું જાણી, હું દેરાણી તમો જેઠાણી; સીતાયે સુણ્યાં તેવાં વચન, ઘણું મનમાં થયાં તે પ્રસન્ન ૨૨ ભલી વિધીયે મેળવી જોડ, એના રૂપ વિષે નથી ખોડ; જાનકીએ વિનવ્યા રામ, સુણો વિનતિ પુરણકામ. ૨૩ આ કન્યા આવી વરવા કાજ, આપો આજ્ઞા લક્ષમણને આજ, મળી આવી લક્ષમણ સરખી, એને દેખીને હું ઘણું મન હરખી. ૨૪ મારે ગમત થશે મહારાજ, કરશે પરિચર્યા કાજ; સુણી વચન હસ્યા રઘુવીર, છે સર્વાત્મા શ્યામશરીર. ૨૫ ચર-અચર પરિક્ષક ચિત્ત, છે માયાચક્ર ચાળક નિત્ય; કરતા હરતા પાળક પોતે, તે નિશાચરી ઓળખી જોતે. ૨૬ જયમ રૂપે પરિક્ષા વચને, વર્ણાશ્રમ તે ક્રિયા રચને; જયમ ભુત દયાયે જ્ઞાન શબ્દે ઉતરે પંડિત માન. ૨૭ પ્રેમે કરી જાણાયે ભકિત, સાચો સ્નેહ હોય આસકિત; દાને કરી ઉદારતા કહેવાય, શુરતાપણું રણમાં જાણાય ૨૮ નીતિ લક્ષણે કરી રાજન, એમ આસુરી ઓળખી મન; ત્યારે રામ કહે જા નારી, વરશે લક્ષમણ તુજને વિચારી. ૨૯ રામ સનમુખ ઘુંઘટ તાણી, હસી બોલી તે વનિતા વાણી; લખો અંક મારા કર માંહે, વાંચી પરણશે મુજને

ત્યાંહે. ૩૦ રઘુવીર કહે સુણ નારી, મારે એક પત્નિવ્રત ભારી; તુજ કરનો કરૂં હું સ્પર્શ, તો જાયે મુજ વ્રત ઉત્કર્ષ. ૩૧ તુજ પૃષ્ટે લખું આજ્ઞાય, ત્યારે અવળી થઇ અબળાય; લીધી દર્ભશળી નિરધાર, રામે લખ્યું પ્રષ્ટ મોઝાર. ૩૨ એ રાવણની ભગની પ્રમાણ, સુર્પનખા નિશાચરિ જાણ; એના કરણ નાસિકા જેહ; નિશ્ચે છેદન કરશો તેહ. ૩૩ પછી જીવતી મુકશો ધીર. સ્ત્રી હત્યા ન કરશો વીર; એવું લખી મોકલી રામ, ચાલી અબળા જાણ્યું થયું કામ. ૩૪ સુમીત્રીશું બોલી ધીરે, જુવો વાંચો લખ્યું તમ વીરે; વાંચ્યા લક્ષમણે અક્ષર તેહ, ત્યારે નિવર્ત્યો સંદેહ. ૩૫ આવ્ય અબળા તું એકાંત, પરણું તુજને તજી ભ્રાંત; પેલી સખીયોને કરી દુર, લેઈ ચાલ્યા એકાંતે સુર; ૩૬ ચોટલો ગ્રહી પૃથ્વી પાડી. ચાંપી ચરણ થકી ઘણું તાડી કાઢયું ખડગ વિદ્યુત સમાન. તેનાં છેદ્યાં નાસિકા ને કાન. ૩૭

વલણ--નાસિકા છેદી નારની, વળી કાપ્યા બન્યો કાનરે; ચીસ પાડીને નાઠી ત્યાંથી, તન થયું ગેરૂ સમાનરે ૩૮

ઈતિશ્રીરામચરિત્રે સંમતવાલ્મિકી નાટકધારાયાં અરણ્યકાંડે સુર્પનખાવિરૂપકર્ણનામદશમોધ્યાય: ૧૦

## અધ્યાય ૧૧.

રાગ મેવાડો--સુર્પનખા કેરાં કરણ નાસિકા, લક્ષમણે છેદ્યાં જયારેજી; પ્રચંડ રૂપ થઈ રૂધીરે ગળતી, નાઠી નિશાચરી ત્યારેજી. ૧ મનમાં ભય જાણે મારશે મુજને, એવો પામી ત્રાસજી; ઉતાવળી તે આવી અભાગ્યણી, ખર દુખણની પાસજી.

૨ વૃત્તાંત સર્વે કહ્યું પોતાનું, કરવા લાગી રૂદનજી; તમારે કાજ ગઈતી લેવા, એક નારી રૂપ રતનજી. ૩ મનુષ્ય મધ્યે બેવી રહે છે બળિયા, પંચવટી મોઝારજી; તેણે હાવીગતિ મુજ કીધી, તમને છે ધીકકારજી. ૪ ખર દુષણ તેવું સમજીને બોલ્યા, તે મનુષ્ય આપણો આહારજી; અસુર ચતુર્દશ મોકલિયા, જાઓ કરી આવો સંહારજી. ૫ તે રાક્ષસ ચતુર્દશ સાથે તેડી, સુર્પનખા આવી ત્યાંહેજી; તેવે સમે લક્ષમણજી આવ્યા, પંચવટીની માંહેજી. ૬ ત્યારે જનકસુતા જોઈ હસવા લાગ્યાં, ક્યાં છે દેરાણી મારીજી; પરણીને શું ગુપ્ત જ રાખી, દિયરજી તમારી નારીજી. ૭ જે કૃત્ય કીધું તે કહ્યું લક્ષમણે, ત્યારે બોલ્યા શ્રી રઘુવીરજી; હવે અસુર આવશે યુદ્ધ કરવા, માટે તત્પર રહેજો ધીરજી. ૮ તેટલે અસુર ચતુર્દશ આવ્યા, સુર્પનખા કેરી સાથજી; ચૌદ બાણ મુકીને તતક્ષણે, માર્યા તેને રઘુનાથજી. ૯ સુર્પનખાને હણવા શર કાઢયો, લક્ષમણે જેણી વારજી; ત્યારે રામ કહે હો વીરા તેનો, નવ કરશો સંહારજી. ૧૦ જો હશે નીશાચરી તે તો, લાવશે મેલી અસુરજી; આપણે પણ તે કૃત્ય કરવું છે, હણવા નિશિચર ભુરજી. ૧૧ પછે સુર્પનખા નાઠી રોતી આવી, ખર દુખરની પાસજી; અરે ભાઈ હવે નવ કરશો, જીવ્યા કેરી આશજી. ૧૨ તેતો નિયમ લેઈને નિકળ્યા વન, કરવા અસુર સંહારજી; તેવું સુણીને ઉઠયા તતક્ષણ, રાક્ષસ બળિયા અપારજી ૧૩ ખર દુખરને ત્રિશિરા ત્રણે, ચાલ્યા યોદ્ધા જેહજી; સહસ્ર ચતુર્દશ રાક્ષસ સંગે, કરે ગરજના તેહજી. ૧૪ ખરનું

મુખ તે ખરના જેવું, દુખરનું કુબડું વદનજી; ત્રિશિરાને શિર ત્રણજ મોટા, ભુધર જેવા તનજી. ૧૫ ત્રણ પુત્ર છે દુષણ કેરા, તે સેનાપતિ કહેવાયજી; કપાળી પ્રમાથીને સ્થુળલોચન, નામ તેવાં મહા કાયજી. ૧૬ તે સરવે યુદ્ધ કરવા ચાલ્યા, પંચવટી પાવનજી; વિપ્રીત વાયુ તેણે સમે વાયો, થયા ઘણા માન શુકનજી. ૧૭ જ્યારે અસંખ્ય દળ રઘુપતિએ દીઠું, આવતું જેણી વારજી; ત્યારે લક્ષમણને કહે લઇ સીતાને, જાઓ પરવત મોઝારજી. ૧૮ પછે જનકસુતાને તેડી લક્ષમણ, ચઢ્યા પરવત શીષજી; પંચવટીમાં સજ થઇ ઉભા, પોતે શ્રી જુગદીશજી. ૧૯ તેવ સમે ત્યાં અસુરજ આવ્યા, ગ્રહી ગિરિવર પાષાણજી; શ્રી રામચંદ્ર મુકેછે ચો દિશ; અમોઘ તીક્ષણ બાણજી. ૨૦ દારૂણ યુદ્ધ થયું તે વેળા, વઢતા કરીને ખેપજી; વરણવતાં વિસ્તારજ પામે, માટે કહ્યું સંક્ષેપજી. ૨૧ પછે રાક્ષસચઉદસસહસ્ર સંહાર્યા, રઘુપતિએ તેણી વારજી; ત્યારે તેણે સમે ત્યાં દુષણ ધાયો, કરતો મારો મારજી. ૨૨ બે શર મુકી રામે વળતા કાપ્યા તેના હાથજી; શિર છેદયું પછે દુખર કેરૂં, સમરથ શ્રી રઘુનાથજી. ૨૩ ત્યારે ત્રણ પુત્ર તેના તે આવ્યા, કરવા પિતાની પક્ષજી; તેને શ્રી રઘુવીરે માર્યા, દેખતાં સહુ પ્રત્યક્ષજી. ૨૪ પછે ત્રિશિરાયે યુદ્ધ અતિ ઘણું કીધું, જોતા નવ રહે ધીરજી; સફળ મંત્ર ભણી બાણજ મુકે, રણમાં હે રઘુવીરજી ૨૫ અંકુ સ્વામી કારતિકની આપેલી જે, સાંગ હતી નિરધારજી; તે રામચંદ્રની ઉપર મુકી, નિષ્ફળ થઇ તેણીવારજી. ૨૬ પછે ત્રણ

બાણ મુકી ત્રીશીરાનાં, છેદ્યાં ત્રણે શિષજી; ત્યારે બધુ મરણ જોઈને ખર ધાયો, ધરતો મનમાં રીસજી. ૨૭ તેણે દારૂણ યુદ્ધ આરંભ્યું, રાક્ષસ મહા બળવંતજી; અસુર શસ્ત્ર મુકે બહુ વિધનાં, છેદે તે ભગવંતજી. ૨૮ કરે ગરજના ખર મુખ ગાઢે, ખળભળિયું બ્રહ્માંડજી; ધરૂજી ધરા ને સિંધુ ઉછળ્યા, ગિરિનાં શિખર થયાં ખંડજી. ૨૯ જુદ્ધ જોવાને અમર સહુ આવ્યા. અંતરિક્ષ બેસી વિમાનજી; ખરનું દારૂણ જુદ્ધ દેખીને, મારથી મુકે મામજી. ૩૦ રામને અંગે અગસ્ત તણું છે, કવચ આપેલુ જેહજી; શકિત એક મુકીને રાક્ષસે, છેદી નાંખ્યું તેહજી, ૩૧ તેવું જોઈ સહુ દેવજ કંપ્યા, અસુર તણું બળ પુરજી, વશિષ્ટદત્ત એક બાણ હતું તે, સાંધ્યું રઘુપતિ સુરજી. ૩૨ તે બાણે ખરનું મસ્તક છેદયું, પડીયો પૃથ્વી મોઝારજી; પછે શેષ અસુર માર્યા રઘુવીરે, વરત્યો જયજયકારજી. ૩૩ દેવદુંદુભી વાગ્યાં નભમાં, જયધ્વની ચાલી પુરજી; પુષ્પવૃષ્ટિ રઘુવરના ઉપર, કરતા સરવે સુરજી. ૩૪ રાક્ષસ સરવે મુકિત પામ્યા, કર્યું દંડકવન પાવનજી; નિર્મળ જશ વિસ્તાર્યો દશે દિશે, દેવ કહે ધનધનજી. ૩૫ જયમ શુદ્ધ જ્ઞાને કરી રથુ-ળલિંગે દેહે, કારણ પાવન થાયજી; એમ પાવન કરી પંચવ-ટીમાં, શોભે શ્રી રઘુરાયજી. ૩૬ પછે લક્ષમણ સીતા આવી નમિયાં, રઘુપતિ કેરે ચરણજી; સુમિત્રા સુતને ભુજ ભરી ભેટ્યા, પોતે અશરણ શર્ણજી. ૩૭ હવે ચઉદ સહસ્રમાં એક ઉગરી, રાવણ ભગની ત્યાંહેજી; તે સુર્પનખા રૂધીરે ગળતી, આવી

લંકા માંહેજી. ૩૮ વલણ—લંકામાં આવી રૂદન કરતી,જયાં બેઠો રાવણ ભુપરે; સભા સરવે વિસ્મય પામી, જોઈ સુર્પનખાનું રૂપરે. ૩૯ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅરણ્યકાંડેખરદુષણાદિઅસુરવધોનામએકાદશોધ્યાય:

## અધ્યાય ૧૨

રાગ ધનાશ્રી—સુરપનખા કેરૂં જોઇ કુરૂપજી, વળતો પુછે લંકાભુપજી; કોણે દુખ દીધું કહે રાખી ધીરજી, ત્યારે સુરપનખા બોલી સાંભળ વીરજી, ૧ (ઢાળ.) વીર સાંભળ હું ગઈતી,દંડક વન મોઝાર;ત્યાં પંચવટીમાં આવી રહ્યા,કો બન્યો રાજકુમાર. ૨ રામ લક્ષમણ નામ તેનું, સંગ સીતાનાર; ત્રણ લોકમાં રૂપ એવું,નથી કર્યું કિરતાર.૩ મેં વિચાર્યું આસુંદરી લેઈ, જાઉં રાવણ કાજ; મુજ વીર સુખ પામે ઘણું, રૂડું શોભે એનું રાજ. ૪ હું તારે કાજે લેવા ગઈતી, સુંદરી સુંદરવાન; તારી બેહેન જાણી છેદ્યાં મારાં. નાસિકા ને કાન. ૫ મૂજ પુત્ર શંબર મારીયો, ખર દુખર ત્રિશિરા જેહ; ચૌદ સહસ્ત્ર રાક્ષસ સંગાથે, રામે માર્યા તેહ. ૬ દંડકારણ્યમાં વિપ્ર સહુ કરે હોમ જપ તપકાજ; હવે બ્રાહ્મણને લેઇ આપશે,તેરામ તમારૂં રાજ.૭ ધીકકારતારા પરાક્રમને,તુજ રાજ બુડયું આજ:તુજતાં મુજ હાવી ગતિ થઈ, લીધી તારી લાજ. ૮ માટે ઉઠશું બેશી રહયો, જઈ સાધ્ય તારૂં કામ; તે સીતા લે હરણ કરી તો રાવણ તારૂં નામ. ૯ તેવાં વચન સુણી રાવણે.વળતો કર્યો મન વિચાર; કાંઈ કપટ કરીને હરી લાવું,રામની તે નાર.૧૦ તેવું વિ-

ચારી લંકેશઉઠયો, બેઠો રથ મોઝાર; મારીચી મામો તપ કરે છે, આવ્યો તેણે ઠાર. ૧૧ પુરવે રઘુપતિ શરણુતણી, જે ઝપટ લાગી અંગ; ઊડી પડયો સાગર ત્રઠ, બેઠો થઈ મનભંગ. ૧૨ માતુલ જાણી પોતાનો, આવ્યો રાવણ ત્યાંહે; સનમાન કરી આસન બેસાડયો, મળિયા માંહોમાંહે ૧૩ પછે નમ્ર થઈને મધુર વચને, બોલ્યો રાવણ રાય; એક કારજ તમ સરખું પડયું, માટે કરો મુજ કરૂણાય.૧૪ પંચવટીમાંરહ્યાઆવી,રામ લક્ષમણ વીર; તેણે સુર્પનખા કરણ નાસા, કરીયાં છેદન ધીર ૧૫ શંબર આદે ખર દુખર, સહુનો કર્યો સંહાર; શત્રુ અગ્નિ થઈ બળશે તે, અસુર વન નિરધાર. ૧૬ તે માટે મામા મૃગ થઈ ત્યાં, જા તું હવડાં ઊઠ; ત્યારે રામ લક્ષ્મણ આવશે, મારવાને તુજ પુઠ. ૧૭ ત્યારે હરણ સીતાનું કરી. હું લઇ જઈશ લંકા માંહે; પછે રામ લક્ષ્મણનેહણીશું, આવશેએ ત્યાંહે૧૮ તેવા વચન સુણી મારીચી, બોલ્યો ધીરજ રાખી મન જયમ જાળ વાણી મુરખની, પંડિત કરે છે ધન. ૧૯ હે રાવણ પુર્વે યાગરક્ષણ કરવા આવ્યા તેહ; ત્યારે વીશ કોટિ સહિત માર્યા સુબાહુને તેહ. ૨૦ એક શરે ભેદી તાડિકા, એમ કર્યું પ્રાક્રમ ત્યાંહે; મને ઝપટજ લાગી શરતણીતે,પડયોઆવીઆંહે૨૧ તે વાત સંભારૂં તદા, ભય ઉપજે છે મન; જાણું હવડાં મારશે શર, ભેદસે મુજ તન. ૨૨ તે રામને તું મનુષ્ય જાણે, અરે રાવણ મૂઢ; સાક્ષાત તે ભગવાન છે, જેની ગતિ અવિગત ગૂઢ. ૨૩ આદિ નારાયણપુરૂષપુરાણ, બ્રહ્મમાયાઇશ; પૃથ્વીનોભા-

૨ ઉતારવા થયા, પ્રગટ તે જુગદીશ ૨૪ તુજ હૃદે પર ત્રંબક પડયું તું, લેઈને ભાંગ્યું તેહ; તુને જીવતદાન આપ્યું. ભૂલી ગયો કેમ એહ. ૨૫ તું ભૂડું ઇચ્છે તે તાણું, રઘુવર કેરૂ આજ; શું ભલું તારૂં થશે રાવણ, એમ કરતાં કાજ. ૨૬ જેણે અમૃત આહાર કરાવિયો, તેને વિખ દઈયે કેમ; નિવાસ રહેવા આપ્યો તેનું બાળિયે ઘર જ્યેમ. ૧૭ માટે ધરમ પંથે ચાલીયે, સુણ રાવણ સાચી વાત; પર નારીનો અભિલાખ કરતાં, જાશે નિસ્ચે પ્રાણ ૨૮ માટે સદ્વિવેક જ રાખિયે, ગુરૂ વચન ધરિયે મન; કપટબુદ્ધે કરી કોનું, ન કરીયે હેલ્લન. ૨૯ વેદના જોઈ પરતાણી, ઉપકાર કરીયે સત્ય; સહુ ભૂતમાં ભગવંત જોઈયે, તેહ સાચી મત્ય. ૩૦ આ દેહ ક્ષણભંગુર છે, અસ્થિર ભોગ અનેક; માટે પરમારથ સાધિયે, કરી સારાસાર વિવેક. ૩૧ જે શંભુ તારા ઇષ્ટ તે પણ, ભજે નિત્યે રામ; તે તણી સ્ત્રી જે માત સમ, શું ઇચ્છે અઘટિત કામ. ૩૨ ને માટે સાંભળ દશાનન, કર મૈત્રિ રઘુવર સાથ; તુને અભે કરીને થાપશે, મુકશે મસ્તક હાથ. ૩૩ એમ મારીચે કહ્યાં વચન બહુ જે, અવિદ્યા તરૂ છેદન; મદ અંધ નિજ અભિમાનથી, એક ન સમજ્યો મન. ૩૪ કરી ક્રોધ રાવણ બોલીયો, અરે મુરખ દંભી દુષ્ટ; શું શીખવે છે મુજને, કરી રામ કેરી પુષ્ટ. ૩૫ રામનું કેવું જોર છે, તે મનુષ્યના શા ભાર; મારૂં જો નહીં કરે તો, મારીશ તુજને ઠાર. ૩૬ તેમ કહી રાવણે હાથ નાંખ્યો, ખડગ ઉપર જાણ; ત્યારે મારીચી મન કંપિયો, તે મારશે નિરવાણ. ૩૭ તે દુષ્ટને

હસ્તે કરીને, થશે મુજ અવગત્ય; જો રામને હાથે મરૂં તો, મુકિત પામું સત્ય. ૩૮ તે અરથિ દોષન વિચારે, વળી અભિમાની જેહ; વળી મુરખ કાંઇ સમજે નહીં, તે અંધ ત્રણે તેહ, ૩૯ એમ વિચારી મારીચી બોલ્યો, રાવણ સાથ વચન; મારે કારજ કરવું તમારૂં, માટે ચાલો હે રાજન. ૪૦ તેવું કહીબેઠા બન્યો જાણ, રથમાંહે તેણી વાર; વાયુ વેગે હાંકયો રથ, આવ્યા પંચવટી મોઝાર. ૪૧ રહયો રાવણ ગુપ્ત થઈને, વનમાં વૃક્ષ કુંજની માંહે; પછી મારીચ બે મુખો મૃગ થઈને, તતક્ષણ આવ્યો ત્યાંહે. ૪૨ સીતાયે વાડી કરી છે, મૃગ આવ્યો તેને ઠાર; કુંદન જેવી ત્વચા ઝળકે, શોભાનો નહીં પાર. ૪૩ માણી જેવા બુટા ઝળકતા. બહુ રંગ નાના ભાત્ય; ભુલે બ્રહ્મા જોઈ કર તવ, સૃષ્ટિમાં નહીં તે જાત. ૩૪ એક મુખે ચરનો હરિત ત્રાણ, બીજે નીહાળે ચોપાસ; તે સીનાયે દીઠો તદા, ત્યારે પડયો મોહને પાસ. ૪૫ તે જકતજનુની અંબિકા જે, ઇંદિરા ગુણ ખાણ; તે મોહ પામે નહિ કદા, કરે મનુષ્ય લીલા જાણ. ૪૬ તે માટે શ્રેનાજન સુણો, નવ કરશો તે સંદેહ; જાણી જોઈને જાનકી, આચરે લીલા એહ. ૪૭ મૃગ દેખી મોહ્યાં જાનકી, તેની ત્વચા અતિ સુકુમાર; તેની કરાવું કંચુકી, મુજ અંગ શોભે સાર. ૪૮ તેવું વિચારી રઘુનાથ પ્રત્યે, વદે સીતા વાણ; મહારાજ આ મૃગ જુવો, ત્વચા કનક પ્રમાણ. ૪૯ વલણ— ત્વચા કનકના જેવી એની, બુટા મણિ સમાનરે; માટે એ મૃગ મારી કંચુકી, મુજને શિવડાવો ભગવાનરે. ૫૦ ઈતિશ્રી

રામચરિત્રેસંમતવાલ્મિકી નાટકધારાયાંઅરણ્યકાંડેરાવણુ-સ્યમારીચેનસહપંચવટ્યાશ્રમપ્રતિગમનોનામદ્વાદશે.ધ્યાય

# અધ્યાય ૧૩

રાગ ગરબાની દેશી---રૂપ જોઈ રઢ લાગી રામને. સાવજ સુંદરવાનજી; જનકનંદની કહેરઘુપતિને,સુણિયે શ્રીભગવાન મૃગને મારોજી. ૧ ત્વચા રૂપાળી બુટ્ટાવાળી જાણે,કુંદનમણી જડિયાજી; વિધી વિશ્વકર્મા જોઈ ભુલે, એની સૃષ્ટિમાં નથી નિમડિયા. મૃગને૰ ૨ ઉઠો સ્વામિ વિલંબ ન કરશો, હેલામાં હણી આવોજી; એ મૃગચર્મ લાવીને મુજને,કાંચલડી શિવડાવો. મૃગને૰ ૩ત્યારે રઘુપતિ કહે તમો સુંદરી,એ શી બોલ્યાં વાણી; એ ચર્મની ચોળી કોણુજ પેહેરે, વાત વિચારો રાણી. વાત વિચારોજી. ૪ આવો રૂપાળો મૃગ કેમ હણીયે, કંચન જેવી કાયાજી; એ મિથ્યા રૂપને જોઈ મોહ પામ્યા, શી લાગી તમને માયા. વાત૰ ૫સ્વામી માયા મોહ મુજનેનથી સ્વપ્ને, હઠ નથી કરતી ઠાલીજી; હું જાણું તમારૂં હેત છે કેવું, તમને કેવી છું વહાલી. મૃગને૰ ૬ મહારાજ જન્મ મધ્યે નથી મેં મૃગ દીઠો,આવોરૂપાળો રંગેજી; એનાચર્મતણી ચોળી,શિવડાવો મારે અંગે. મૃગને૰ ૭ અરે જનકસુતા બોલો ઘેલું, એ ચર્મ તણી શી ચોળીજી; આપણે અવધપુરીમાં જઈશું, ત્યારે સરવે કરશે ઠઠોળી. વાત૰ ૮વિના અપરાધે રત્ન સરિખું,સાવજતે કેમહણિયેજી;દયા રાખીયેપ્રાણી ઉપર,સહુનાઆત્મા સમ ગણીયે. વાત૰ ૯આંવડી દયા હતી મનમાં ત્યારે, ધનુષ

બાણુશિદધાયાંજી;શા અપરાધે સુબાહુતાડિકા,આદે નિશા-
ચર માર્યાં.મૃગને૦ ૧૦ સુંદર નારી વરવા આવી,તેનો શોહતો
વાંકજી;તે નરીનાં કરણ નાશિકા,છેદ્યાં આડે આંક. મૃગને૦
૧૧અરે રામા તે રાવણની ભગની, આવીતી કરવા વિઘનજી;
કપટ જાણ્યું તેના અંતરનું, માટે અંગ કર્યાં છેદન.વાત૦૧૨
સુબાહુ તાડીકા આદે અસુર તે, વિપ્રને કરતા વિઘનજી; નિ-
ત્ય ઉઠી મુનિવરને પીડે,માટે પમાડયા પતન.વાત૦૧૩એવો
ધર્મ વિચારી હણોછો અસુરને, તો મૃગયા ક્ષત્રીનો ધર્મજી;
ત્યારે તેને મારતાં અધરમ શાનો, કોણ નિંદે કરતાં એ કર્મ.
મૃગને૦ ૧૪ સ્વઈચ્છાયેથી મૃગયા કરતાં, અનેક મારી આ-
વોજી;મારી સારૂ એક મૃગને મારતાં, મોટી દયા મન લાવો.
મૃગને૦ ૧૫ અરે બાળા એવું શું બોલો,હું એક પતિનવ્રત ક-
હાવુંજી; જો અંતર હોય તો વનમાં સાથે, શિદ તેડીને લાવું.
વાત૦૧૬ આવડી હઠ નવ કરીયે થોડામાં, છે સદગુણ સંદે-
હજી; આપણે ઘેર શી ન્યૂન છે રાણી, એ ચર્મ ઉપર શો મોહ.
વાત૦૧૬ વરસ ચતુરદશમાં હવે સ્વામિ,છે બાકી થોડાદિન
આંહેજી; ત્યાર પુંઠે એ કંચુકી પહેરી, મારે જાવું અવધપુર
માંહે. મૃગને૦૧૮તે માટે મનોરથ પુરો મારા,સ્વામિવિચારી
મનજી; એ કહ્યું નહિ કરો ત્યારે હું,હવડાં પાડીશ મારૂં તન.
મ્રગને૦૧૯ એવો હઠ લઈ બેઠાં સીતાજી, કરવાને લાગ્યાં
રૂદનજી; ત્યારે આશ્વાસન કરી ધીરજ આપી,સમરપ્યાં સ્ને-
હવચન. મ્રગને૦૨૦ સીતાનું કારણ કરવાને થયા,સત્વર શ્રી

રણધીરજી; આગલ્યું ભવિષ્ય વિચારી પોતે ઉઠયા, શ્રી રઘુ-
વીર. મ્રગને૦ ૨૧ વલણ--ઉઠયા શ્રી રઘુવીર પોતે, સત્વર થઈ
તેણીવારરે; ધનુષ્ય બાણ ગ્રહી કર વિષે, પછે ચાલ્યા જુગદા-
ધારરે. ૨૩ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલમિકી નાટક ધારાયાં
અરણ્યકાંડે મારીચસ્ય મ્રગરૂપં દ્રષ્ટવા જાનકી મોહાવિર્ભા-
વોનામત્રયોદશોધ્યાયઃ ૧૩

## અધ્યાય ૧૪

રાગ આશાવરી—જાનકીજીનું વચન પાળવા, ઉઠયા પુર-
ણબ્રહ્મ; આગળ કામ જે કરવું પોતાને તે કોઈ ન જાણે મર્મ.
૧ લક્ષમાણને કહે સાચવજો, સીતાને આણે ઠાર; સાવધાન થઈ
રહેજો વીરા, અસુર ફરેછે અપાર. ૨ તેવું કહી કોદંડ ચઢાવ્યું.
શર કીધો સંધાણ; મ્રગને મારવા ચાલ્યા તતક્ષણ, પોતે પુરૂષ
પુરાણ. ૩ રામને દેખીને મ્રગ નાઠો, પુંઠળ રઘુવર જાય; ગૌત-
મકેરે પુરવ ભાગે, તે ઉપકંઠ પળાય. ૪ એ નીલકંઠ ભોગેન્દ્ર
વજાધર, વિધી આદે સુર તેહ; તેના ચર્ણ તણી રજ ઈચ્છે સ-
રવે; પોતે ઇશ્વર તેહ. ૫ છે પદ વજ્રાંકુશ ધ્વજ મંડિત, સકળ
તીરથનું ધામ; તે પ્રભુ ધાયા મ્રગના પુંઠળ, ફરતા ઠામોઠામ.
૬ પછે દુર જઈને બાણજ મુકયું, માર્યો મ્રગને ત્યાંહે; ત્યારે
પ્રચંડ દેહ થયો રાક્ષસનો, પડયો પૃથ્વીમાંહે. ૭ તેના અંગથી
તેજ નિકળ્યું; ચૈતન્ય આત્મા જેહ; રઘુપતિના મુખ માંહે
પ્રવેશ્યું, મુકિત પામ્યો તેહ. ૮ જે ગતિ પામે વિરકત યોગી,
કરતાં જપ તપ ધ્યાન; તે ગતિ આપી સ્હેજે અસુરને, તેવા

શ્રી ભગવાન. ૯ પરમ દયાળ કૃપાનીધી કેશવ, વિશ્વના પ્રાણ આધાર; તેવા પ્રભુને ભજે નહિં તે જન, તેને છે ધીકકાર. ૧૦ એહ પ્રકારે શ્રી રઘુવીરે, મૃગ માર્યો તે ઠાર; પછે શ્રમીન થઇ એક પીંપળ હેઠળ, બેઠા જુગદાધાર. ૧૧ હવે પંચવટીમાં રહ્યાં છે સીતા, પર્ણકુટીમાં જ્યાંહ; લક્ષ્મણ બારણે રક્ષણ કરતા, ધનુષ બાણ ગ્રહી ત્યાંહ. ૧૨ જેમ શાન્તિની રક્ષા જ્ઞાન કરે, સદબુદ્ધિ કરે વિવેક; તેમ લક્ષ્મણજી સાચવતા, જેને મોટી ટેક. ૧૩ ત્યારે રાવણે જાણ્યું રામ ગયા પણ, લક્ષ્મણ છે આશ્રમ; માટે કપટ કરીને કાઢું અહીંથી, કારજ થાયે જયમ. ૧૪ પછે રામના જેવો સ્વર કાઢીને, રાવણે પાડી ચીસ; હું મહા સંકટમાં પડયો છું, માટે ધાજો લક્ષ્મણ વીર. ૧૫ તે સીતાયે સાંભળ્યું ત્યારે, પડયો મનમાં શોક; આકળવિકળ થઇબે લ્યાં, જાણ્યા દુખિયા પુન્યસ્લોક. ૧૬ અરે દીયરજી જાવો ઉતાવળા હાંક મારે તમ વીર; કાંઇ અસુરતણા સંકટમાં આવ્યા, દુખિયા હશે રઘુવીર. ૧૭ ભાઈ વિના કોણજ દુખ ભાગે, રણમાં જઈને આજ; માટે જાવો ઉતાવળા આળસ મુકી. કરો બંધુનું કાજ. ૧૮ રણે બંધુ ને મિત્ર સંકટે, વૃદ્ધપણામાં નાર; વિષમ કાળમાં પુત્ર પિતાને, સંભાળે નિરધાર. ૧૯ તે માટે વહારે જાઓ લક્ષ્મણ, અસુરે વિંટયા તમ વીર; એમ સીતાજી ગભરાઈ ગયાં, ને મુકી મનની ધીર. ૨૦ ત્યારે લક્ષ્મણ કહે સીતાજી સુણો કાંઈ, એ છે કપટવચન; બાકી સંકટમાં રઘુવીર ન આવે, માનજો સાચુ મન. ૨૧ તે સચરાચર ને બીજ

૨૧ વળી, સ્વામી નિયંતા એવ; કોટિ બ્રહ્માંડપતિ તે રઘુવર, સરવે દેવના દેવ. ૨૨ જેની કટાક્ષે કાજળ કંપે, લોકપતિ માને ત્રાસ; તે પ્રભુ સંકટમાં નવ આવે, કલ્પાંતે અવિનાશ. ૨૩ જો સુરજ અકળાયે અંધારે, વન્હિને વ્યાપે શીત; આ જગત જો ભક્ષણ કરે કાળને, તેમ થાયે વિપ્રીત. ૨૪ પણ સંકટમાં નવ આવે રઘુપતિ, અમોઘ બળ મહિમાય; અસુર તણી કાંઈ માયા હશે માટે, ભય નવ ધરશો માય. ૨૫ ત્યારે સીતા કહે નથી માયા અસુરની, મેં ઓળખ્યો તેમનો સાદ; તમો જાવો ઉતાવળા આળસ મુકી, પોકારે છે આરત નાદ. ૨૬ ત્યારે લક્ષમણ કહે મેં નવ જવાયે, મને સોંપી ગયા છે રામ; કો અસુર આવી હરિ જાય તમને, વિઘ્ન કરે આ ઠામ. ૨૭ ત્યારે ક્રોધ કરીને સીતા કહે છે, જોયું તમારૂં હેત; તમો બંધવનું ભુંડું ઈચ્છો છો, અંતર કપટ સમેત. ૨૮ તેવાં અઘટિત વચન સનાયે કહ્યાં, ઘણાં વાંકાં તીક્ષણ જાણ; તે બાણ જેવાં લક્ષમણને વાગ્યાં, જાણે જાયે પ્રાણ. ૨૯ હૃદય ભેદાયું લક્ષમણનું જાણે, તસ શાસ્ત્રના ઘાય; તન નિસ્તેજ થયું તેણી વેળા, મનમાં થઇ પીડાય. ૩૦ પછે ગદ ગદ કંઠે કરજોડીને, બોલ્યા લક્ષમણ ત્રાણ; અરે જાનકી તે શું બોલ્યાં, અઘટિત વચન પ્રમાણ. ૩૧ મેં તો યથારથ વાત કહી, નથી બોલ્યો કાંઈ અન્યાય; તેના સાક્ષી પંચભુત ને સુરજ, સાંભળો સાચું માય. ૩૨ તમો માત હું પુત્ર તમારો, તેવું જાણું છું મન; ઈશ્વર જાણી હું સેવા કરૂં, નથી કપટની વાત સ્વપન. ૩૩ પણ તમને કહેવાં

ન ઘટે, એવાં મરમ વચન; શું કરૂં રામ નથી જો પાસ, નિકર મુકું તન. ૩૪ એવું કહી લક્ષમણુની આંખે, ચાલી આંસુ ધાર; પછે મઢિની પુંઠળ લીકજ તાણી, ધનુષ તણી તેણી વાર. ૩૫ અરે જાનકી અમો આવ્યા વિણુ, જો તમો નિકળો બહાર; તો રામચંદ્રની આણુ છે તમને, સત્ય વચન નિરધાર. ૩૬ અમો આવ્યા વિણુ આણુ ઓળંગી, મઢિમાં પેસે જેહ; તો બળીને ભસ્મ થજો તે પ્રાણી, નિસ્ચે કહું છું તેહ. ૩૭ એમ આણુ દેઈને ચાલ્યા લક્ષમણુ, મળવાને રઘુવીર; સીતાજીનાં વચન સાંભરે, નેત્રમાં આવે નીર. ૩૮ શ્રુતિ આધારે સ્વરૂપ ખોળવા, સંત પ્રવેશે જયમ; સંસાર તાપે જીવ તપ્યો જાય, સતગુરૂને આશ્રમ. ૩૯ જેમ તૃષાવંત જાન્હવી જળ ઊપર, પીવા તતક્ષણુ જાય; તેમ રામની પાસે લક્ષમણુ આવે, સત્વર પંથ પળાય. ૪૦ રામનાં પગલાં ધ્વજાંકુશ મંડિત, પડયાં પૃથ્વી માંહે; તે પગલાં જોતાં લક્ષમણુ આવ્યા, રઘુપતિ બેઠા જ્યાંહે. ૪૧ અશ્વત્થ હેઠળ બેઠા છે, મનમોહન સુંદરશ્યામ; ત્યારે કંજ સમું કરમાયું દીઠું, લક્ષમણુનું મુખ રામ. ૪૨ પછી સુમીત્રિયે જઈ સત્વર મુકયું, રામને ચરણે શીશ; ભાઈ સીતાને એકલી મુકી, તું કેમ આવ્યો આ દીશ. ૪૩ ત્યારે લક્ષમણુજીને રડવું આવ્યું, ચાલી આંસુધાર; મહારાજ મુજને દુઃખ થયું જાણુ દેહ તજું આવાર. ૪૪ કો અસુરે હાંકજ મારી વનમાં, લઈને મારૂં નામ; તે સાદ સુણીને સીતાયે મુજને, મોકલ્યો આણે ઠામ. ૪૫ વળી વચન બાણુ માર્યાંછે મુજને, ભેદાયું સહુ

અંગ; કહેવાય નહિ એ વાણી જાણે, માણુ તજું શ્રીરંગ. ૪૬ પછે લક્ષમણજીને રૂદે ચાંપી, આપી ધીરજ શ્રીરઘુવીર; એવાં સ્ત્રિયોનાં મન અધીર હોય, માટે દુ:ખ નવ ધરીયે ધીર. ૪૭ પુન્યપવિત્ર છો બંધવ મારા, શોક સમાવો સર્વ; હું જાણું છું તમને નથી સ્વપ્ને, મોહ કામ મદ ગર્વ. ૪૮ એમ સમાધાન લક્ષમણનું કરીને, ઉઠયા શ્રીરઘુનાથ; પંચવટી ભણી ચાલ્યા પોતે, ગ્રહિ લક્ષમણનો હાથ. ૪૯ વલણ--લક્ષમણ કેરો હાથ ઝાલી, રઘુપતિ આશ્રમ જાયરે; હવે પંચવટીમાં રાવણ આવ્યો, તેની કહું કથાયરે. ૫૦ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલમિકીનાટક ધારાયાંઅરણ્યકાંડેમાયા મૃગંહત્વાસીતા પાદુર્વચનાદ્રાગતેન લક્ષમણેનસહ રામચંદ્ર સમાગમો નામ ચતુર્દશોધ્યાય:

# અધ્યાય ૧૫

રાગ સામેરી---જયારે પંચવટીથી નિકળ્યા, ચાલ્યા પન્નગભુપ; ત્યારે દશાનન ત્યાં આવ્યો, ધરી જોગી કેરૂં રૂપ. ૧ શેલી શીંગી પાવડી, શિર જટા ઝોળી સંગ; જેમ હોય યોગી નિરંજની, તેમ ધરી વિભુતિ અંગ. ૨ એવું કપટ કરીને આવ્યો, મન હરણ કરવા ચાહ; જયમ ચંદ્રમંડળ જાનકીને, આવે ગ્રહવા રાહ. ૩ જયમ હરણી ગ્રહવા વ્યાઘ્ર આવે, અગ્નિ પાસ પતંગ; ચારવાક જયમ વેદાંત આગળ, ગરૂડ પાસ પનંગ. ૪ જયમ શિવની પાસે કામ આવે, ભસ્મ થાવા તેહ; તેમ જાનકીની પાસે આવ્યો, પાપી રાવણ એહ. ૫ તે સીતાજીનું રૂપ દીઠું, રાવણે તેણીવાર; ત્રૈલોકમાં એવું નથી,

કોટી રતિ અવતાર. ૬ હવે દેવ સરવે ગુપ્ત રૂપે, રહ્યા નભમાં જોય; તે પરસ્પર વાતો કરે હવે, રાવણ કુળક્ષય હોય, ૭ એણે આદિશક્તિ માત ઉપર, કરી કુદ્રષ્ટી જાણ; માટે આજથી રાવણને બેઠી, અવદશા નિરવાણ. ૮ કામધેનુના અભિલાષથી ક્ષય પામ્યો સહસ્રાર્જુન; થયો ભસ્મ જાલંધરતથા, ધર્યું પારવતીપર મન. ૯ હવે રાવણ આવી બોલિયો, વૈદેહી પ્રત્યે વાણ; આ વનમાં તું એકલી સ્ત્રી, સ્વામી તારો કોણ. ૧૦ ત્યારે સીતા વળતાં બોલ્યાં, સુણો મહા પુરૂષ મતિ ધીર; કાકુસ્થપુર અયોધ્યા મમ, સ્વામી શ્રી રઘુવીર. ૧૧ ચંડાશનું કોદંડ ખંડી, વર્યા મુજને રામ; દશાનનો દર્પ હરિયો, એવા પુરણકામ. ૧૨ તે પ્રભુની હું સુંદરી છું, જનકતનયા જાણ; પાળવા પિતુવચન આવ્યાં, વન વિષે પરમાણ. ૧૩ જેણે હણ્યા સુબાહુ તાડિકા, ખર દુખર ત્રિશરા જેહ; વિરૂપ કીધી સુર્પનખાને, એવા સમરથ તેહ. ૧૪ હવે રાવણ કુંભકરણ તણો કરી, કુળ સહિત નિપાત; અવધપુરમાં પછે જઇશું, સુણો જોગી વાત. ૧૫ માટે એક ક્ષણ બેસો તમો, આવશે હમણાં રામ; આતિથ્ય પૂજન તમારૂં કરશે, યથામતિઅભિરામ. ૧૬ ત્યારે રાવણ કહે હો સુંદરી, તું એકલી છે આંહે; કો હરણ કરી જાશે તને, ફરે અસુર અતિ વન માંહે, ૧૭ જાનકી કહે તું નથી જોગી, કપટી દીસે કોય; તું વચન બોલે છળતણાં, વળી કપટ દ્રષ્ટે જોય. ૧૮ સુણી કહે રાવણ અરે હરહર, હું અતિથી આજ, હું ભૂખ્યો છું કાંઇ આપ્ય ભિક્ષા, થાય મારૂં

કાજ. ૧૯ તે સમે સુર સહુ ગુપ્તરૂપે રહ્યા અંતરિક્ષ જેહ; વિનય વચન કહેતા જાનકીને, સ્તુતિ કરતા તેહ. ૨૦ હે જગત જનુની જાઓ તમો, લંકા વિષે નિરધાર; બંધ છોડો અમારા, કરો રાવણ કુળ સંહાર. ૨૧ જો સ્પર્શ કરશે તમારો, થશે ભસ્મ રાવણ ભૂપ; માટે ગુપ્ત રૂપ કરો તમારૂં, ધરો છાયા રૂપ, ૨૨ તમારે વિષે આવશે, રઘુવીર લંકાં માંહે; ત્યારે અસુર કુળ સંહારશે, માટે જાઓ સત્વર ત્યાંહે. ૨૩ પછે સુર તણી સાખે કરી, કર્યું ગુપ્ત રૂપ અનૂપ; કારજ કરવા દેવાનું, તવ ધાર્યું છાયા રૂપ, ૨૪ ફળ લેઈ કરમાં જાનકી, આપવા આવ્યાં ત્યાંહે; કર આવ્યો રેખા બારણે; તવ રાવણે ગ્રહી બાંહે. ૨૫ કર ગ્રહી લીધાં જાનકી, અંતરીક્ષ તેણીવાર; રાવણે રૂપ પ્રગટ કર્યું, તવ થયો હાહાકાર. ૨૬ સીતાને રથમાં બેસાડયાં, પોતે બેઠો માંહે; ઉતાવળો રથ હાંકીયો, પછે વાયુ વેગે ત્યાંહે. ૨૭ ભયભીત થઈને જાનકી. કરતાં ઘણું આક્રંદ; નેત્ર આંસુધારચાલે, પડયાં અસુરને ફંદ. ૨૮ રૂદન સુણી સીતા તણું, વન પક્ષી તરૂવર રોય; ભય પામી નાઠા મુનિ સહુ ઉભા રહ્યા નહિ કોય. ૨૯ રૂદન કરતાં જાય સીતા, આરત નાદ અપાર; હા રામ લક્ષ્મણ ધનુરધર, ધાઓ મારી વહાર. ૩૦ સીતા વિચારે મન વિષે જે, કરમ કીધું આપ; મેં લક્ષ્મણને કુવચન કહ્યાં તે, લાગ્યું મુજને પાપ. ૩૧ કોઈ કરશે છળ સાધુ પ્રરૂષને, કહેશે કુવચન જેહ; ઘણું દુઃખ ભોગવશે અહીં પછી નરક પડશે તેહ. ૩૨ એમ રૂદન કરતાં જાય સીતા, રટે

રસના રામ; રથ હાંકી રાવણ જાય છે,દક્ષિણ દિશા અભિરામ ૩૩ વલણ—દક્ષિણ દિશાયે જાય રાવણ, આણી મન ઉન્મા- દરે; એવે જટાયુએ સાંભળ્યો, સીતાનો આરત નાદરે. ૩૪ ઇતિશ્રીરામચરિત્રેસંમતિવાલ્મિકીનાટકધારાયાંઅરણ્યકાંડે- રાવણેનપંચવટયાશ્રમમાત સીતાહર્ણનામ પંચદશોધ્યાય:

## અધ્યાય ૧૬

રાગ ધનાશ્રી—સીતા કરતાં વિવિધ વિલાપજી, સુણી જ- ટાયુને થયો પરિતાપજી; ધાઇને આવ્યો તે પક્ષિરાજજી, કેમ જાય પાપી કરી વિપ્રીત કાજજી.૧ (ઢાળ.) કરી કાજ વિપ્રીત જાય છે, અલ્યા ઉભો રહે મંદ; કરી હરણ રઘુવરની પ્રિયા, જયમ ગ્રહે રાહુ ચંદ્ર. ૨ બ્રહ્મ વંશમાં ચંડાળ પ્રગટયો, આ- ચરણ ઉત્તમ શુંય; દીપક થકી જયમ થાય કાજળ, તેવો પ્ર- ગટયો તુંય. ૩ ધીક ડહાપણ તાહરૂં, તપ તેજ બળ ધીક્કાર; તેવાં વચન પંખીનાં સુણી, મુકયાં રાવણે બાણ અપાર. ૪ ચંચુ વડે તે બાણ કાપ્યાં, ગાજીયો દ્વિજરાજ; પછે રાવણનો રથ ભાગી નાંખ્યો, કરયું એવું કાજ. ૫ ચુંટી નાંખ્યું ચંચુયે કરી, સારથીનું શીષ; દશ મુગટ લઈ રાવણ તણા, કર્યા ચૂર્ણ તે ધરી રીસ. ૬ અલંકાર તોડયા અંગથી, વળી ફાડી નાંખ્યાં વસ્ત્ર; એમ રાવણને અકળાવીયો, ભાગી નાંખ્યાં સર્વે શસ્ત્ર. ૭ તેમ યુદ્ધ ઘણું કર્યું જટાયુયે, આણી અંતર રીસ; કોચી નાંખ્યાં ચંચુયે કરી, રાવણના દશ શીષ. ૮ ઘણી ધાર ચાલી રૂધીરની,વળિ અંગ થઇ પીડાય;પછે રાવણ નાઠો નગ્ન થઈ ને

મુકીને સીતાય.૯ પછે આગળ જઈ ઉભો રહીને,વિચારે મન સાથ; અપકીર્ત્તિ થાશે માહરી, જીત્યો પક્ષિયે લંકાનાથ. ૧૦ ત્યારે જટાયુને કહે રાવણ તુજ, મરણ કેમ થાય જાણુ,જો સાચુ નવ કહેતો તને છે, રામ કેરી આણ.૧૧ તે આણ માની પંખી બોલ્યો, વચન સુણીને કર્ણ, જયારે પાંખ ઉપડે મારી ત્યારે,નિશ્ચે પામું મર્ણ.૧૨ એવું સાંભળીનેરાવણ ધાયો,કરી ક્રોધ અપાર;તેણે જટાયુને ઝાલ્યો ત્યારે, થયો હાહાકાર. ૧૩ પછે પાંખો ઝાલી વીશ કરશું,ફાંશી નાંખી ત્યાંહે;ઘણુ રૂધીર ચાલ્યું અંગથી,પડયો વિકળ પૃથ્વી માંહે. ૧૪ પછી રાવણ ચાલ્યો ત્યાં થકી, સીતા ચઢાવી સ્કંધ; અવાચક થઈ પડયો પંખી, છૂટયા દેહના બંધ.૧૫ સીતાયે ઘણો શોકકરીયો,જટાયુંનો જાણ; શ્રી રામ મળતાં લગી તારા રહેજ્યો પંખી પ્રાણ,૧૬ દેહ ત્યાગીયો મુજ અરથ માટે, થજો તુજ કલ્યાણ; કહેતાં ગયાં એમ જાનકી,માટે રહ્યા એના પ્રાણ.૧૭ આકાશ મારગ લેઈ ચાલ્યો, રૂવે સીતા ત્યાંહે; માતંગ પરવત ઉપર બેઠા, પાંચ વાનર જયાંહે. ૧૮ નળ નીળ જાંબુવાન, સુગ્રીવ, પાંચમા હનુમંત; વિલાપ સુણી સીતા તણો, તે થયા છે દુખવંત.૧૯ તે કપીને જોઇ જાનકીયે, ભુષણ નાખ્યાં ત્યાંહે, ચીર કેરો પદર ફાડી, નાંખ્યો પરવત માંહે.૨૦ પછે રાવણને જોઈ કોપીયા, હનુમંત તણીવાર; જેનો મહિમા વ્યાસ વાલ્મિકે, વખાણ્યો છે અપાર. ૨૧ કપિ રૂદ્રનો અવતાર જે,કુધો ગદાગ્રહીને હાથ;હનુમંને આવીને કર્યું,ઘણું યુદ્ધ રાવણસાથ

૨૨ ત્યારે હાર્યો રાવણ માયા કીધી, થયો અંતરધ્યાન; રાવણ દીઠો નહીં ત્યારે, પાછા વળ્યા હનુમાન. ૨૩ પછે આભુષણ સીતા તણાં, બાંધીયા પાલવ માંહે; રૂષિમુક પરવત દાટીયા, હનુમંતજીયે ત્યાંહે. ૨૪ હવે લંકામાં લેઈ આવિયો, જાનકીને અઘવંત; ઘણી પ્રાર્થનાકરીસીતાનીતેણે, બેસાડી એકાંત. ૨૫ હું તને પટરાણી કરૂં, તું મને ભજ હો નાર; એમ કાલાવાલા ઘણા કર્યા, રાવણરહિતવિચાર. ૨૬ નથીથતોઆગ્રહ સ્પર્શનો, છે શ્રાપનો ભય મન; તે રામ રાવણ એક છે, સુણ સીતા મુજ વચન. ૨૭ અમો બંને જાણ છું એક રાશી, નથીકાંઈ ય ભેદ; મારી અવગણના શાને, કરે, માટે મને વર તું વેદ. ૨૮ ચિત્રા નક્ષત્રમાં રામ પરણ્યા, હું હરિ લાવ્યો સત્ય, ચિત્રા નક્ષત્ર ને તુળારાશી, એક છે એમત્ય. ૨૯ માટે ભામની મુજને ભજો, હું બળિયો રાવણરાય; તેવાં વચન સુણી રાવણ તણાં, પછે બોલિયાં સીતાય. ૩૦ અરે મુર્ખ રાવણ મંદબુદ્ધિ, મલિન તસ્કર અંધ; પતંગ જેમદીપનેમળવા, તેમઈચ્છેસંબંધ. ૩૧ અલ્યા રામ રાવણ એક રૂપે, જાણે છે તું જેહ; બે એક રાશી ગણે છે જયમ, વાયસ ને વિનતેહ, ૩૨ શૃંગાલ ને સિંહ એક રાશી, પણ આવે કેમ સમાન; તરણી તમ ને મેરૂ મશક, સુધા ને સુરાપાન. ૩૩ દરીદ્ર દાતાર કુરકટ, કુંજર રાશી એક કાંશી ને વળી કર્મનાસા, હરખ હાણ વિશોક. ૩૪ કપટી ને કમળાસન જેવા, કુબડો ને કામ; સમાન એવા જાણજે, તું રાવણને એ રામ. ૩૫ અલ્યાકામે જીત્યું સર્વને પણ, બળિયો

શિવનાથ; દહન અગ્નિ કરે સહુ પણ, ન ચાલે ધન સાથ. ૩૬ અલ્યા ગાંજેછે તું સર્વને, નવ કરીશ મુજશું આળ;ક્ષણુ માંહે થઈશ ભસ્મબળી,મુનેસ્પર્શતાંતત્કાળ. ૩૭ શ્રીરામલક્ષ્મણુ આવશે, થોડા દિવસમાં જાણુ; કુળ સહિત તુજ સંહારકરશે, કહું સત્ય પ્રમાણુ. ૩૮ તેવાં વચન સુણી સીતા તણાં, મન વિચાર્યું દશશીશ; ભાવી હશે તે વાત બનશે; જેહ કરશે ઈશ ૩૯ પછે અશોક વાડી માંહે રાખ્યાં, સીતાને તેણીવાર; એક રાક્ષસી ત્રિજટા નામે, પાસે મૂકી સાર. ૪૦ રાવણે તેને શીખવી, તું મળી રહેજે અંગ; વળી સીતાને સમજાવજે, જેમ કરે મારો સંગ. ૪૧ ચોકી કરવા જાનકીની,મુકિયા રખવાળ પાંચ કોટિ નિશાચર મહા, અધમ તનુ વિકાળ. ૪૨ અનેક બીજી રાક્ષસી, બીહિવરાવતી નિત્યમેવ; તેમધ્યે ત્રિજટા વિવેકી છે, કરે સીતાની સેવ. ૪૩ પછે સીતાજીયે અવધપુરની કહી સરવે રીત્ય; તે ધીરજ આપે જાનકીને, થઈપરસ્પરપ્રીત્ય ૪૪ બાઈ કાલ્ય રઘુપતિ આવશે, મુકાવશેકરીયુદ્ધ; માટેચિંતા નવ કરશો તમો, નિજ ઠામ રાખો બુદ્ધ. ૪૫ એમ અશોક વનમાં રહ્યાં સીતા, રટે રસના રામ; હવે દંડક વન માંરઘુપતિ કરતા હવા શું કામ. ૪૬ વલણુ---કરતા હવાશું રામલક્ષ્મણુ આવ્યા મૃગ મારી કરી; કહે દાસ ગિરિધર સહુ ભાવ ધરીને શ્રોતાજન બોલો શ્રી હરી. ૪૭ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં અરણ્યકાંડેજટાયુસંજીત્વાસીતાહરણે અશોકવનાગમનંનામષોડશોધ્યાય: ૧૬

# અધ્યાય ૧૭

રાગ વેરાડી--મૃગને મારી કરીરે, આશ્રમ આવે છે દશરથતન; કુલાહલ પંખી કરેરે, મારગે થાય છે માન શુકન. ૧ લક્ષ્મણને રામ કહેરે, ભાઈ કાંઈ વિપરીત દીસે વાત;હું જાણું કાંઈ વિઘ્ન થયુંરે,આશ્રમમાં નથી જનકની જાત. ૨ એમ કહેતાં રઘુપતિરે,આવ્યા પંચવટી મોઝાર; સૂની પડી પર્ણકુટીરે,નવ દીઠાં સીતા નાર. ૩ જેમ દેહ પ્રાણ વિનારે, ઉદક વિના સર શોભે જેમ; મુખ નાસિકા વિનારે, ફળ વિણ તરૂવર દીસે તેમ ૪ એમ સીતા વિના ગુફારે, રામે સુની દીઠી તેણી વાર; મુનિ સહુ નાસી ગયારે, દિશાઓશન્ય થઈ નિરધાર.૫ ત્યારે રામ વ્યાકુળ થયારે, આંખે ચાલી આંસુધાર; હો લક્ષ્મણ સાચું કહેરે,ક્યાંછેજનકસુતા સકુમાર, ૬ એવું કહી ધરણી ઢળ્યારે, મુર્છા ખાઈને શ્રી રઘુવીર; લક્ષ્મણજીયે બેઠા કર્યારે, આંસુ લુચ્છે ને આપે ધીર.૭ સીતા સીતા કરેરે, વિલપે છે એમ રઘુકુળદીપ; રૂદન કરે ઘણુંરે, નવ દેખે સીતાને નેત્ર સમીપ. ૮ ચંદ્રમુખી ક્યાં ગઈરે, હો મૃગનયની દે દરશન; તને મેં દુભી નથીરે, શા માટે રીસ ચઢી તુજ મન.૯ હો જનકની નંદનીરે, સુંદર ચંપકળી સકુમાર; ગોરી ગજગામીનીરે, પ્રિય મુજ પ્રાણ તણો આધાર. ૧૦ હો ગુણસરીતા સતીરે, સાધવી પરમ મનોહર રૂપ; તું દરશન દે મનેરે, કેમ નાખી ગઈ મોહને કુપ.૧૧ અહો દૈવ રૂઠીઓરે, કેમ થયું આવું વિપરીત કાજ; કોણ એ હરી ગયુંરે, કોણે લીધી અમારી લાજ. ૧૨ વન પુ-

રણુ કરીરે, જ્યારે જઈશું અવધપુર માંહે; માતા ગુરૂ પુછશેરે, ત્યારે શું મુખ દેખાડીશું ત્યાહે. ૧૩ જાનકી તુજ વિનારે, નહિ જાઉં પુર માંહે નિવારણુ; તુજ વિયોગથીરે, નથી રહેવાતું તલસે પ્રાણુ, ૧૪ પંચવટી તણાંરે, તરૂવરને પુછે રઘુવીર; કોઇ કહેતું નથીરે, ત્યારે રૂદન કરે રણુધીર. ૧૫ એમ કરતાં નિશા થઈરે. ઉગ્યો ઔષધીપતિ નભ માંહે; ત્યારે રઘુપતિ બોલિયારે; સૌમિત્રા સુત સાથે ત્યાંહે. ૧૬ જાણુ વિધુને વિધીયેરે, લક્ષમણુ લાવ્ય તું શરને ચાપ, એ કિરણુ બાળે મનેરે, નથી સહેવાતો તન પરિતાપ. ૧૭ નવ ગમે વિરહીનેરે, ચંદન ચંદ્ર ને શીત સમીર; ઉપચાર ગમે નહીરે, જાય જ્ઞાન વિવેકને ધીર. ૧૮ હળાહળ જાણે સુધારે, કોમળ કુસુમ તે જાણે કુલીશ; એમ વિરહ જણાવતારે, માયા નાટક કરતા ઈશ. ૧૯ પ્રાતઃસમે થયોરે, ત્યારે લક્ષમણુને કહે રામ; ભાઈ ચાલો વન વિષેરે, શોધીયે સીતાને અભિરામ. ૨૦ વલણુ--શોધવા ચાલ્યા સીતાને તે જોતા ઠામો ઠામરે; વન ગિરિવર સરિતા સરોવર, ફરતાં લક્ષમણુ રામરે ૨૧ ઈતિ શ્રી રામચરિત્રે સંમત વાલ્મિકીનાટક ધારાયાઅરણ્યકાંડેસીતાવિયોગાતૂરામચંદ્રવિલાપવચનંનામસપ્તદશોધ્યાયઃ ૧૭

## અધ્યાય ૧૮

રાગ સારંગ--શ્રોતાજન સહુ ભાવે સુણજો, રાખી મનમાં ધીર; જેમ મનુષ્ય પ્રાકૃત ચેષ્ટા કરે એમ, કરતા શ્રી રઘુવીર. ૧ જેનું શિવ સનકાદિક ધ્યાન ધરે છે, વેદ વખાણે રૂપ;

તે આત્મારામ રઘુપતિ એ છે, કોટી બ્રહ્માંડના ભુપ. ૨ પુર્ણ પુરૂષોત્તમ રઘુનંદન, સર્વદ્રષ્ટા એક પોતે; આ વિશ્વ જેનો ભાસજ કહીયે, એ જગતના કારણુ જોતે. ૩ જે શુદ્ધ ચૈતન માયાપતિ પ્રભુ, વ્યાપક એક અજીત; તે માયા તણો અભિ- પ્રાય દેખાડેછે, માઈકજનની રીત્ય. ૪ અંધકુપમાં રવિ નવ બુડે, મૃગજળ માંહે ચંદ્ર; કલ્પવૃક્ષ ભિક્ષા નવ માગે, ન મશ્યક મારે ગજેંદ્ર. ૫ એમ શ્રી રઘુવીરજ મોહ ન પામે, જે પોતે પૂરણુ કામ; પણુ અવતાર લીલા મનુષ્ય તણી; તે દાખવતા એરામ. ૬ જેમ સ્વપ્નમાં પતિવૃતાનો સ્વામી, મરણુ પામે મહા ભાગ; પછે જાગે ત્યારે જેમનું તેમ છે; પોતાનુ સૌભાગ્ય ૭ એમ અખંડ જ્ઞાન અમોઘ ઈશ્વરતા, ધર્મ સ્થાપન અવ- તાર; તે પ્રભુને માયામય જાણે, તે જનને ધીકકાર. ૮ એમ અપાર લીલા અટપટી છે, જાણે વિરલા કોય; જે વિમુખ જી- વને મોહ પમાડે, ભકત ને અતિ સુખ હોય. ૯ હવે વનમાં શ્રી રઘુવીર ફરતા, લક્ષમણુ સાથે આપ; હો સીતા હો સીતા કહેતા, કરતા વચન આલાપ. ૧૦ પશુ પંખી તરૂ ગિરિ સરિ- તાને, પૃથ્વીને પુછે રામ; સર્વ મળી મુજને દેખાડો, જનકસુ- તાનો ઠામ. ૧૧ મૃગ કોકીલા ચકોર ચાત્રુક, રાજહંસને મોર; મેંના પોપટ પારવાને પુછે, કૌશલ્યરાજકિશોર. ૧૨ કારંડવ ચક્રવાક ભ્રમરને, પુછે પુરણુકામ; કોઇ જનકસુતા દેખાડો મુ- જને, એમજ કહેતા રામ. ૧૩ નકુળ શુકરને શૃંગાલ શશાકને, તરૂગિરિવરને પુછે; અરેલક્ષમણુ કોઈનથીબોલતું, કહેને કારણુ

શું છે? ૧૪ અરે વીર લાવ્ય ધનુષ્ય બાણ, હું છેદું ગિરિ ને વૃક્ષ; કોઈ સીતાની શુદ્ધ નથી કહેતું,દેખે છે પ્રત્યક્ષ. ૧૫ એમ અજ અદ્ભુત આનંદરૂપ તે, સીતાનો વિરહ કરતા; વન વન પ્રત્યે શ્રી રઘુનંદન, વ્યાકુળ થઈને ફરતા. ૧૬ પાષાણ તરૂને આલિંગન કરતા, પોતે જુગદાધાર; તે દિવ્ય રૂપ ધરી વિમાન બેસી, જાય વૈકુંઠ મોઝાર. ૧૭ એમ જડ ચૈતનને મોક્ષ આ-પતા, ફરતા દીનદયાળ; એમ પંચવટીથી ઉત્તર પાસે, જોયું વન સુવિશાળ. ૧૮ તે દંડકવન જોઈ આવ્યા,પાછા પંચવટી મોઝાર; નિરાશ થયા તે આશ્રમ જોઈ, ચાલિયા દક્ષિણમાં તેણી વાર. ૧૯ જેમ અહં દેહ બુદ્ધિ મુકીને, વિચરે નિરંજન યોગી; જેમ સંસાર માયા વિરક્ત તજે, વળી ઉરગજીરણ દેહ ભોગી. ૨૦ જેમ કાયા તજીને જાય પ્રાણ,વળી ત્યાગે તપસ્વી કામ; પવિત્ર ત્યાગે ભ્રષ્ટ કર્મ, એમ પંચવટી તજી રામ. ૨૧ જેમ સંસાર દુઃખ વિવેકી ત્યાગે, સંત તજે પરદ્રોહ; જેમ ભગવતી પરનિંદાને તજે, વળી જ્ઞાની તજે જે મોહ. ૨૨ એમ રામે પંચવટીને તજી, પછી ચાલિયા દક્ષિણ પંથ; હે સીતા હે સીતા કરતા,જાતા જાનકીકંથ. ૨૩ પછી આગળ જાતાં પ-ગલાં દીઠાં, રાક્ષસનાં નિરધાર; બાર હાથ લાંબાં તે દીસે, પ-હોળાં છે કર ચાર. ૨૪ તેની પાસે કુમકુમ અંકિત, સુક્ષમ ને શોભાવંત; તેવાં સીતાજીનાં પગલાં દીઠાં, જોતાં તે ભગવંત. ૨૫ એક મોતીની માળા પડેલી દીઠી, તે લીધી શ્રી રઘુવીર; હૃદે સંગાથે ચાંપી વળતાં,નેત્રમાં ભરતા નીર. ૨૬ તેમ સીતાની

પરિશોધ કરતા, જાતા બન્યો વીર; પછી આગળ જતાં જટાયુ દીઠો, પરવત પ્રાય્ શરીર. ૨૭ રકતબિંબ દેખાય દૂરથી, કિંસુક ફૂલ્યો જેમ; તેમ રકત પાંખોવિણુપડયો, પંખીદેખાયછેતેમ ૨૮ તે અસુર જાણીને બાણુ ચઢાવ્યું, લક્ષ્મણેતેણીવાર; પાસે આવ્યા ત્યારે રામ નામ ધુની, શ્રવણુ પડી નિરધાર. ૨૯ વલણુ—રામ નામને જપતો પંખી, ધુની સાંભળી ધીરરે; જટાયુને ઓળખ્યો ત્યારે, ધાઈ આવ્યા રઘુવીરરે. ૩૦ ઇતિ શ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંશ્રીરામચંદ્રેણુસીતાવિયોગાત્પંચવટયાશ્રમત્યાગોનામાષ્ટાદશોધ્યાયઃ ૧૮

## અધ્યાય ૧૯

રાગ ધનાશ્રી—શ્રી રામે જટાયુને દીઠો જ્યારેજી, આવ્યા પાસે ધાઈ તે વારેજી; મહા દુઃખ પામે પંખી વેદજી; તેજોઇને રઘુપતિ પામ્યા ખેદજી. ૧ (ઢાળ) મન ખેદ પામ્યા રઘુપતિ, જોઇ વેદના પંખી તણી; જયમ પુત્રનું દુઃખ જોઈ માતા; તેમ તે ત્રિભુવન ધણી. ૨ વૃતાંત સહુ તેણે કહ્યું, સુણી દુખિ થયા રઘુનાથ; ઉપકાર માન્યો પંખી તણો, મુકયા મસ્તક હાથ. ૩ મહારાજ આ ગતિ કરી મારી, દશાનન મતિમંદ; મેં તમને મળવા પ્રાણુ રાખ્યો, સુણો રઘુકુળચંદ. ૪ કરી હરણુ સીતા તણું, રાવણુ ગયો લંકા માહે; મેં યુદ્ધ કર્યું પણુ મને પીડી વિકળ કીધો આંહે. ૫ તેવું સુણીને રઘુનાથજી, વ્યાકુળ થયા મન તેહ; એક સીતાનું હતું, બીજું પંખીનું દુખ જેહ. ૬ પછી રામ સુરતિ ધ્યાન, રાખી, કરી એકાગ્ર મન; પ્રાણુ

મુકયા પંખીએ, રઘુવીર આગળ તન. ૭ વૈમાન લઈને વિધી આવ્યા, થયો દિવ્ય સ્વરૂઈ; વિષ્ણુલોકે તે ગયો, પામ્યો મોક્ષ અનુપ. ૮ નિજ ભકત માત પિતા તણો, તે જાણી પુરણકામ; તેની દાહક્રિયા ઉત્તરક્રિયા તે, સ્વહસ્તે કરી રામ. ૯ જેવી ક્રિયા દશરથ રાયની, તેમ કરી ત્યાં તતખેવ; સહુ જટાયુને વખાણતા, સુરપતિ આદિ દેવ. ૧૦ તેવા ભકતવત્સલ શરણ પાલક, દીનબંધુ દયાળ; પછે ચાલ્યા દક્ષિણ દિશા, દશરથ તણા બે બાળ. ૧૧ તેવે આવ્યો યમુનાગિરિ, ઊપર ચઢયા રઘુવીર; મુખ રટણ કરતા જાનકીનું, દ્રવિત ચિત ગતધીર. ૧૨ તે પરવત છે કૈલાસ સરખો, ગહન વન ગંભીર; કોકિલા બપૈયા મોર, બોલે કળા કર કીર. ૧૩ શિવ પારવતિ બેઠાંત્યાં કરે જ્ઞાન ગોષ્ટી વાત; મુખ રટણ કરતા રામનું પાસે રહ્યાં ગિરિજાત. ૧૪ તેવે દુરથી રઘુનાથ દીઠા, શિવે તેણી વાર; જયસચ્ચિદાનંદ પૂરણબ્રહ્મ, તેમકહીકર્યો નમસ્કાર. ૧૫ત્યારે પારવતીપુછેતદા, કોનેનમ્યાજોડીહાથ; કલ્યાણરૂપ કહો મુને, નિત્યભજોકોનેનાથ૧૬શિવકહેસાંભળ સુંદરીરવિવંશભુષણ રામ;નમસ્કારમેંતેનેકર્યો,જેઅખિલપૂરણકામ.૧૭કરૂંસ્મ-રણકિરતન ધ્યાનતેનું,દેવનાજેદેવ;ત્યારેપારવતિજીબોલિયાં, સાંભળો શ્રીમહાદેવ. ૧૮ તે રામ તો રડતા ફરે, સ્રીનેવિયોગે આજ; વિરહે કરીને ભ્રંશ પામી, બુદ્ધિ શ્રી મહારાજ. ૧૯ માહાદેવ કહે સુણો સાધવી, નવ જાણે તું એ મર્મ; એ લીલા વિગ્રહ દેહ ધર્યો, અવતાર પૂરણબ્રહ્મ. ૨૦સહુ વેદવિધી ભો-

ગીંદ્ર તેનો, જાણીયે નહિ પાર,તે ભકત માટે સગુણ લીલા,કરે છેજ અપાર. ૨૧ વળી રામ વનમાં ચાલતા,આલિંગતા શિલાવૃક્ષ; વઈમાન બેસી જાય તે ધરી, દિવ્ય દેહ પ્રત્યક્ષ. ૨૨ ત્યારે પારવતિ પૂછે તરા, શિવ સુણો મારા સ્વામ; આ વૃક્ષ ને પાષણ આ, આલિંગન કરે કેમ રામ. ૨૩ શિવજી કહે તે તરૂ તળે થયું, હશે સ્મરણ ભજન;વળિ શિલા ઉપર બેસીને, તપ કર્યું હશે મુનિ જન. ૨૪ રઘુવીર તેને મોક્ષ આપે, ભજન સંચિત ભાગ; તે સીતાને વિશે કરીને, આલિંગતા અનુરાગ. ૨૫ ત્યારે સતી કહે હું જોઉં પરિક્ષા, હોય જો ભગવાન; શિવ કહે લેતાં પરિક્ષા, પામશો ઉપમાન. ૨૬ શિવે ઘણું વારીયાં પણ,સતીયે ન માન્યું ત્યાંહે;પછી સીતાજીનું રૂપ ધરીને,ગયાં મારગ માંહે. ૨૭ રઘુવીર હસીને બોલીયા, કયાં ફરો વનમાં આજ; દાક્ષાયણી તજી પશુપતિ, કહો શું ઇચ્છો કાજ. ૨૮ એવું સાંભળી સતી લાજીયાં,વળ્યાં પાછાં તતકાળ;શિવ પાસે આવી કહ્યું નહિ, પણ જાણ્યું પશુપાળ. ૨૯ સતીયે સીતાનું રૂપ લીધું,શિવે જાણ્યું મન;તે દિવસથી કર્યો ત્યાગ સતીનો, આસન આપ્યું ભિન્ન. ૩૦ ઊમયાયે જાણ્યું તજી મને,ઉતર્યો અનુરાગ; પછે દક્ષ કેરા જજ્ઞમાં, સતીયે કર્યો દેહ ત્યાગ. ૩૧ પછે હિમાચળને ઘેર પ્રગટયાં પારવતિ તેનું નામ; તપ કરી પરણ્યાં શંભુને,પામ્યાં તદા નિજ ઠામ. ૩૨ જયારે રામ ચરિત્ર સુણિયું સકળ,કહ્યો શિવે કથાનો મર્મ;ત્યારે જથારથ સમજયાં સતી, જાણિયા રામ પૂરણબ્રહ્મ. ૩૩ એમ શિવે માન્યા

ઇષ્ટ માટે, તજ્યાં સતી તે માટે પછે રામ લક્ષમાણ ઉતર્યા, ય-મુનાગિરિને ઘાટ. ૩૪ તે વન સકળ જોતા થકા, દક્ષિણ દિશા મોઝાર; ત્યાં થકી આગળ ચાલીઆ, રઘુવીર જુગદાધાર. ૩૫ વલણ--ચાલ્યા જુગદાધાર ત્યાંથી. સાથે લક્ષમણ વીરરે; સીતાની પરિશોધ કરતા, આવ્યા કૃષ્ણવેણીને તીરરે. ૩૬ ઇતિશ્રીરામચરિત્રેસંમત વાલ્મિકીનાટકધારાયાંઅરણ્યકાંડે-જટાયુમોક્ષપ્રાપ્તિર્નામએકોનવીંશોધ્યાય: ૧૯

## અધ્યાય ૨૦

રાગ મારૂ--લક્ષમણ સાથે શ્રી રઘુવીર, આવ્યા કૃષ્ણવે-ણીને તીર; સ્નાન કરવાને પેઠા ત્યાંહે, રામે ડુબકી મારી જળ માંહે. ૧ ઘડી એક રહ્યા માંહી જ્યારે, લક્ષમણને દુખ પ્રગટ્યું ત્યારે; નવ દીઠા રઘુવર આપ, ત્યારે કરવા લાગ્યા વિલાપ. ૨ જાણ્યું બુડ્યા શ્રીરઘુવીર, ત્યારે લક્ષમણે મુકીધીર; પછે કૃષ્ણાને શોષવા જાણ, ચઢાવ્યું છે અગ્નિનું બાણ. ૩ મુકે અગન્યાસ્ત્ર લક્ષમણ જ્યારે; રામ જળથી નીસર્યા ત્યારે; મળ્યા લક્ષમણને અતી હેતે, હસી બોલ્યા પ્રેમ સમેતે. ૪ ત્યાં કર્યું શિવ સ્થાપન રામ, તેનું ક્ષત્રી બાહુ એવું નામ; જ્યાં જ્યાં ગયા રઘુપતિ એવ ત્યાં સ્થાપ્યા શ્રી મહાદેવ ૫ કૃષ્ણવેણી થકી રઘુવીર, ચાલ્યા આગળ શ્રી રણધીર; ત્યાં બેઠો છે એક કબંધ, તેણે મારગ કીધો બંધ. ૬ જોજન દ્વાદશના બે હસ્ત, તે પસારીને બેઠો સ્વસ્થ; તેનું મસ્તક ઉદર મોઝાર, નથી ચરણ તણો આકાર. ૭ રામ લક્ષમણ આવ્યા ત્યારે, સમેટી લીધા કર મોઝારે; એવું જોઇ

કબંધનું રૂપ,મુકયું બાણત્રિભુવનભુપ.૮ગયાતેકબંધનાપ્રાણ થયો દિવ્ય રૂપ નિરવાણ; રામની સ્તુતી તેણે કરી, પોતાની કરતુત વિસ્તરી.૯ હું કશ્યપનો સુત એષ, હતો દનુજ તણો મુજ વેષ; મેં કરી ગર્જના એકવાર, સુણી મુનીવર બીન્યા અપાર.૧૦ સરવે મળી દીધો શ્રાપ,તું કબંધ થજે મતિ પાપ; એમ રહેજો દુ:ખી તુજ પ્રાણ,શીષ ચરણ વિના નિરવાણ ૧૧ એવો સાંભળી દ્વિજનો શ્રાપ;મેં અનુગ્રહ પુછયો આપ; મુ-ની કહે રઘુકુળ મોઆર, ત્યાં રામ ધરશે અવતાર. ૧૩ તે મા-રશે તુજને બાણ, ગતિ આપશે પુરૂષપુરાણ; વજ્ર માર્યું ઈન્દ્રે પછી નેટ,શિર પેશી ગયું મુજ પેટ.૧૩ છેદ્યા સુરપતિએ મુજ પાય, તે દિવસનું મેં કંઇ ન જવાય;બેઠો ત્યારનો થઇને ઉચાટ નિત્ય જોતો તમારી વાટ.૧૪ આજ મળિયા પુર્વ સબંધ, હું પતિતના છોડયા બંધ: થયો ચત્રુભુજ નિરવાણ. શંખ ચક્ર ગદા પદ્મ પાણ.૧૫ પીત વસન તનુ ઘનશ્યામ,શોભે રૂપ સું-દર જેમ કામ; વંદી રામચરણ તેણીવાર, પછે બેઠો વિમાન મોઆર.૧૬ બોલ્યો રઘુવર પ્રત્યે વાણી,તમો સાંભળો શારંગ-પાણી; આગળ રૂષિમુખ પરવત માથ, રહેછે સુગ્રીવ કપીનો નાથ. ૧૭ તે શું કરજો મિત્રાઈ મહારાજ, તેથી સરશે તમારૂં કાજ; એમ કહી ગયો વૈકુંઠ માંહે,જયજયકાર થયો છે ત્યાંહે. ૧૮તેમ કબંધ ઉદ્ધાર્યો રામ,પાળ્યું અધમ ઉધારણ નામ;જે કો ભાવે ભણે નરનાર,તેના પુન્ય તણો નહી પાર. ૧૯ જોગી ક્ષાયક જે ગતિ કહીએ,ભકિત કરતાં જે ગતિ લહિયે; તે ગતિ

આપ અસુરને મારી, હરી સમ નહિ કો ઉપકારી. ૨૦

વલણ--નહિં ઉપકારી હરિ સમ બીજો, જેને નિગમ અ-ગમ મુનિ ગાયરે; હવે રામ આવ્યા શવરીને આશ્રમે, તેની કહું કથાયરે. ૨૧ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલમિકીનાટકધારાયાંઅરણ્યકાંડેકબંધશાપમોચનોનામવીંશોધ્યાય: ૨૦

# અધ્યાય ૨૧

રાગ મેવાડો--હવે શ્રોતાજન સહુ ભાવે સુણજો, પાવન રામ કથાયજી;ગાતાં સુણતાં નરને નારી, પાપી પાવન થા-યજી. ૧ એક શવરી નામે નારી ભીલડી,રહેતી વન મોઝારજી તે ભાવે ભકિત કરતી હરિની, મનમાં પ્રેમ અપારજી. ૨ નિ-ત્ય હરિનું નામ જપતી,તપ આચરતી તેહજી;તેમ વહી ગયા દિવસ કેટલા, વૃદ્ધ થઈ છે દેહજી. ૩ તેને જાણ થયું જે રામજ આવ્યા; નિકળ્યા છે વન માંહેજી; ત્યારે સવરીયે જાણ્યું હું સ્વાગત કરીને, રાખીશ પ્રભુને આંહેજી. ૪ તે નિત્ય નવાં ફળ લાવી મૂકે,જોતી પ્રભુની વાટજી;વાસી થાય ત્યારે કાઢી નાખે, ધરતી મન ઉચાટજી. ૫ જે ફળ પુલ્લજ સારૂં દેખે,તે લાવે નિજ આશ્રમજી;આ ફળ મીઠાં હરિનેઅરપીશ,તેમ વિચારેમર્મજી ૬ત્યારે અંતર જામીયે જાણ્યો સરવે, તેના મનનો ભાવજી; પછે તેના આશ્રમ પ્રત્યે આવ્યા, જીવન જાનકી નાવજી. ૭ નિત્ય મુનિ તેની નિંદા કરતા,દુખ દેતા બહુ પેરજી;તે અનાથ બંધુ બિરદ પાળવા,હરિ આવ્યા તેને ઘેરજી. ૮ આપણે આશ્રમ રામ આવશે, મુનિ એમ જાણે મનજી;તે મુનિ સરવનું માન

ટાળવા, ન ગયા જુગજીવનજી, ૯ પછે દુર થકી તેણે દીઠા પ્રભુને, ગૌર શ્યામ બે વીરજી; જટા મુગટ મંડિત ધનુસાયક. ભુજ પ્રલંબ રણધીરજી. ૧૦ તેવા પ્રભુને જોઈ પ્રેમદા, સનમુખ આવી ધાઈજી; કરી પ્રણામ તે પડી દંડવત, રામના જુગપદ સાહીજી. ૧૧ હરખ આંસુયે ચરણજ સીંચ્યા, ગદગદ પ્રેમ અપારજી; કરૂણા વચન કહીને રઘુપતિયે, ઉઠાડી તેણીવારજી ૧૨ પછે નિજ આશ્રમ તેડી લાવી, બેસાડયા છે આસનજી; પૂજા કરી ફળ મૂકયાં લાવી, કરાવ્યાં પ્રભુને અસનજી. ૧૩ શીતળ જળ ફળ પુષ્પ પત્રથી, પ્રસન કર્યા રઘુવીરજી; પછે પોતાના પટ પદરે કરીને, નાખે શીત સમીરજી. ૧૪ ભિલડી કેરૂં ભાગ્ય વખાણે, દેવ સકળ અનુકર્મજી; તે પ્રભુ જપ તપ જજ્ઞે દુર્લભ, જોગી ન જાણે મર્મજી. ૧૫ તે પ્રભુ શવરીનાં ફળ આરોગ્યા, વખાણે છે વારમવારજી; એક ભાવને વશ ભગવાન થાય, નથી નિચ ઉંચનો વિચારજી. ૧૬ પછે શવરી પ્રત્યે બોલ્યા રઘુપતિ, માગ્ય માગ્ય વરદાનજી; ત્યારે શવરી કહે તમો શરણે રાખો, મોક્ષ આપો ભગવાનજી. ૧૭ તેવું કહેતામાં વૈમાન આવ્યું, દિવ્ય દેહ થઈ નારજી; તે શવરી વૈમાનમાં બેસી, ગઈ વૈકુંઠ મોઝારજી. ૧૮ તેવી કૃપા કરી કરૂણા નિધીયે, નારી પામી અપવર્ગજી; દેવ પુષ્પની વૃષ્ટી કરતા, દુંદુભી વાગ્યાં સ્વર્ગજી. ૧૯ તેમ શવરીનો ઉદ્ધાર કરીને, ચાલ્યા ત્યાંથી રઘુધીરજી; ત્યારે લક્ષમણ કહે ઉપદેશ કરો મને, અધ્યાત્મજ્ઞાન રઘુવીરજી. ૨૦ પછે લક્ષમણને ઉપદેશ કર્યો છે,

રામગીતા તેનું નામજી; એક અખંડ જેવ્યાપકઆત્મા, નિ-સ્ચે કરાવ્યો રામજી. ૨૧ સારાસાર વિવેક કરીને, નિસંશય કર્યું મનજી; પૂરણ સત્ય શાશ્વત જે જ્ઞાન ધન, અગ જગમાં દરશનજી. ૨૨ આ પ્રપંચ સર્વે મિથ્યા જણાવ્યો, રજ્જુસર્પ મૃગતોયજી; જેમ હતું તેમ જાણ્યું જથારથ, સર્વત્ર આત્મા જોયજી. ૨૩ એમ લક્ષ્મણને ઉપદેશ કરી, વિરૂપાક્ષીયેઆવ્યા રામજી; પછે પંપા સરોવર તીરે આવ્યા, પોતે પુરણકામજી. ૨૪ વિશ્રાંતિ સ્થાન ત્યાં છે શિવ કેરૂં, વળી શોભે વિશ્રાંતિ વનજી; સ્ફટિક ગુહા ત્યાં સુંદીર દીસે, સ્ફટિક શિલા પાવ-નજી. ૨૫ તે સ્ફટિક શિલા ઉપર જઈ બેઠા, પંપાસરોવરતીર-જી; લક્ષ્મણના ખોળામાં શિર મુકી, સુતા શ્રી રઘુવીરજી. ૨૬

વલણ----સુતા શ્રી રઘુવીર પોતે, લક્ષ્મણજી ઉછરંગરે; પછે સીતાજીને સંભારીને, વિરહ ધરતા અંગરે. ૨૭ ઈતિશ્રી રામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઅરણ્યકાંડેશવરી મોક્ષાનંતરંપંપાતીરગમનંનામએકવીંશોધ્યાય: ૨૧

## અધ્યાય ૨૨

રાગ સામેરી----શીતળ છાયા તરૂતણી, પંપા સરોવરતીર લક્ષ્મણ ઉછંગે શીશ મુકી, સુતા શ્રી રઘુવીર. ૧ સીતા તણો વિરહ થયો, ચાલ્યાં નેત્રે આંસુધાર; વન માંહેપંખી પશુકીડે, બોલે શબ્દ અપાર, ૨ તે સુણી શ્રી રઘુવીરને, મન ચડી સબળી રીસ; પછે શ્રાપ દીધો તે સમે, સર્વને શ્રી જુગદીશ. ૩ રઘુવીર કહે કોકિલા તારો, ખુટજો સ્વર રંગ; મૃગમૃગી તમને

મારજો, પારધી કરતાં સંગ ૪ ત્યાં સંગ કરતાં હતાં ત્યારે, કરી કરણી જેહ; રઘુવીરે તેને શ્રાપ દીધો, વચન બોલ્યા તેહ. ૫ હસ્તિણી હસ્તી સાંભળો તમો, જ્યારે કરશો સંગ; ત્યારે સાત દિન મૂર્છા થશે, એ ગજેંદ્રકેરે અંગ. ૬ મોરને થાઓ નપુંસક, નવ ગણી મારી લાજ; થશે જન્મ મધ્યે સંગ તે, એકવાર સુણ સિંહરાજ. ૭ ચકવા ચકવીને કહે, થજો તમારે વિયોગ; હું વિરહીને દેખી કરી, તમે ભોગવો છો ભોગ. ૮ એમ શાપ સુણીને સકળ ખગ મૃગ, પામ્યા મન પરિતાપ; રઘુવીર શરણે આવ્યા પુછવા, અનુગ્રહે આપ. ૯ રઘુવીર કહે કોકિલા તુજ, કહું શ્રાપ સંબંધ; તારો વસંતરૂતુમાં સ્વર ઉઘડશે, પછી રહેશે બંધ. ૧૦ મૃગ મૃગીની કહે મારશે, જો દિવસે કરશો સંગ; નિરભે થશો રજની વિષે, માટે નિશાયે રમજો રંગ. ૧૧ હસ્તીને કહે ત્રિયાસંગ કરતાં, થશે એ ઘડી મુર્છાય; મોરનાં આંસુબિંદુયે કરી, વંશવૃદ્ધિ થાય. ૧૨ ચકવા ચકવીને કહે, રહેશે નિશાતમ વિયોગ; દિવસે મળશો દંપતી ત્યારે, થશે તમ સંજોગ. ૧૩ સિંહને કહે એક વાર સંગે, પ્રજા થાશે એક; વિશ્વ સહુ ઉજડ કરે જો, સૃષ્ટી થાય અનેક. ૧૪ એમ સર્વનો અનુગ્રહ કર્યો, સમર્થ શ્રી રઘુવીર; લક્ષમણ સહિત વિરાજતા, પંપાસરોવરતીર. ૧૫ અરણ્યકાંડ તણી કથા, એ પુરાણ થઈ પાવન; બુદ્ધિપ્રમાણે કહી જથારથ, તે સુણો શ્રોતાજન. ૧૬ અપાર ગુણ રઘુવર તણા, નવ પાર તેનો થાય; અગાધ જળસિંધુ ભર્યો, તે ઘટમાં કેમ ભરાય. ૧૭ અનેક કવી આગળ થયા, વળી થાજો બીજા અનંત; કેટલા હમણાં

ગયાછે પણ, પામે નહીં કો અંત. ૧૮ હરિકથા અમૃત સ્વાદ અદ્દભુત,શ્રવણથી સુખથાય;હરિભક્તિકેરૂં મુળપહેલું,શ્રવણ એક કહેવાય. ૧૯ વળી વિષયથી પામર મુમુક્ષુને, પ્રિય લાગે એહ;જેજીવનમુકતબ્રહ્મવેત્તા,શ્રવણકરતા તેહ. ૨૦હરિકથાને અધીકાર સહુને, નપુંસક નર નાર; જે સાદરે નવ સાંભળે,તે જીવને ધીકકાર. ૨૧સુધાને સેવતાં મદચઢે વળી,અજ્ઞઉન્મત થાય, કથામૃતે ટળે મોહ મત્સર, ત્રિવિધી તાપ પળાય. ૨૨ સુધાનો અધીકાર સુરને, નહીંતર પામે રંચ; હરિ કથામૃત અધીકાર સહુને, રાય રંક ઊંચ નીચ. ૨૩ વળી ગંગ પાવન કરે સહુને, માંહે બુડતાં જાય પ્રાણ; હરિકથા માંહે બુડતાં તે, પામેપદ નિરવાણ. ૨૪એ અધીકતા હરિકથાની તે,જાણેવિ-રલા કોય; જેની ઊપર કેશવ કરે કરૂણા, તેની મતિ એવી હોય. ૨૪ તે માટે જન આળસ તજી કરો, કથાઅમૃત પાન; એ થકી અઘ સહુ પરજળે, થાય પ્રસન્ન શ્રી ભગવાન. ૨૬ એ અર્થ વાલ્મિકી તણો.હનુમાન નાટકસાર;એ જુગમ સં-મત મેળવીને;કર્યો છે વિસ્તાર.૨૭ પદ સાતસેં અડતાળીસ પુરાં, અધ્યાય થયા બાવીશ; અરણ્યકાંડ કથા કહી તે, કૃપા શ્રી જુગદીશ. ૨૮ વલણ.---જુગદીશ કેરી કૃપાયે જે, પ્રાકૃત રામકથા કરી; દાસ ગિરિધર નિમિત માત્ર એ કરતા પોતે શ્રીહરી. ૨૯ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં શ્રીરામચંદ્રેણપશુપંખીઅનુગ્રહકર્ણનામદ્વાવીંશતીતમોધ્યાય

ઇતિ શ્રી અરણ્યકાંડ સમાપ્ત.

આદિ કવિ ગિરધરદાસ પ્રણીત.

# રામાયણ.

## કિષ્કિંધાકાંડ

### અધ્યાય ૧

રાગ ધનાશ્રી-શ્રી પુરૂષોત્તમ પરમકૃપાળજી; ભકતવત્સળ પ્રભુ દીનદયાળજી; શરણાંગતની કરોસંભાળજી, તમારોસેવક છું મતી બાળજી. ૧ (ઢાળ) છું બાળમતિ સેવક તમારો, સ્વામી પડયો તમ શરણ; ભકતવત્સળ બિરદ જાણી, રાખો પ્રભુ નિજ ચરણ. ૨ વંદુ વારંવાર જુગપદ, તમારા મહારાજ; તમ કૃપાયે રઘુવીર જશ કહું, રાખજો મુજ લાજ. ૩ સહુ ભગવતીના ચરણુની રજ, લઈ ચડાવું શીશ; અનુગ્રહ કરો સરવે મળી તો, ગાઉ ગુણ જુગદીશ. ૪ સતસંગથી સહુ તાપ જાયે ટળે દુ:ખ અશેષ; એવા ભકતને ભગવંત માંહે, નથી અંતર લેશ. ૫ એ જોયામાં તો સમાન દીસે, ઇતર જનને સંત; ઓળખાય આચરણે કરી, જે મહા પુરૂષ મહાનંત. ૬ બ્રહ્માનંદમાં સદા, ડોલે સંત આનંદઘન; વિષયી જન ડોલે વિષયમાં મલિન જેનાં મન. ૭ સમાન બક ને મરાળ ઉજવળ, જોયા માંહે પ્રશંસ; જયારે ક્ષીર જળ જુદાં કરે, ત્યારે જાણુાયે તેહંસ

૮ જેમ વાયસ ને વળી કોકિલા તે, સમાન સ્યામ જણાય; વસંતમાં પિક રાગ પંચમ, આલાપીને ગાય. ૯ સ્ફાટિકમુકત શ્વેત સમ પણ, મુલે મોતી જણાય; તક્ર પયનું પાન કરતાં સ્વાદથી ઓળખાય. ૧૦ એમ ઈતર જનને ભકતમાં, અંતર ઘણો કહેવાય; વિષયીથી દુખ ઉપજે. સતસંગથી સુખ થાય. ૧૧ જેમ પારસ લોહનું કરે કંચન, સ્પર્શ માત્રે અનુપ; એમ સંત ખળને કરે સાધુ, આપે રહે નિજ રૂપ. ૧૨ એવા ભગવતીના ચરણ વંદુ, નમું વારંવાર; તમ કૃપાયે રઘુવર કેરા, કરૂં જશ વિસ્તાર. ૧૩ રઘુવંશમાં દશરથ ઘેર, પ્રગટયા પુરણકામ; તે પાળવા પિતુવચન વનમાં, નિકળ્યા શ્રી રામ. ૧૪ પંચવટીમાં રહ્યા આવી, સીતા લક્ષ્મણ સાથ; જાનકીનું હરણ કરીને, ગયો લંકાનાથ. ૧૫ તે ખોળવાને નીકળ્યા, વન માંહે શ્રી રઘુવીર; સોમિત્રી સાથે આવિયા, પંપા સરોવર તીર. ૧૬ એ કથા પુર્વે કહી જથારથ વિસ્તારી એક મન, હવે કિષ્કિંધાકાંડની કથા કહું, સુણો શ્રોતાજન. ૧૭ પંપા સરોવરને ત્રટે, સુંદર સ્ફાટિક શિલાય; ત્યાં વિરાજે રઘુવીર લક્ષ્મણ, અધીકતન શોભાય. ૧૮ લક્ષ્મણ ઉશીંગે શિશ મુકી, શયન કીધું રામ જેમ શેષસજ્યા હરી પોઢે, ક્ષીરસાગર ઠામ. ૧૯ તે સમે રૂષિમુખ પરવત ઉપર, બેઠા વાનર પંચ; નળ નીળ જાંબુવાન સુગ્રીવ, મારૂતિ બળ સંચ. ૨૦ જેમ કનકાદ્રિનાં પંચ શ્રૃંગ, એમ શોભતા તે અજીત; જેમ ઉદયાચળ પર એક કાળે ઉગિયા આદીત. ૨૧ રઘુવીર કેરૂં કાજ કરવા, અવતર્યા કપિરાજ; મહા

ભુત જાણે મગટિયા એમ, શોભતા શુભ કાજ. ૨૨ સુગ્રીવે દીઠા રામ લક્ષમણ,સરોવરની તીર;લક્ષમણ ઉછંગે શીષ મુકી શયન કર્યું રઘુવીર. ૨૩ સુગ્રીવ ડરપ્યો મન વિષે,જોઇ ધનુરધારી જેહ;સહી વાળિયે મોકલ્યા, મને મારવાને એહ. ૨૪ એમ વિચારી સુગ્રીવ ઉઠયો, એકલો તેણીવાર; રામ લક્ષમણ ભણી ધાયો, ગદા કર ગ્રહી સાર. ૨૫ હનુમંતજીએ વારિયો, સહસા ન કરીયે કાજ; હું પરિક્ષા કરી આવું ત્યાં લગી, ઉભા રહો કપીરાજ.૨૬ સુગ્રીવ કહે સુણો મારૂતી, આજ નિશાયે નિરધાર;મને સ્વપ્નએવું આવીયું તે,કહું તમને વિચાર.૧૭ જાણે વીરએકો આવિયા, તેણે માર્યો વાળી રાજ; મને કિષ્કીધાનું રાજ આપ્યું, એવું કીધું કાજ. ૨૮ તે વીર દીઠા આજ મેં ત્યારે, ઉપન્યો મન ત્રાસ;હનુમંત કહે કાંઈ ભય નથી,તમે રાખજો વિશ્વાસ.૨૯ તમો રાય અહીં ઉભા રહો, નવ કરશો મન ચિંતાય; જોઉં વીર બે એ કોણ છે, હું કરી આવું પરિક્ષાય.૩૦ વલણ—હું કરી આવું પરિક્ષા જઈને, એમ કહીને કપિવર જાયરે;હનુમંત વેગે આવિયા, જ્યાં વિરાજે શ્રી રઘુરાયરે. ૩૧ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં કિષ્કિંધાકાંડેહનુમાનશ્રીરામસામીપગમનંનામપ્રથમોધ્યાય

## અધ્યાય ૨

રાગ મારૂ—દીઠા હનુમંતે બે વીર, શોભે સ્ફાટિક શિલા રણધીર;રાજે લક્ષમણને રામચંદ્ર, જાણે બ્રહસ્પતિને વળી ઈન્દ્ર.૧ કે ઉદાશી તપસ્વી વીર, કે ઉદાર ને રણના ધીર; જ્ઞાન

વિજ્ઞાન જશ ને પુન્ય, સિદ્ધ સાધકમાં નથી નુન્ય. ૨ જેમ આ-નંદ ને સમાધાન, જેવા નિરગુણ ને ગુણવાન; આનંદ મોક્ષ બોધ વૈરાગ, એવા કપીએ દીઠા માહાભાગ. ૩ વડ વૃક્ષ તળે બે વીર, બેઠા પંપા સરોવર તીર; જોઈ વિસ્મે થયા હનુમંત, દીસે વીર કો મહા બળવંત. ૪ વડ ઉપર કપિવર ચઢિયા, લા-ગ્યા કુદવા ને ગડગડિયા; કહે છે લક્ષ્માણને દેવેશ, ભાઈ જો આ કપીનો વેશ. ૫ એને વજ્ર કછોટો છાજે, વળી કનકનું કોપીન રાજે, એ કપિવર મહા બળવંત, એનું નામ હશે હનુમંત. ૬ એવાં રામનાં સુણી વચન, હનુમંત વિચારે મંન; મારી માતે કહ્યું હતું મુજને; સુત ઓળખશે જે તુજને. ૭ કોપીન કનક કછોટો ઓળખશે, છે ગુપ્ત તે પરગટ લખશે; તેને સ્વામિ જાણજે સુત્ર તેની સેવા તું કરજે પુત્ર. ૮ કહયું તું અંજનીએ જેહ, મુજ સ્વામી મળિયા તેહ; જોઉં પરિક્ષા પરાક્રમ જેમાં, કેટલું એક બળછે એમાં. ૯ એમ વિચારીને હનુમંત, તરૂ શાખા નાખી બળવંત; લક્ષમણે શર મુકી નિવારી, ત્યારે ગાજયો કપી બળ ભારી. ૧૦ પંચ પરવત ઉચકી લાવ્યો, નાખવા રામ ઉપર આવ્યો; રામે સજ કર્યું કોદંડ, શર પંચ મુકયાં પરચંડ: ૧૧ ઉડાડયા કરથી ગિરિ પાંચ, લાગી ઝપટતે બાણની આંચ; તેણે કરીને ઉડયા આકાશ, હનુમંત ભમ્યા ઘણું તાસ. ૧૨ ત્યારે વાયુ મળ્યા આકાશ, સુણ પુત્ર એ છે અવિનાશ; સાક્ષાત એ શ્રી ભગવંત, આવ્યા કરવા અસુરનો અંત. ૧૩ આદિ નારાયણને શેષ, આવ્યા સ્થાપવા ધર્મ

અસેષ; માટે થા તું રામનો દાસ, સેવા કરજે સદા રહી પાસ. ૧૪ સુણિ વાયુની વાણી કપીશ, આવી નમ્યું રામને શીષ; અહંદાશોસ્મિ કહી વાણી, રાખો શરણે શારંગપાણી. ૧૫ કર જોડીને મારૂત તન, સ્તુતિ કરતો દીન વચન; જય રઘુકુળ કમળ સભાનું, જય ખળ વન દહન ક્રષાનું. ૧૬ જય વૈકુંઠના ધરમેશ, જય આદિ નારાયણ શેષ; જય બ્રહ્મસનાતનઈશ; જય માયાપતિ જુગદીશ. ૧૭ જય મંગળરૂપનિધાન, જયભકત-વત્સળ ભગવાન; પરમેશ્વરપુરણકામ, જયવિશ્વનાઆતમારા-મ. ૧૮ જય જીવના અંતરયામી, સાક્ષિદ્રષ્ટાચરાચરસ્વામી પુરૂષોત્તમ પુર્ણાનંદ, મધુહંતા મુરારી મુકંદ. ૧૯જયયજ્ઞના કારણરૂપ, નમું વેદાંત વેદ સ્વરૂપ; ધર્મસ્થાપનતમઅવતાર નમું રામને વારંવાર. ૨૦ એમ સ્તુતિ કરી હનુમંત, સુણીપ્ર-સન્ન થયા ભગવંત; સ્નેહ ઉપન્યો શ્રી રઘુનાથ; ચાંપ્યો મા-રૂતી રૂદયા સાથ. ૨૧ એમ હરિહર ભેટયા જય રે, જયજયકાર કર્યો સુર ત્યારે; દીધી રઘુપતિયે આશીશ, ચિરંજીવી તું રહે-જે કપીશ. ૨૨ તપે રવિ શશિજ્યાંલગીધરણી, વળીવેદવિધી કહે વરણી, રહેજે અક્ષય ત્યાં લગી તુંય, સત્ય વચન કહુંછું હુંય. ૨૩ અવતાર અંશ તું હરનો, તું છેભાગઅમારા ચરનો થયો અંજની કર્મસંભુત, તારૂં વાધજો બળ અદભુત. ૨૪એ-વાં વચન સુણી હનુમંત, ઘણું સુખ પામ્યો બળવંત પછીલ-ક્ષમણને પાયેલાગ્યો; નિજસ્વામીઅનુરાગ્યો. ૨૫લાગ્યોચાં-પવા રામના ચર્ણ, કહ્યું નિજદુખ અશરણશર્ણ; હનુમંતકહે-

જુગદીશ, છે સુગ્રીવ કપીનો ઈશ. ૨૬ પેલા રૂષિમુક પરવત માંહે; વાળીના ભયથી રહે ત્યાંહે; તેને આપો અભય વરદાન, પોતાનો તે કેરો ભગવાન. ૨૭ તેસુમિત્રી કરોમહારાજ, તેથી સરશે આપણું કાજ; રામ કહે સુણ હો હનુમંત, એવોસુગ્રીવ છે બળવંત. ૨૮ વાળી સાથે થયું કેમ વેર, એનાં માત પિતા કોણ પેર; વાળી સુગ્રીવની ઉતપત્ય, મુજને સંભળાવો, સત્ય. ૨૯ સુગ્રીવને છેશું દુઃખ, કેમ રહેવાયું છે રૂષીમુક; અથથી સહુ વિસ્તાર, મુજને, કહો, વાયુકુમાર. ૩૦ વલણ--વાયુકુમાર તે કહો મુજને, કેમ પ્રગટયા એ બળવંતરે; એવાં વચન રઘુપતિનાં સાંભળી, પછે બોલ્યા કપી હનુમંતરે. ૩૧ઇતિશ્રી રામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંકિષ્કિંધાકાંડેશ્રીરામ ચંદ્રહનુમાનસમાગમોનામદ્વિતિયોધ્યાયઃ ૨

## અધ્યાય ૩

રાગ ચોપાઈ.—કહે હનુમંત સુણો ભગવાન, એક સમે ધરતા વિધી ધ્યાન; (ત્યારે) આવ્યો મનમાં પ્રેમ અપાર; અશ્રુ બિંદુ પડયો તે વાર. ૧ (તેથી) વાનર એક પ્રગટયો તે ઠામ, રૂક્ષરાજ કપી તેનું નામ; તે વિધીને વહાલો ઘણું ત્યાંહે ફરતો હીંડે ઉપવન માંહે. ૨ (તે) એક સમે આવ્યો કૈલાશ, (ત્યાં) સુંદર સરોવર છે સુખરાશ; (છે) પારવતીનો દુસ્તર શ્રાપ, જો તે પુરૂષ જળ સ્પરશે આપ ૩ પુરૂષ ટળીને થાય પ્રેમદા, રૂક્ષરાજ ત્યાં રહયો તદા, તતક્ષણ નર ફીટી થયો નાર, સુંદર તેણ અતિ સકુમાર. ૪ રંભા થકી છે અદભુત રૂપ, તન

મંડિત અલંકાર અનુપ; સુંદર અંગ આભુષણ ચીર, (તે) નારી ઉભી સરોવર તીર. ૫ (ત્યારે) જતા હતા કયાંય ઈન્દ્ર ને રવિ, તેણે દીઠી નારી અભિનવી; તે મોહ પામી ઉતર્યા નર્પે, ધીરજ ગઈ ખળિયો કંદર્પ. ૬ તે સ્ત્રિની ઊપર પડયું એમ, પાછા વળી ગયા લાજ્યા દેવ; શુક્ર સુરજનું ગ્રીવાએ અડયું, હવે ઇન્દ્રનું વીર્ય મસ્તકે પડયું. ૭ તેથી બે પુત્ર થયા તતકાળ, વાનર વેશ પ્રચંડ વિશાળ; (ત્યારે) બ્રહ્માને થઈ ચિંતા ઘણી, કરી પ્રાર્થના ઉમયા તણી. ૮ થયાં પ્રસન્ન પારવતિ તદા, રૂક્ષરાજ નર કીધો જદા; પછી તેડી રૂક્ષને સહિત કુમાર, વિધી આવ્યા મૃતલોક મોઝાર. ૯ પર્વત રૂષિમુક પાસ વિશેક રચ્યું નગર કિષ્કિંધા એક; રૂક્ષરાજને આપ્યુ તેહ, થાપ્યો ભુપ કરી વિધીયે એહ. ૧૦ બન્યો પુત્રનાં પાડયાં નામ, વિધી ગયા સત્યલોકજ ધામ; વાસવ વીર્ય શીશ અનુસર્યું, વાળી નામ તે સુતનું ધર્યું ૧૧ પડયો સુરજનો ગ્રીવાયે કામ, તેનું પાડયું સુગ્રીવ નામ; ઘણા દિવસ એમ કરતાં ગયા, પુત્ર બન્યો તે પ્રૌઢા થયા. ૧૨ વાળીને સોંપ્યું સહુ રાજ, ગયો રૂક્ષ તપ કરવા કાજ; મય કન્યા તારા શુભમતી, તે પરણ્યો વાળી મહા સતી. ૧૩ સુક્ષેણ કન્યા રૂમા જેહ, સુગ્રીવ સુંદરી પરણ્યો તેહ, મોટા વાળી લઘુ સુગ્રીવ, કરે રાજ સુખ બળના શીવ. ૧૪ ત્યારે ઈન્દ્ર આવી તતકાળ, વાળીને ઘાલી જય માળ; રણમાં સદા વિજય કહેવાય, સનમુખ શત્રુ નિરબળ થાય. ૧૫ સુરજ આવ્યા સુગ્રીવ કને; સુગ્રીવ પાસે શોંપ્યો મને; મારા ગુરૂ સુરજ પરકાશ, આજ્ઞા માની

રહ્યો હું પાસ. ૧૬ સંભાળજે તું અને સદા, એમ કહી ગયા દિનકર તદા; પછે વાળીને સુત અંગદ થયો, મહા બળિયો તારાનો જયો. ૧૭ (દોહરા.) હનુમંત કહે રઘુપતિ સુણો, રાજીવલોચનરામ; એક મહિષાસુરનો દીકરો, દુંદુભી તેનું નામ. ૧૮ મહા બળિયો તે અસુર થયો, ફરતો પૃથ્વી માંહે; કોઈ જોધો તેને મળ્યો નહિ, જુદ્ધ કરવાને ત્યાંહે. ૧૯ પછી જમરાજા પાસે ગયો, કહે જુદ્ધ કરો મુજ સાથ; કે વઢનારો દેખાડ કો, ચળવળે છે મુજ હાથ. ૨૦ ત્યારે દુંદભીને જમરાજ કહે, તું જા કિષ્કિંધા માંહે; તુજ સાથે વઢશે કપી, વાળી રહેછે ત્યાંહે. ૨૧ એવું જાણી કિષ્કિંધા આવિયો, રજનિચર તેણીવાર; સિંહનાદ કરી પ્રૌઢો થયો, સત જોજન વિસ્તાર. ૨૨ તે નાદ સાંભળી વાળીને, ચઢીયો મનમાં કરોધ; તતક્ષણ સનમુખ આવિયો, જુદ્ધ કરવાને જોધ. ૨૩ બળવંત વીર બે બાઝિયા, મલ્લજુદ્ધ કરતા ત્યાંહે; એક મુષ્ટી મારી વાળિયે, દુંદભીના શિર માંહે. ૨૪ તે અશુર ભુમિ ઢળી પડયો, ત્યારે કીધો પાદુ પ્રહાર; દુંદભી મ્રત્યુ પામીયો, પ્રાણ ગયા તેણીવાર. ૨૫ પછી ચરણ ઝાલી તે શબ તણા, ઉછાળ્યું નભ માંહે; મૃતક દેહ આવી પડયો, રૂષિમુક પરવત જ્યાંહે. ૨૬ ઘણા રૂષિ રહેછે તિહાં, પામ્યા મન પરિતાપ; સહુમાં મુખ્ય માંતંગ મુનિ, તેણે દીધો શ્રાપ. ૨૭ જેણે કર્મ આવું કર્યું, તે આવે પરવત માંહે; બળિને ભસ્મ થજો તદા, એવું બોલ્યા ત્યાંહે. ૨૮ (માટે) વાળિયે નવ જવાય ત્યાં, રૂષિપુક પરવત માંહે; તે દિનનું તન અસુરનું, ખોખું

પડિયું ત્યાંહે. ૨૯ તે કરંક ઉપર ઉગિયા, સપ્ત તાડ તરૂ જેહ; એક દિવસ માતંગ મુનિ, મળ્યા વાળિને તેહ. ૩૦ પાયે લાગી પુછીયું, કહો મુજને મુનિદેવ; કોને હાથે મરણ મુજ, થાશે નિશ્ચે એવ, ૩૧ મુનિ કહે સુણ વાળિ તું, કહું તુજ સાચો બોલ; કરંક ઉપર ઉગિયો; સપ્ત તાડ થઈ ગોળ. ૩૨ તે વિંધે એક બાણથી, એવો બળિયો જેહ; તે નર તુજને મારશે, સત્ય માનજે એહ. ૩૩ એવું કહી મુનિવર ગયા, સાંભળો શ્રી રઘુરાય; (હવે) વૈર થયું બે વીરને, તેની કહું કથાય ૩૪ વલણ.--તેની કહું કથાય, જેમ વૈર થયું બે વીરને; તે સુણતાં સંદેહ જાય, હનુમંત કહે રણધીરને. ૩૫ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંકિષ્કિંધાકાંડે શ્રીરામચંદ્રહનુમાનસંવાદેવાળીસુગ્રીવયોરૂત્પત્તિકથનંનામતૃતિયોધ્યાય: ૩

## અધ્યાય ૪

રાગ સામેરી—અંજનીસુત કહે સાંભળો, તમો સ્વામી શ્રી મહારાજ; સુગ્રીવ વાળી કિષ્કિંધામાં, કરતા નિરભયરાજ. ૧ ત્યારે દુંદભીનો પુત્ર કહિયે, મયાસુર તેનું નામ; તે પિતા કેરૂં વૈર લેવા, આવ્યો તેણે ઠામ. ૨ તેણે વાળિ સાથે યુદ્ધ કર્યું, પછે હારિયો રણમાંય; એક વિવરમાં પાતાળ મારગ, નાસી પેઠા ત્યાંય. ૩ તે અસુરની પુંઠે થયા, સુગ્રીવ વાળી વીર; તે ગુફા માંહે પેઠો, વાળી યુદ્ધ કરવા ધીર. ૪ તે વિવરને મુખે રહયો સુગ્રીવ, રક્ષા કરવા પુંઠ; માંહે બન્યો બળિયા યુદ્ધ કરે, મારે પરસ્પર મુંઠ. ૫ એમ ઘણા દિન

ત્યાં વહિ ગયા, નવ મરણ પામ્યો તેહ; ત્યારે શુનું દેખી આવ્યા પુરમાં. યક્ષ કિન્નર જેહ. ૬ ઉજાડવા લાગ્યા નગર. સુગ્રીવે જાણી વાત; ત્યારે ગુફાને મુખ ઢાંકીયો એક, પ્રૌઢ ગિરી વિખ્યાત. ૭ સુગ્રીવ આવ્યો નગરમાં, કર્યા યક્ષકિન્નર દુર; વીશ માસ વિતી ગયા, નવ આવ્યો વાળી શુર. ૮ ત્યારે સરવ જાણ્યું મુવો વાળી, થયું વિપરીત કાજ; પ્રજા પ્રધાને મળી બેસાડયો, સુગ્રીવને ત્યાં રાજ. ૯ પછે વીસ માસે વાળીયે, માર્યો નિશીચર ભુર; આવ્યો ગુફાને બારણે, ગિરી ઢાંકયો દીઠો શુર. ૧૦ સુગ્રીવને દીઠો નહિ ત્યારે, ચઢયો મનમાં ક્રોધ; એ બંધુ મુજને ગયો મુકી, ન કરી મારી શોધ. ૧૧ એ વીર શાનો વૈરી મારો, ધાર્યું વિપરીત કામ; મને મુવો જાણીનગરમાં જઈ બેઠો કરવા રાજ. ૧૨ એણે કામ શત્રુનુ કર્યું, મુજ લાજ લોપી સુખ; હવે તજું એને સર્વથા, નવ જોઉં એનું મુખ ૧૩ દેશ તજીયે દયાવિણ, સ્નેહ રહિત બંધુ મિત્ર; ગુરૂજ્ઞાન હીણ કુમુંખી નારી, તે તજીયે અપવિત્ર. ૧૪ એવું વિચારીને ધાયો વાળી શસ્ત્ર લેઈને શુર; સુગ્રીવને મારવા આવ્યો. નગરમાં બળપુર. ૧૫ સુગ્રીવ નાઠો ત્યાં થકી, નળ નીલ જાંબુવંત; હું સહિત સાથે આવ્યા, રૂષિમુક પરવત અંત. ૧૫ સુગ્રીવને હણવા તદા ધાયો, પુંઠે લીધી વાટ; નવ અવાયું પરવતવિષે, મુનિશ્રાપના ભય માટ. ૧૮ છે બળે બત્યો બરોબર, સુગ્રીવ વાળી રાય; પણ વિજયમાળા કંઠમાં. તેણે કરી નવ જીતાય. ૧૮ પછે નગરમાં વાળી રહયો, નિજ રાજ કરતો તેહ, સુગ્રીવની સ્ત્રી ઘેર

રાખી રૂમા નામે જેહ. ૧૯ તે દિવસનો સુગ્રીવ દુઃખી, રહેછે ગિરી મોઝાર; અમો ચાર જણા પાસે રહ્યા, છું કરવા એની સાર. ૨૦એ પ્રકારે થયું વૈર જે, સુગ્રીવ વાળી વીર; એ ઉત્પત્તિ તમને કહી, રઘુપતિ શ્યામશરીર. ૨૧ સુગ્રીવ મેળવ્ય મુજને, રઘુવીર કહે હનુમંત; કરાવ્ય મિત્રિ એની સાથે, વાયુ પુત્ર બળવંત. ૨૨ એના શત્રુને મારી કરીને, અપાવું નિજ નાર; રાજ્યાસન સુગ્રીવને હું, બેસાડું નિરધાર. ૨૩ હનુમંત એવું સાંભળીને, ગયા સુગ્રીવ પાસ; વૃત્તાંત સહુ માંડી કહયો, એ રામ છે અવિનાશ. ૨૪ તે વચન સુણીને સુરજનંદન, પામિયો આનંદ; ધન્ય વાર તું હનુમંત મુજને, મેળવ્યા જગવંદ. ૨૫ અનેક વાનર સાથ સુગ્રીવ, આવ્યો તેણીવાર; સાષ્ટાંગ કરી રઘુવીર ચરણે, નમ્યો ભાનું કુમાર. ૨૬ બે કર ગ્રહી સુગરિવને, ઉઠાડયો રઘુનાથ; હૃદય સાથે ચાંપીયો, મેલ્યો મસ્તકે હાથ. ૨૭ મળી સ્વસ્થ થઇ બેઠા પછે, સુગરિવ ને રઘુરાય; વાનર સભા જોઈ રામને, મનમાં હરખ ન માય. ૨૮ પછે અગ્નિ ત્યાં ચેતાવિયો, મારૂતીએ તેણે ઠામ; બે પાસ બેહુ બેસાડીઆ, સુગરિવને શ્રીરામ. ૨૯ અગ્નિકેરી સાક્ષિયે, પછે કર્યો મિત્રાચાર; કપી સરવે હરખ પામ્યા, થયો જયજયકાર. ૩૦ રામ કહે સ્ત્રી ને રાજ અપાવું, મારૂં વાળી કીશ; કહે સુગરિવ સીતા શોધ મંગાવું મારી ને દશ શિશ. ૩૧ પછે સુગરિવ તેડી ચાલિયો, સૌમિત્રિ શ્રી રઘુનાથ; રૂષિમુક પરવત આવિને, મળિ બેઠા સરવે સાથ. ૩૨ એક મનોહર મંડપ રચ્યો

કર્યું સભા કેરૂં કામ; એક સુંદર આસન રચિને, બેસાડયા શ્રી રામ ૩૩ સુગરિવ કહે એક રાક્ષસ, સુંદર નારી સંગ; આકાશ મારગ લઈ જતો, તે દીઠો અમો શ્રીરંગ. ૩૪ ઘણું રૂદન કરતાં કામની, તેણે દીઠા અમને આંહે; ત્યારે ચીર પદરે બાંધી ભુષણ, નાખીયાં ગિરિ માંહે. ૩૫ રઘુવર કહે તે લાવો કયાંછે, જોઉં એ અલંકાર; સીતા મળ્યા સમ થશે મુજને, માનીશ હું ઉપકાર. ૩૬ હનુમંતજીએ લાવી આપ્યાં, ભુષણ ને પટચીર; તે રૂદે સાથે ચાંપીને, ગદગદ થયા રઘુવીર. ૩૭ પછે સીતાને વિરહે કરી, ઘણું રૂદન કરતા રામ; રઘુવીર રોતાં સરવે રોયા, થયો શોક સમાન, ૩૮ સુગરિવ આપે ધીરજ બહુ, એમ ના કીજે નાથ; શોધ મંગાવું સીતાની, મુજ સંગ બળિયો સાથ. ૩૯ જો જાનકી નવ મેળવું તો, શુણો શારંગપાણ; તો કલ્પ શુધી નરકમાં, હું પડું નિશ્ચે જાણ. ૪૦ નળ નીળ જાંબુવાન બળી, હનુમંતજી મુજ સાહે; ભુગોળ ઊંધું કરી નાંખે. કાળને કર સાહે. ૪૧ એવાં વચન સુણી સુગરિવનાં, પછે બોલીયા રઘુપત્ય; શુણ કપીપતી હું કરૂં પ્રતિજ્ઞા, માનજે તું સત્ય. ૪૨ તુને રાજ સ્ત્રી આપ્યા વિના, જો મંગાવું પરિશોધ; મને આણ દશરથરાયની, એ પ્રતિજ્ઞા અવિરોધ. ૪૩ એમ પરસ્પર આપિયાં વચન, આનંદીયો સહુસાથ; હનુમંત આદે કપિ સરવે, સેવતા રઘુનાથ. ૪૪ વલણ—શેવતા શ્રી રઘુવીરને, જે કપિ મોટા બળવાનરે; એ રામ લક્ષમણ રૂપિમુક સંતોષ્યા માનવંતરે. ૪૫ ઇતિશ્રી રામચરિત્રેસંમતવાલ્મિકી

નાટકધારાયાંકિષ્કિંધાકાંડે શ્રીરામસુગરિવયો મૈત્રિકરણાત્‌- રૂષ્યમુકાગમનંનામચતુર્થોધ્યાયઃ ૪

## અધ્યાય ૫.

રાગ મારૂ ---પ્રતિજ્ઞા કરી અન્યોઅન્ય, પછે બોલ્યા શ્રી રામવચન;સુણસુગરિવતું મુજ વાણ, મારૂં વાળીનેએકબાણ. ૧ ત્યારે સુગરિવ કહે મહારાજ, વાળી વધ એમ નહી થાય આજ; પેલા સપ્ત તાડ એક બાણ, જે કો વિંધે પુરૂષ પ્રમાણ. ૨ તેથી વાળી એ નિશ્ચે મરે, બ્રહ્માદિકથી તે નવ ઊગરે; તવ બાણ મૂક્યું રઘુવીર, વિંધ્યા સપ્ત તાડ રણધીર. ૩ મારી ખોખાને ઠોકર ચરણ,ઊડી પડ્યું દિગાંતર ધરણ;પછે સુગરિવને કહે રામ, તેવે કર વાળી સાથે સંગ્રામ. ૪ તુજ પુંઠે આવુ છું હુંય, મન ભય નવ રાખીશ તુંય; બંન્યો બંધુ છે રૂપે સમાન,વિચાર્યું એમ શ્રીભગવાન. ૫ઓળખવાને સુગરિવનું રૂપ, ઘાલી માળ ત્રિભોવન ભુપ; પછે આજ્ઞા આપી શ્રી રંગ, ચાલ્યો સુગરિવ પામી ઉમંગ. ૬ કરી ગર્જનાજક્ષ પુર પાસ, પડ્યો સરવ નગરને ત્રાસ; જાણ્યું વાળી મહાબળ, શીદ્ર આવ્યો જુદ્ધ કરવા સુગરિવ. ૭ તે સુણીને ઉઠયો તતકાળ, ગ્રહી હસ્તમાં ગદા વિશાળ; તે સમે આવી તારા રાણી, બોલી કર જોડીને વાણી. ૮ સ્વામી સાંભળો મુજ વચન, જુઓ વાત વિચારી મન; યુદ્ધ કરવા જશો નહિ આજ, કાંઈ કારણ છે મહારાજ. ૯ આટલા દિન સુગરિવ વીર, તમથી ડરતો રણધીર; ભય પામી ન આવતો આંહે,રહ્યા કાયર થઈ ગિરિમાંહે.

૧૦ આજ યુદ્ધ કરવાને આવ્યો, એટલુ બળ કયાં થકી લાવ્યો; કોઈ જોધ મળ્યો એને આજ, પામ્યો પક્ષ મોટા થયું કાજ. ૧૧ બાકી એનું શું બળમાન, થયો તેને બળે બળવાન; મેં સુણી છે એવી વાત, રાય દશરથ ઘેર સાક્ષાત. ૧૨ ત્યાં જન્મ ધર્યો જુગદીશ, બ્રહ્મપૂરણ માયા ઈશ; પાળવાને પિતાનું વચન, તે પ્રભુ નિકળ્યા છે વન. ૧૩ સીતા સુંદરી તેની વરીશ, ગયો હરણ કરી દશશિષ; તેનો શોધ કરતાં વન માંહે, રામ લક્ષમણ આવ્યા આંહે. ૧૪ મળ્યો સુગરીવ તે નિરધાર, તે સાથે કર્યો મિત્રાચાર; પ્રભુની પ્રેરણાએ પ્રબુધ, આવ્યો સુગરીવ કરવા યુદ્ધ ૧૫ તે માટે ત્યાં જશો નહીં નાથ, જીતશો નહીં સુગરીવ સાથ; નિશ્ચે મારશે તમને રામ, છે સમરથ પૂરણ કામ. ૧૬ જેના ભય થકી કંપે કાળ, જેની આજ્ઞા માને લોકપાળ; તે પ્રભુએ ધર્યો અવતાર, ઉતારવાને ભુમિનો ભાર. ૧૭ ધર્મસ્થાપન કરવા કાજ, ફરે ભુતળમાં મહારાજ માટે માનો મારૂં વચન, જો કુશલ ઈચ્છો સ્વામિન. ૧૮ સાંભળી તારાની એવી વાણી, બોલ્યો વાળી અહંતા આણી; જયમાળ મારે છે ગ્રીવ, મને નહિં જીતે સુગરીવ. ૧૯ અમો બે બંધુને વિરોધ, શું કરવા રામ કરશે ક્રોધ; ન કર્યો તેમનો અપરાધ, શું કરવા મને હણશે સાધ. ૨૦ ધર્મસ્થાપન પૂરણબ્રહ્મ, તે કયમ કરશે અધર્મ; જો એ પ્રભુ હશે પ્રત્યચ, કદાપિ એની કરશે પક્ષ. ૨૧ વિના વિરોધ એ નિષ્કામ, શું કરવા મને મારશે રામ; જો મને હણશે રઘુપત્ય. નિશ્ચે પામિશ હું સદગત્ય. ૨૨ હરિ હાથે મરણ સં-

બંધ, છુટશે જનમ મરણના બંધ; તે માટે સાંભળ સતી એહ બંન્ને વાતે નિઃસંદેહ. ૨૩ નથી સુગરીવનો કાંઈભાર,ક્ષણમાંહે મનાવું હાર; પ્રભુથી ભવનું દુઃખ વામું, રામહાથે પરમપદ પામું. ૨૪ સુણ સાધવી ચિંતામૂકી,નથીબોલતોહુકાંઈ ચુકી એવું કહીને ઈંદ્રકુમાર, આવ્યો યુદ્ધ કરવા પુર બહાર. ૨૫

વલણ—પુર બાહર આવી યુદ્ધ આરંભ્યુ, બન્ને બળિયા વીરરે; એક એકને મારે ગદા, નવ હાર પામે કો ધીરરે. ૨૬ ઈ-તિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં કિષ્કિંધાકાંડ સપ્તતાડવિભેદનાતતારાવાલિવિબોધનંનામપંચમો અધ્યા.

## અધ્યાય ૬

રાગ મારૂ—પછી વાળી ક્રોધે ગડગડિઓ, સુગરિવ ઉપર રીસે ચઢિયો; બાઝ્યા બન્ને વીર બળવંત. રોસે રાતા અધર ડશે દંત. ૧ ગદા મૂકીને બન્ને વીર, મલ્લ યુદ્ધકરેરણધીર; મુ-ષ્ઠી પ્રહાર કરે પદ ઘાય, શીશે શીષ કુટે મહાકાય. ૨ પદપ્રહારે ધ્રુજે છે ધર્ણ, થયો સૂરજ ધુંધળવર્ણ; કંપ્યાદિગ્ગજસ્સરકયો શેષ. ભય પામ્યા તે અમર અશેષ. ૩ જેવા મેરૂ ને મંદ્રાચળ, એવા છે કપિ સ્થળસબળ; પરછંદાપડેપડવાય,દારૂણયુદ્ધ કો-ઈએ નવ જોવાય. ૪ કરે વાલિ સુગરિવ સંગ્રામ,હાહાકારથયેછ તે ઠામ; વિજયમાળ વાલિને ગ્રીવ, તેથી હાર પામ્યો સુગરીવ ૫ બળ ક્ષીણ થયું તેનીવાર, સુગરીવે સેહેવાતો નથી માર; થયો દુઃખિયો જાણે આવ્યું મરણ,ઉઠેબેસેપડેછેધર્ણ. ૬ ત્યારે સુગરીવે સમર્યા શ્રી રામ, વારે ધાજયો તે સુંદરશ્યામ; તે સુ-

ણીને આવ્યા રઘુવીર, સાથે લક્ષ્મણજી રણધીર. ૭ જુવે રામ લક્ષ્મણ રહી દૂર, બળ અતુલિત વાળિ શૂર; દીઠો સુગરિવ પામ્યો હાર, બળ ક્ષીણ થયું નિરધાર. ૮ વિજયમાળ તણો મહિમાય, દ્રષ્ટિયે બળ હરણજ થાય; વાલિ સન્મુખ રહેજે કોય તેનું બળ આકર્ષણ હોય. ૯ એમ જાણ્યું શ્રી ભગવંત, કપટે આણું વાળિનો અંત; છે કરતું અકરતું સમર્થ, તોપણ તરનથી કરતા વ્યર્થ. ૧૦ પછે કોપ્યા પુરૂષ પુરાણ, કર્યું ધનુષે શર સંધાણ; તરૂ ઓઠે રહી ભગવન, માર્યું બાણ વાલિને તન. ૧૧ રૂદે ભેદ્યું ને બાણ કરાળ, તેણે વાલિ પડ્યો તતકાળ; ત્યારેપાસે આવ્યા રઘુવીર, કપી સહિત સુમિત્રી ધીર. ૧૨ વલિયે તવ દીઠા રામ, કોટી કંદર્પ સુંદરશ્યામ; રાખી ધીરજ બોલ્યો વચન. વાલિ કહે સુણો શ્રી ભગવન, ૧૩ પ્રભુ પ્રગટ્યા રઘુકુળ માંહે, ધર્મ સ્થાપવા આવ્યા આંહે; આવું કરવું અનુચિત કામ તમને ન ઘટે હે રામ. ૧૪ છળભેદ કરીને મને માર્યો, ગયો ક્ષત્રીધર્મ તમારો; એક પત્નીવૃત કરો અન્ય, આજ વરી અપકીર્તિ કન્ય. ૧૫ સત્યવંત પ્રતાપી ધીર, રણ પંડિત છો રઘુવીર; ભેદ્યું કપટ કરી મુજ તન; લાગ્યું રવિકુળમાં લંછન ૧૬ એવું કર્મ કર્યું રઘુરાય, અપકીર્તિ ત્રિલોકમાં થાય; જેમ મૃગને મારે કિરાન, તમો એમ કર્યું જગતાત. ૧૭ મનેમારતો તો ચેતાવી, તો હું જાણત જાત જે ફાવી; રામ કહે અલ્યા પારધી જેહ; ક્યાં મારે મૃગ ચેતાવી તેહ. ૧૮ તું ન હોય કંઈ યોદ્ધો વીર, કપિ વનચર જાત અધીર; છું વનચર પણ મારાં

કર્મ,છેવિદિતત્રિલોકમાંપર્મ.૧૯તમોકર્ત્તાઅકર્ત્તાસમર્થ, તમ આગળ મુજ બધા વ્યર્થ; પણ અધરમ શો હતો મારો, જુઓ ધરમવિચારી તમારો.૨૦ ધર્મ સ્થાપનતમ અવતાર, મને માર્યો એધર્મ અપાર;રામ કહે સત્ય વૃતછે મારૂં,વિના અધરમ કોને ન મારૂં. ૨૧ રાખી અનુજ વધુ તે પર્મ, એથી બીજો કયોરે અધર્મ; રૂમા રામા સુગરિવની જેહ, લાગ્યું પાપ તે ભોગવ્યું એહ. ૨૨ તે માટે મેં તુજને માર્યો, મોટોઅધરમ એહ વિચાર્યો;વાલિ કહેતમો સુગરિવ સાથ, એસુ મિત્રિકરી રઘુનાથ.૨૩મનેમલ્યાહોતમહારાજ.તો હું કરત તમારૂં કાજ; જઈ રાવણ મારત રણમાં, સીતાને લાવત એક ક્ષણમાં. ૨૪ એ રાવણ મારો ચોર, સુણો કઉશલરાજકિશોર; મેં બગલમાં ઘાલ્યો એને, પુત્ર પારણે બાંધ્યો જેને. ૨૫ એ માં શું કરવું તું કાજ. એને બાંધીને લાવત આજ; પણ ભલું થયું આચરણ, તમ હાથે હું પામ્યો મરણ. ૨૬ મારા ભાગ્ય તણો નહીં પાર, મારાં પુરવ પુન્ય અપાર; સુણીપ્રસન્ન થયા રઘુરાજ, વાલી જી-વાડું હું તુજને આજ ૨૭તને આપું જીવિતદાન,માગ્યમાગ્ય કપિ વરદાન; વાલી કહે સુણીએ રઘુરાય,આવું મરણ ફરી નવ થાય. ૨૮ અંતકાળની સારૂ જોગી, કરે ભજન બ્રહ્મરસ ભોગી અંતે પામે તે મોક્ષ નીદાન, પણ પાસે કયાંથી ભગવાન. ૨૯ દ્રષ્ટિગોચરતેપ્રભુ આજ,મારી પાસેઉભાછો મહારાજ;આથી લાભબીજો ધરી મન,કોણ કારણરાખું તન,૩૦ ધન્ય સુગરિવ બંધુ વીર. મને મેળવ્યા શ્રીરઘુવીર,ન હોય વીરગુરૂ તું મારો,

ઉપકાર શો માનીશ તારો. ૩૧ કરાવ્યું રામનું દરશન, અપાવી ગતિ મુજને ધન્ય, સુણુ બંધવ ચતુરસુજાણ, હું મુકું છું મારા પ્રાણ. ૩૨ હવે કરજે તું નગરનું રાજ, અંગદને આપજે યુવરાજ; એવું કહી કાઢી કંઠેથી માળ, ઘાલી સુગ્રીવને વિજય માળ. ૩૩ સુણો રઘુપતી દીનદયાળ, મુજ પુત્યની કરજો સંભાળ છો ભકતવત્સલ શ્રી રંગ, અંગદ છે તમારે ઉછંગ. ૩૪ એવું કહી રામ સાનિધ્ય જાણ, તજ્યા વાલીએ તતક્ષણ પ્રાણ; પામ્યો સદગતિ ઈન્દ્ર કુમાર, ગયો વૈકુંઠમાં તેણી વાર. ૩૫

વલણ—વૈકુંઠમાં તે ગયો વાલી, મુકયું રામની સાનિધ્ય તનરે; પછે તારા રાણી વાલી તણી, તે આવી કરતી રૂદનરે.

ઈતિશ્રીરામચરિત્રેસંમનવાલ્મિકીનાટકધારાયાંસુગ્રીવવાલીસંગ્રામેશ્રીરામેણવાલિવધોનામષષ્ઠોધ્યાય: ૬

## અધ્યાય ૭

રાગ સારંગ—હવે વાલી તણી રાણી છે તારા, સતી શિરોમણી જેહ; પછી અંગદ પુત્રને આગળ કરીને, રણમાં આવી તેહ ૧ ત્યારે કરજોડી રઘુવીરની પ્રત્યે, તારા બોલી વાણ; હવે એક બાણ મુકી મુજને, મારો સારંગપાણ. ૨ હે અયોધ્યાપતિ તમો મારા પતિને, શું કરવા માર્યો, હું પતિવૃતાને વિધવા કરી, શણગારજ મારો ઉતાર્યો. ૩ એમ કહી પછી વાલી પાસે, બેઠી તારા રાણી; વિવિધ પ્રકારે વિલાપ કરંતી, રોતી મધુર સ્વર તાણી. ૪ ત્યારે શ્રી રઘુપતિએ પાસે આવીને, તારાને સમજાવી; બાઈ શું કરવા કલ્પાત કરેછે, એ

લખીત વાત જે ભાવી. ૫ તું કોનો શોક કરે છે સુંદરી, કહે મુજને તે વચન; જો દેહનો શોક કરે તો, એ તુજ પાસે પડયું છે તન. ૬ અનિત્ય અશાશ્વત નાશવાન,એ પંચભુતનું શરીર; તે કર્માનુસારે થાયે જાય, તેનો શોક કરે નહિ ધીર. ૭ વળિ તું કહીશ હું આત્માને રડું છું, એ મોટો અવિવેક; અખંડ અજ અવિનાશી આત્મા, ચૈતન્ય દ્રષ્ટા એક. ૮ અપરિછિન્ન માટે એ પુરાણ, જાય ન આવે જેહ; દુઃખ રહિત માટે સુખસાગર, અમર આત્મા એહ, ૯ તે માટે બે એ મધ્યે જેનો, શોક કરે તે ફોક; નાશવંતનુ દુઃખ શું ધરવું,અખંડનો શો શોક. ૧૦ એમ રામે તારાને ઉપદેશી, પ્રતિબોધ બહુ દીધો; રામ વચને અગસ્તે શોકનો, સીંધુ શોષી લીધો. ૧૧ પછી તારા સમજી પાય લાગી, રઘુપતિને તેણીવાર; મસ્તક કર મુકીને વળતા, બોલ્યા જગદાધાર. ૧૨ અરે તારા સુગરિવને વર, તુજ રહેશે સત્ય પ્રમાણ; મુજ આજ્ઞાએ પતિવૃત તારૂં, નહિ ભાગે નિરવાણ. ૧૩ કોઇએ નહિ કરે નિંદા તારી, માટે વચન મુજ પાળ: પછે સુગરિવને તે તારા સોંપી, નંખાવી છે વરમાળ. ૧૪ એમ દેવચરિત્ર છે ઘણાં અટપટાં, અઘટઘટાવે જેહ; એ જોઈ કો અન્ય મનુષ્ય કરે તો, પડે નરકમાં તેહ. ૧૫ જળ ઉપર જેણે પૃથ્વી રાખી, સ્થંભ વિના આકાશ: એવા પ્રભુ છે એક સ્વતંત્રજ, અખંડ અજીત અવિનાશ. ૧૬ તે પ્રભુ કરે કરાવે કરતવ, તે થાય સત્ય પ્રમાણ; તે જોઈને કો અન્ય કરે-તો, નરક પડે નિરવાણ. ૧૭ પછી તારાને પટરાણી કરીને, સોંપી

સુગરીવને હાથ; પછી સુગ્રીવ પાસે વાલી કેરી, કરાવી ક્રિયા રઘુનાથ. ૧૯ વળી અંગદને પોતાનો કર્યો, શિર હસ્ત મુકયો રઘુવીર; હવે સુગ્રીવને કહે જાઓ નગરમાં, રાજ્ય કરો મતિ-ધીર. ૨૦ અમો ઋષિમુક ઉપર રહી ગાળીશું, ચોમાસું ચાર માસ, ત્યારે સુગ્રીવ કહે પ્રભુ તમો પધારો, પ્હોંચે મારી આશ. ૨૧ સુણો મિત્ર મુજ ભાઈ ભરત તે. ભોગવે છે વનવાસ; ત્યારે હું કેમ પુરમાં પ્રવેશ કરૂં, દુઃખ જોઈ થયોછું ઉદાસ. ૨૨ જેમ નાના બાળકને મુકીને, વિદેશે જાએ માત; તેમ હું આવ્યોછું એનેમુકી, પુન્ય પવિત્રએ ભ્રાત. ૨૩ પછી લક્ષ્મણને મોકલિયા પોતે, કિષ્કિંધા મોઝાર; રાજ્યાભિષેક કર્યો વિધીએ થકી, સુગ્રીવનો તેણીવાર. ૨૪ અંગદને સેનાપતિ થાપ્યો, વરત્યો જયજયકાર; સુગરિવ રાજ ચલાવે નિત્ય, રાજનિતિ વહેવાર. ૨૫ પછી ઋષિમુક ઉપર રામ રહ્યા છે, સાથે લક્ષ્મણવીર; શ્રી રઘુવીરની સેવા કરતા, અંજનીસુત રણધીર. ૨૬ એવે ગ્રીષ્મ રૂતુ વીતી ગઇ, આવ્યા ચોમાસાના દન; વિદ્યુત ચમકે, નભ ઘન ગાજે વરષે છે પરજન્ય. ૨૭ તરૂકુસુમિત શોભે નવ પલ્લવ, રમ્યગિરા ચોપાસ; મધુપનિ કર ગુંજારવ કરતા, લેતા મકરંદ વાસ. ૨૮ વાસ લેતા મધુકર ગુંજે, વૃષ્ટી અગણિત થાય; ત્યારે લક્ષ્મણને રઘુવીર દેખાડે, વૃષારૂતુ શોભાય. ૨૯ વલણ—

વૃષારૂતુની શોભા અદ્ભુત, ઘન ગાજે નભ માંહેરે; મોર કળા કરી નાચતા, બપૈયા બોલે ત્યાંહેરે. ૩૦ ઈતિશ્રીરામચરિત્રેસંમ-તવાલ્મિકીનાટકધારાયાં કિષ્કિંધાકાંડે તારાવિલાપે શ્રીરામે

ાગુશોકનિવાર્ણેસુગ્રીવરાજ્યાભિષેકોનામ સપ્તમોધ્યાયઃ ૭

# અધ્યાય ૮

રાગ મલ્હાર---રઘુવીર કહે તુ જોને લક્ષમણુ, વૃષારૂતુશોભાયરે; વનવેલી કુસુમિત બોલે, ત્રિવલ્લી શબ્દસુંદરથાયરે૧ દેખી વારીદ મોર નાચે, કરે મુદિત કળાયરે; જેમ વિરતીવંત હરિ ભક્તને દેખી, હરખ પામે કાયરે. ૨ ઘનમાંહે દમકે દામની જેમ, ખળ પ્રીત સ્થિર નવ રહે કયમરે; જેમ ઘનવરસે નીચો ઉતરી, જેમ વિદ્યા પામી બુધને નમેરે. ૩ અઘાત બુંદ ગિરિ સહે, ખળ વચન સાધુ જેમરે; લપટાયો કર્દમ ભૂમીપર, જીવને માયા તેમરે. ૪ નદી ક્ષુદ્ર ભરી ગભરાઈ ચાલી, જળ દશો દિશા જાયરે; જેમ સુક્ષમ ધન પામીને ખળ, અભિમાન કરી ઇતરાયરે. ૫ સમેટી જળ જયાં ત્યાં થકી તે, નીચી ભોમ્ય ભરાયરે; સદ્ગુણ સરવે સમેટી જેમ, સજ્જન રૂદયે સમાયરે. ૬ સર્વ સરિતા જળ મળિને, જળ નિધીમાં જાયરે; જેમ જીવ પામી હરી પદને. અચળ નિરભે થાયરે. ૭ હરિતભુમી તૃણસંકુલે, નવ જાણાયે પંથરે; પાખંડ વાદ તે કરિ થાયે, ગુપ્ત જેમ સદ્ગ્રંથરે. ૮ દાદુર ધુની ચોદિશ કરે, જાણે પઢે બટુક અનેકરે; નવપલ્લવ થયાં વિપટ જેમ; મળ્યાસાધકનેવિવેકરે ૯ થયા જવાસા પત્રહીણ જેમ, રૂડે રાજ્ય ખળઉદ્યમરે; કયાંય ધુળ ખોળી નવ જડે, તજે ક્રોધ ધરમી જેમરે. ૧૦ ભુમીશોભે શસ્ય સંપન્ન, જેવી ઉપકારીની સંપત્યરે. તેમ નિશામાં ખદ્યોત ચમકે, જેમ દંભિ સમાજ દુરમત્યરે. ૧૧ ચ્યારિઓ પુરી

ચાલે જળ, નવ રોકીયે નિરધારરે; જેમ ત્રોડી કુળ મરજાદ ત્રિયા, જ્યાં ત્યાં કરે વ્યભિચારરે. ૧૨ કૃષિ સુધારે કૃષિવંત જેમ મોહ મદ તજે બુધવંતરે; પછે શશ્ય નિરમળ થાય જેમ, જ્ઞાની શોભે મોહને અંતરે. ૧૩ પંથી મારગ પડે રપટી, મલીન અંબર થાયરે; જેમ અશુભ કરમે કરી સાધુ, વીષયમાં લેપાયરે. ૧૪ ત્યારે ચક્રવાક દેખાય નહીં, પામી કાળધર્મ પળાયરે વિવિધ જંતુ ભૂમી જેમ. રૂડે રાજ વૃદ્ધી પ્રજાયરે. ૧૫ ઉસર ભુમી તૃણુ ન જામે, જેમ હરીજન હૃદયે કામરે; પંથી જ્યાંત્યાં રોકાંયા. જેમ જ્ઞાનેંદ્રી દામરે. ૧૬ ક્યારે મારૂં પ્રબળ જ્યાં ત્યાંહી પ્રબળ મેઘને લઈ જાયરે; જેમ કપૂત આચરણ કરી, કુળ ધર્મ દુર પળાયરે. ૧૭ ક્યારે દીવસે ઘનઘટા વળી, ક્યારે પ્રગટે પતંગરે; જાય આવે જ્ઞાન જેમ, પામી કુસંગસુસંગરે. ૧૮ એમ વૃષારૂતુ વહિ ગઇ વળતી, આવી શરદ સુજાણુરે; અરે લક્ષ્માણ જોને સોભા, કહેછે રઘુપતિ વાણુરે. ૧૯ કાસ પુલ્યો સ્વેતરંગે ક્ષમા છાઈ તેમરે; વૃદ્ધા અવસ્થા વૃષારૂતુને, આવી શોભે જેમરે, ૨૦ અગસ્તપંથ ઉદે થયો. શોષવા માડયું વારરે: જેમ લોભના પરિતાપથી, સંતોષ જાયે સારરે. ૨૧ સરસરિતજળ સ્વાદિષ્ટ નિરમળ, શોભતું મહાભાગરે: જેમજ્ઞાનપામીમોહ મમતા, કરે જ્ઞાની ત્યાગરે, ૨૨ પ્રગટયાં ખંજન શરદમાં જેમ પામી સમય સુકૃતરે; પંકજ રહીત થઈ ધરા જેમ, તજે રાય અનીતરે. ૨૩ જળ અલપમાં થાએ વિકળ, મચ્છ પામે પરિતાપરે; બહુ કુટુંબીજનુ હીણુ ધન, તે પામે જેમ સંતાપરે,

૨૪ ઘન રહીત નિરમળ શોભતું, ઋતુ શરદમાં આકાશરે; નિરમળ હરીજન શોભતા જેમ, તજે વિષયની આશરે. ૨૫ કહુ વૃષ્ટી શરદ માંહે. અલપ થાએ મેહરે; જેમ કોઈક પામે ભક્તિ મારી, ભકત વિરલા જેહરે. ૨૬ તજી નગર ચાલ્યાનૃપ વણિક, તપાસ ભિખારી જાણુરે; હરિ ભક્તિ પામી ચાર આશ્રમ, તજે શ્રમ નિરવાણુરે. ૨૭ સુખી મચ્છનીર અગાધના, જેમ હરી શરણે જનરે; ફુલ્યાં કમળ શર શોભતું, જેમ બ્રહ્મ સર ગુણ ધન્યરે. ૨૮ દુખી ચક્રવાક નિશાગમન, ખળજોઈપર સંપત્યરે; અતિ તૃષાતુર ચાત્રુક દુખી, જેમશિવદ્રોહીનેવિપત્યરે. ૨૯ શરદ આપદ દિવસનો, હરે ઈન્દુ તો પરિતાપરે; જેમ સંતદરશનશરણથીથાય, સુકતત્રિવિધતાપરે. ૩૦ ચકોરસરવે ચંદ્ર નિરખે, જેમ હરી જુવે હરીજનરે; વીત્યા મશક હીમ ત્રાસથી, દ્વિજદ્રોહ કુળ નાશનરે. ૩૧ ભુમી જીવ વૃષા તણા તે, ગયા શરદ વીલાયરે; સદગુરૂ કૃપાએ જાય જેમ, સંશ ભરમ સમુદાયરે; એમ વૃષા રૂતુ વીતી ગઇ, આવી નીરમળ શરદ પ્રભુધરે; અરે બાપ લક્ષ્મણ સીતાની, હજી ન પામ્યા કાંઇ શુદ્ધરે. ૩૩ વલણ--કંઈ શુદ્ધ ન પામ્યા સીતાની, આવી શરદરૂતુ પાવનરે; એમ વીરહે વ્યાકુળ થયા વળતા, રઘુપતિ શોચેમનરે. ૩૪ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારા ચાંકિષ્કિંધાકાંડેવરષાશરદરૂતુવર્ણનંનામઅષ્ટમોધ્યાયઃ ૮

## અધ્યાય ૯

રાગ મારૂ--ગયા ચોમાસાના દન, આવી શરદઋતુપાવન;

લક્ષમણને કહેછે રામ, ભૂલ્યો સુગરીવ આપણું કામ. ૧ થયો રાજયમદે કરી માતો, નારી સંગ વિશે રંગ રાતો; તારા રૂમા મળી રૂપવાન, ભોગે કરીયાસબપાન, ૨ પામ્યુંચિત્તવિષય માં લીન, થયો મરકટ તેને આધીન; એને કરવો ઘટે શિક્ષાય, આપણો એ મિત્ર કહેવાય. ૩ ચાલે કુપંથ સજન જેહ; લાવીએ સદામારગ તેહ; માટે લક્ષમણ જા તું ત્યાંહે, તેડી લાવ્ય સુગરીવને આંહે. ૪ જો ન માને વચન કપિરાય, તો કરજે એને સીક્ષાય; એ ભૂલી ગયો આપણું કાજ, માટે દંડ દેવો ઘટે આજ. ૫ કરે ભકત બ્રાહ્મણનો જે દ્રેષ દંડ દેવો ઘટે તેનેએષ; હરીહરનાં નિંદે ચરિત્ર, કરે પરને પીડાઅપવિત્ર. ૬ સદપાત્રનું કરે અપમાન બળ પામી કરે અભિમાન; વરતે વેદ વિરૂદ્ધને પંથ, કરે હિંસા નિંદે સદગ્રંથ. ૭ જે સજન મિત્રને વાહાયતે કૃતઘ્ની અધરમી કહેવાય; જે કો કરતા છળ પાખંડ, એટલાને દેવો દંડ. ૮ બળ હોય તો કરીએ શિક્ષાય, નહી તો તજીયેતેને સર્વથાય; માટે જા તું સુગરિવ પાસ, ના માનેતો કરજે નાશ. ૯ ચાલ્યા લક્ષમણ સુણીને વચન, અતિ ક્રોધ ધરીને મન; કરે ધનુષ બાણ ગ્રહીસાર, આવ્યાકિષ્કિંધામોઝાર. ૧૦ ગયા આગળ હનુમંત ત્યાંહે, ચેતવ્યોસુગરીવ છે જયાંહે; રામે મોકલ્યા લક્ષમણ આજ, ગયા ભૂલી શું રામનું કાજ. ૧૧ કહે સુગરીવ ઘણું એ થાસે હળવેહળવેસુધીમંગાંવાસે; એમગણકાર્યું નહિ જયારે, રામાનુજ કોપ્યા તેણીવારે. ૧૨ કર્યો ધનુષતણો ટંકાર થયો નગરમાં હાહાકાર; નાઠા વાનર પામીત્રાસ આવ્યાસરવ

સુગરીવની પાસ. ૧૩ ત્યારે સુગરીવ ડરીયો મન. હનુમંત શું બોલ્યો વચન; એમનો ક્રોધ સમાવો આજ, ચાલો કરીયેશ્રી રામનું કાજ. ૧૪ ઉઠયો સુગરીવમનભયઆણી, કરી, આ- ગળ બન્યો રાણી; સુમિત્રા સુતની સ્તુતિ કીધી, ચરણનીરજ શિરપર લીધી. ૧૫ બોલી રાણિયો દેઈને માન, અમને આપો એવાતન દાન; પામ્યા શાન્ત એવું સુણી શેષ, ત્યારે ઉતર્યો ક્રોધ અશેષ. ૧૬ લેઇ અનેક વાનરને સાથ, રામ પાસે આવ્યો કપીનાથ; પાહી પાહી કહી મુખે વાણી, રાખો શરણે સારં- ગપાણી. ૧૭ એવું કહી નમ્યો રામને ચરણ, ત્યારે બોલ્યા અશરણ શરણ; અરે સુગરીવ પામ્યા રાજ, તેણે ભુલી ગયા અમ કાજ. ૧૮ ચારમાસ ચોમાસું વામ્યા, પણશુદ્ધ સીતાની ન પામ્યા; ત્યારે સુગરીવ કહે મહારાજ, હવે નિસ્ચે કરૂં તમ કાજ. ૧૯ એમ કહી સુગરીવ બળવંત, તેડયા મરકટ રીંછ અનંત; સપ્તદ્વિપતણા કપી જેહ, તેડાવ્યા દુત મોકલીતેહ. ૨૦ આવ્યા અસંખ્ય વાનર ત્યાંહે, ગિરિ વૃક્ષ ગ્રહી કર માંહે; કુદે ઉછળે પાડે ચીસ; આપી મગિયા તે સરવે કીસ. ૨૧ બો- લ્યા સુગરીવ તે શું વચન; કરો સરવે ધરજો મન; કરવું આપણે રામનું કાજ, કોઈ આળસ નવ કરશો આજ. ૨૨ કાળને કરીયે શીક્ષાય, મેળવીયે રામને સીતાય ત્યાં સુધી રહેવું સહુને પાસ. કરવું કારજ થઈને દાસ. ૨૩ ત્યાર પહેલો જે કો જાય આપ, તેને બ્રહ્મહત્યાનું પાપ; એ કર્યા વિના જે ઘેર જાય, તે કપી માતુ ગમની થાય. ૨૪ એ કારજમાં જે કરે ખોટાઇ, તેને માથે છે

રામદુવાઈ; જે કો કરશે આળસ અભિમાન, તેનાં છેદીશ નાક ને કાન. ૨૫ એવાં સુણી સુગ્રીવનાં વચન, સરવે કપીવર કંપ્યા મન; સહુ વનચરને લાગી ધાક, વાગી રવીસુત કેરી હાક. ૨૬ કપી સૈન્ય જોઈ રઘુવીર, મન માં હરખ્યા શ્રીરઘુવીર; કહે પૃથ્વી વને રઘુરાય, મુજને ઘણી ચિંતા થાય. ૨૭ આમળ્યું કપીસૈન્ય અપાર; એ શું ખાશે શો કરશે અહાર; ત્યારે બોલ્યા રમાપતિ વાણી, તમે સાંભળો પુરૂષ પુરાણી. ૨૮ ફલ પુલ પત્ર કંદમૂળ કરશે અહાર કપી અનુકૂળ; જો નહિ મળે બીજું અન્ય, તો એ કરશે પવન પ્રશાન. ૨૯ ગિરિતરૂવરશસ્ત્રસમસ્ત, એમને ન જોઈયે કાંઈ વસ્ત્ર; એવું સુણીને હસ્યા શ્રી રામ, પામ્યા હર્ષ તે પૂરણકામ. ૩૦ પછે સુગ્રીવે વીચારી મતી, કર્યા નળને સેન્યાપતી; કરવા સીતાની પરિશોધ, દેશદેશ મોકલિયા જોધ ૩૧ જોયું પૃથ્વી ને પાતાળ; સ્વર્ગ લોક માંહે જોઈ ભાળ; સપ્ત દ્વીપ ભુમી નવ ખંડ, જોયા છપ્પન દેશ અખંડ. ૩૨ સર સરિતા ગિરિ ઉપવન, સરવે ખોળી વળ્યા કપીજન; ન જડયાં તેને સીતા અનૂપ, નથી ઓળખતા તેનું રૂપ ૩૩ રામનાજ્ઞાન શક્તિ સીતા, મૂળ માયા જે પરમ પુનિતા; તેતો સેહુ વિના કેમ જડે, બીજા બાપડા ભુમી આથડે. ૩૪ જેમ અહંતા કરી જન, પામે વિભ્રમ બુદ્ધિ મન; ગુરૂ શરણ વિના નિદાન, કહો તે કેમ પામે જ્ઞાન. ૩૫ એમ વાનર ફરીને આવ્યા. નવ સીતાની શુધ લાવ્યા; ત્યારે સુગ્રીવે તેણીવાર, મોકલ્યા દક્ષીણ દેશ મોજાર. ૩૬ ખટ વાનર મહા વળવંત, કોપે કાળને આણે

અંત, દશ શહસ્ત્ર કપી તેની સાથ, આપી આજ્ઞા તે કપીનાથ ૩૭ નળ નીળ જાંબુવંત, રષભ અંગદ ને હનુમંત, ચાલ્યાતત્પર થઈ તેણીવાર, પુછે રામને વાયુકુમાર. ૩૮ કેવું છે જાનકીજીનું રૂપ, આપો એંધાણી રઘુકુળભુપ; કહો અંતરની કાંઈ વાત ત્યારે બોલ્યા શ્રીજગતાત, ૩૯ સુણ મારૂ ની સીતા અનૂપ, નથી ત્રિભુવનમાં એવું રૂપ; એના અંગ તણી જે સુવાસ અડધ જોજન ચાલે પ્રકાશ. ૪૦ મુખ કર્પૂર ગંધ સુઠામ, અહોરાત્રી જપે મુજ નામ; જે શમીપના વૃક્ષ પાષાણ, બાર હાથ લગી નિરવાણ ૪૧ જપતાં હસે નામજ મારૂં સુણ અંતરવાત ઉચરૂં; જ્યારે નીકળ્યા વન નિરધાર, ત્યારે કૈકે ઘર મોઝાર. ૪૨ પેહેરાવ્યાં કૈકે વનકુળ, અમો પેહેર્યાં જાણી અનુકૂળ; સીતાને પેહેરાવા મૂક્યાં જ્યારે, નેત્ર શમસા કરી અમો ત્યારે. ૪૩ તે માટે ન ધર્યાં વનચીર, છાની વાત એ કેહેજે વીર; પોતાની મુદ્રિકા રઘુનાથ, ઘાલી અંજનીસુતને હાથ. ૪૪ નિસ્ચે ઓળખી સીતાને જાણી, આ તું આપજે મુજ એંધાણી; સુણી પાએ લાગ્યો કપી ધીર; શિર હસ્ત મૂક્યો રઘુવીર. ૪૫ જા તું સીતાની સુધ લાવજે, વિજય પામી વેહેલો આવજે; ઉડ્યા આકાશમાં પછે કીસ. રામ ચરણે, નમાવી શીષ. ૪૬ વલણ—શીશ નમાવી રામચરણે, ચાલ્યા વીરજ વિચિત્રરે; કહે દાસગિરિધર સુણો શ્રોતા, હવે કહું હનુમંતચરિત્રરે. ૪૭ ઇતિશ્રીરામચરિત્રે સમંતવાલ્મિકીનાટકધારાર્યાંકિષ્કિંધાકાંડેસીતાશોધનાર્થે હનુમાનપ્રેતિરામઆજ્ઞાકર્ણુનામનવમોધ્યાય: ૯

ચાલી મંદોદરી ભામ, પ્રવેશી લંકામાં નિજ ધામ; દશાનન બેઠો તો જ્યાંહે આવી રાણી મંદોદરી ત્યાંહે. ૫૧

(વર્ણન.)—ત્યાં આવી મંદોદરી,જ્યાં બેઠા રાવણ રાય,શિખામણ દેછે સ્વામીને, કરજોડી લાગી પાય.૫૨ ઈતિશ્રીરામચરિત્રે સંમતવાલ્મિકીનાટકધારાયાં યુદ્ધકાંડેસીતા મંદોદરી સંવાદેતૃતિયોધ્યાય:૩

## અધ્યાય ૪

(રાગ સોરઠ.)—પછે મયકન્યા વાણી વદે, સ્વામિ સુણો અભિપ્રાય;મેં પ્રશ્ન બહુ વિધના કર્યા પણ,નવચળ્યાંસીતાય. ૧ સાક્ષાત એ વિશ્વની માતા, મહાલક્ષ્મી જેનું નામ; કુદ્રષ્ઠી કરી તમો તે ઉપર,નહિ કુશળ થાયે સ્વામ. ૨ તમો આદર્યો છે નાશ કુળનો, ધરી સતી અભિલાખ;પણ સ્પર્શ કરતાં અગ્નિ કેરો, બળી થાશો રાખ. ૩ કોટી વિદ્યાવંત મળી જો, કરે અનેક ઉપાય; કલ્પાંત કાળે જાનકી વશ, તમારે નહિ થાય. ૪ તે માટે હઠમુકીને રાણા,તજો અસદ્ આચર્ણ; મન કર્મ વચને કાયાથી, જાઓ રઘુપતિને શર્ણ. ૫ સીતા સોંપો રામને જઈ, સ્વામી લાગો પાય; કરશે ક્ષમા અપરાધ સહુ, છે દયાળુ રઘુરાય. ૬ બાકી સીતાનો અભિલાખ એ, છે મરણ કેરો ઠામ; કુળ નાશ થાશે લંકા, માટે મુકો મામ. ૭ કર ઘાલતાં સર્પના મુખમાં, ડંશ ન કરે કેમ; પાન કરતા હળાહળનું,મરણ પામે જેમ. ૮ એમ ગ્રહણ કરતાં પરત્રિયા, પરધન ફરસતાં હાથ; અનર્થ થાયે અતિ ઘણો,તે સત્ય માનો નાથ. ૯ જુવો પરમ

સાધુ વિભીષણ, જોઈ તમારો અવિવેક; રઘુવીર શરણે તે ગયા, ત્યારે કર્યો રાજ્યાભિષેક. ૧૦ તે જન્મમરણ રહિત થયા, જેણે ઝાલ્યું રાઘવ શરણ; સ્વામી તમો હાથે કરી શીદ, માંગી લ્યો છો મરણ. ૧૧ પાષાણ તાર્યા જળ વિષે, એવા પ્રતાપિ રઘુવીર; તે સુવેલુઅ ઉતર્યા, સાથે કપિ રણધીર. ૧૨ કયાં કરો સ્વામી દ્વેષ તેનો, જે પરમેશ્વર પરમાણ; માટે રાઘવને જાનકી સોંપી, શરણ રહો નિરવાણ. ૧૩ એવાં વચન રૂપી પુષ્પે પુજ્યો, રાણીયે રાવણ ભુપ; પછે હશી બોલ્યો દશવદન જે, મહા અભિમાની રૂપ. ૧૪ હે સુંદરી વિધુ કમળવદન, કલ્યાણી સુણ વાત; તું વચન બોલે જેટલાં તે, સત્ય છે સાક્ષાત. ૧૫ પણ વૈર કર્યું મેં રામશું તે, જાણે ત્રણે લોક; જો હવે મુંકુ પુરૂષારથ તો જીવ્યું થાયે ફોક. ૧૬ એ વિભીષણ શરણે ગયો, થયો ચિરંજીવીદાસ; પણ પરિણામે પામશે, કલ્પાંત કાળે નાશ. ૧૭ તે માટે દેહનો લોભ ધરીને, કાયર થાયે મન; તેમાં સાર્થક શું જીવ્યા તણું, નથી અમર કોઈયે જન. ૧૮ જીવ્યા કદાપિ કલ્પ લગી, પુરૂષાર્થ ન કર્યો લેશ તેનું જીવ્યું મિથયા જાણજો, જેવો નાભી મધ્યે કેશ. ૧૯ એકવાર મરવું જયારે ત્યારે, સર્વને સંસાર; પણ પરાક્રમ કાંઈ નવ કર્યો, તે જીવ્યાને ધીકકાર. ૨૦ જેણે જગત માંહે અવતરી કર્યો જશ પરાક્રમ નામ; આલોકમાં થાયે રૂડી કીર્તિ, પરલોકે શુભધામ. ૨૧ એ આદિપુરૂષ અવતર્યા, છે રઘુનંદન રામ; ભુ ભાર હરવા ધર્મ સ્થાપન, કરવા સુરનાં કામ. ૨૨ છે હરિ ઈશ્વર ભગવાન એ, હું જાણું છું સાક્ષાત; પણ હવે

શરણુ જવાય નહીં તે સુણુ સતી કહું વાત. ૨૩ કરી મારીસાથે કામના, યુદ્ધની શ્રી રઘુવીર; સાગર ઊપર સેતુ બાંધી, આવ્યા આણી તીર. ૨૪ તે પુરી ન કરૂં કામના, રઘુનાથ કેરી આજ; જો સીતા સોંપુ જઇ મળું, તો જાય મારી લાજ. ૨૫ એણે મારા સારૂ શ્રમ કર્યો, મેળવ્યું દળ યુદ્ધ કામ; હવે પુરૂષારથ શું મારૂં જો મળું જઈને રામ. ૨૬ માટે સુંદરી સુણુ નિશ્ચે કરવું, યુદ્ધ રઘુવર સાથ પામીશ રૂડી ગતી જો થાશે, મરણુ હરિને હાથ. ૨૭ એ અમારા યુદ્ધ તણો યશ, વિસ્તાર થાશે જ્યાં હે; મારા ગુણુ પણુ રામ સાથે, ગવાશે જગ માંહે ૨૮ માટે સીતા નહિ આપું હવે. ઉદ્યમ કરૂં યુદ્ધ કાજ; રઘુવીર કેરી કામના મારે, પુરણ કરવી આજ. ૨૯ એવાં પુરૂષાર્થનાં વચન સુણી, રાવણનાં નિરધાર; રાણી મંદોદરી તણા મનમાં, ચિંતા વ્યાપી અપાર. ૩૦ ભાવી તણું બળ વિચારી, પછે ગઈ નીજ ભોવન; ત્યારે ગોપુર ઉપર ચઢયો રાવણુ, લેઈ સભાના જન. ૩૧

(વલણુ.)---ગોપુર ઉપર સભાજન, લેઇ ચઢયો રાવણુ રાયરે; ત્યાં માનભંગ થયો દશાશન, તેની કહું કથાયરે. ૩૨

ઈતિશ્રીરામચરિત્રેસંમત વાલ્મિકીનાટકધારાયાંયુદ્ધકાંડેરાવણુમંદોદરીસંવાદેચતુર્થોધ્યાય: ૪

## અધ્યાય ૫

(રાગ ધનાશ્રી)---ગોપુર ચઢીયો અસુર ભુપાળજી, જે છે ઊંચુ ખટદશ માળજી; ત્યાં જઈ બેઠો સિંહાસનજી; પાસેઉભા સેવક જનજી ૧ (ઢાળ.) સેવક જન ઉપભોગ આપે, રાવ-

ણુને તેણીવાર; અલંકાર ઝળકે અંગના મહિ. હીરા જડિત્ર
અપાર. ૨ દશ શીશ ઊપર મુગટ ઝળકે, તેજ સુરજ સમાન;
તે તેજના ચલકાટથી થઈ, દિશાઓ દીસમાન. ૩ ત્યારે વિ-
ભીષણે કહ્યું રામને, કાંઈ કરવા કૌતક કાજ; પેલા ગોપુર ઊપર
ચઢયો રાવણ, જુવો તે મહારાજ. ૪ રઘુપતિયે દીઠો દશાનન,
ઝળકે મુગટ દશશીશ; ત્યારે સુવેલુ ગીરી ઉપર ચઢયા, સહુ
સભા લેઈ જગદીશ. ૫ એક હસ્ત ઝાલ્યો વિભીષણે, બીજો
ગ્રહ્યો હનુમંત;તે શોભા જોવા લંકાની,ચઢયા સુવેલુ ભગવંત
૬ તે શિખર ઉપર સભા કરી, બેઠા રઘુકુળ ચંદ્ર; જેમ ઉદયા-
ચળ પર બાળ સુરજ, ઐરાવત પર ઈંદ્ર.૭ સમાજ લેઈ ગિરિ
શીખર બેઠા, જાણે દેવ સભાય; સૃષ્ટી સહીત જેમ વેદો નારા-
યણ, એમ શોભે રઘુરાય. ૮એમ વાનર વેષ્ઠિત રામ બેઠા,સુ-
વેલુને શિષ;ત્યારે શોભા જોઇ રાવણ તણી,ચઢી સુગ્રીવને મન
રીશ. ૯ વંદી ચરણ રઘુવીરના ત્યાંથી,કુદિયો કપિરાજ;ઝડપ
મારી રાવણ ઊપર, કર્યું મોટું કાજ, ૧૦ જેમ વજ્ર પડે પરવ-
તની ઉપર,એમ પડયો કપિનાથ; ઝડપ મારી છત્ર પાડયા,મુ-
ગટ બીજે હાથ.૧૧જ્યારે છત્રમુગટપાડયાં તદા,ગભરાયો ઘ-
ણું દશશીશ;પછીસુગ્રીવને એક પાટુમારી,ચઢી મનમાંરીશ.
૧૨ ત્યારે સુગ્રીવે એક મુષ્ટી મારી, રાવણના રૂદે માંહે; એમ
એક ઘડી બે વીરને, મલ્લ યુદ્ધ થયું છે ત્યાંહે. ૧૩ સોળ મા-
ળના ગોપુર ઉપર, થાય ભડાકા અપાર; ત્યારે લંકામાંહે શોક
પડિયો, થયો હાહાકાર. ૧૪ એક એકને પદ ઘાવ મારે, કરે

મુષ્ટિ પ્રહાર; ગોપુર ઉપર ગર્જના થાય, હોકારે હોકાર. ૧૫ ત્યારે લોક કહે હનુમંત આવ્યો, જેણે બાળી લંક; પાછો વળી શું વિઘ્ન કરશે, કપિ બળિયો નીશંક. ૧૬ રાવણે ઘાલ્યો બાથમાં, રૂમાપતિને ત્યાંહે; સુગ્રીવે જાણ્યું પ્રાણ જાશે, અકળાયો મન માંહે. ૧૭ પછે રાવણ કેરા કર વિષેથી, વછુટયો જોઈ લાગ; ત્યારે તરણી તન નાઠો તદા, તે મુકાવીને માગ. ૧૮ મૃગેંદ્ર કેરી ઝપટમાંથી, જાંબુક જેમ પળાય; ઘરધણી જોઈ ચોર ભાગે, એમ નાઠો રાય. ૧૯ જેમ સર્પ મુખથી મુષક છુટે, સુગ્રીવ નાઠો એમ; સુવેલુપર આવીયો, સુગ્રીવ કુશળક્ષેમ ૨૦ સહુ કપિએ દીઠો રાયને. ત્યારે કર્યો જયજયકાર; શ્રી રામે ચાંપ્યો હૃદય સાથે, વખાણ્યો બહુ વાર. ૨૧ પછે સુવેલુથી ઉતરી, સ્વસ્થાન આવ્યા રામ; યુથપતિ આદે સર્વ બેઠા, સભા કરી તે ઠામ. ૨૨

(વલણ.)---સભા કરી તે ઠામ બેઠા, વિચારે રઘુવીરરે; પછી વિભીષણની સાથે બોલ્યા, ગુણસાગર રણધીરરે. ૨૩ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં યુદ્ધકાંડે સુગ્રીવ રાવણયોર્મલ્લયુદ્ધકથનંનામપંચમોધ્યાયઃ ૫

## અધ્યાય ૬

(રાગ બિલાવર)--સભા કરીને રઘુપતિ બેઠા, પાસે લક્ષ્મણ હનુમંત; સુગ્રીવ વિભીષણ પાસે બેસાડયા, જે રાજનીતિ ગુણવંત. ૧ શ્રી રામચંદ્ર છે ચતુર શિરોમણી, સમર્થ રાજધીરાજ; રાજનીતિનો ધર્મજ પાળે, લોક તણા હિત

કાજ. ૨ સુણો વિભીષણ યુદ્ધ કર્યા વીણ, રાવણ તે નહિ માને; એ સમજી સીતા નહિ આપે, માટે વિલંબ કરિયે શાને. ૩ ત્યારે વિભીષણ કહે મહારાજ સુણો, કંઈ ધીરજ મનમાં ધરિયે; શામ દામ દંડ ભેદ કરીને, શત્રુને વશ કરિયે. ૪ શ્યામ તે શત્રુને સમજાવી, વાત ન્યાયની કહિયે; કોઈ શાણા પાસે શખજ કહાવી, ધીરજ ગ્રહીને રહિયે. ૫ તે ન માને તો દામ દેખાડી, કરિયે લાલચથી લાચાર; તે લોભ થકી વેર જાય વિસરી, વશ વરતે નિરધાર. ૬ તે દામ થકી વશ થાય નહિ તો, કરિયે કંઈ છળ ભેદ; તે માયા જાળમાં મોહ પામે, શત્રુ વશ થાય વેદ ૭ એમ કશી વાતમાં કે ન આવે, ત્યારે દઈયે દંડ, તે માને નહિ પછી માર વિના જે, મુરખ લંપટ લંઠ. ૮ એમ સમા પ્રમાણે કારજ સાધવું, સુણીયે સીતા કાન્ત; જેમ મંત્ર થકી વશ થાય મણીધર, ઉદકે અગ્નિ શાન્ત. ૯ આત્મજ્ઞાને ભવસાગર તરિયે, શમ દમે જીતીયે મન; વિવેકે જીતિયે કામ ક્રોધ મોહ ભકિત બળે ભગવન ૧૦ સભા જીતે જેમ પંડીત તેવી, વિદ્રત્તાનું બળ ધરીને; પાષાણ નીચે કર આવે, તે કાઢિયે કળે કરીને. ૧૧ માટે શામ ભેદ કરીને સમજાવો, રાવણને નિરધાર; વિષ્ટી કરવા મોકલો જે હોય, ચતુરશિરોમણી સાર. ૧૨ વાયક એવાં સુણી વિભીષણનાં, રાઘવ થયા પ્રસન્ન; પછે સુગ્રીવ સામુ જોઈને બોલ્યા, પ્રેમે હેત વચન. ૧૩ અરે સુગ્રીવ જુવો આપણા સાથમાં, હોય ચતુર ગુણવંત; તનક્ષણ તેને ખોળી કાઢો, જે જાણે કળા અનંત. ૧૪ લંકામાં તેને મોકલીયે જે, વિષ્ટી કરવા ધીર; એકલો જ-

ઈને પાછો આવે. એવો છે કો વીર. ૧૫ જેમ ગરૂડ એકલો અમૃત લાવ્યો, દેવ પમાડયા હાર; વળી ગુરૂપુત્ર સંજીવનીસાધીને, ગયો સ્વર્ગ મોઝાર. ૧૬ જેમ હનુમંત સિંધુ ઓળંઘીને સીતાનીશુધ લાવ્યો; અનેક વિઘ્ન ટાળીને વાટે, રરીમુક ઉપર આવ્યો. ૧૭ એમ વિષ્ટી કરી રાવણની સાથે, તુરત આવે આ ઠાર; આપણા સાથમાં હોય એવો તેને, દેખાડો આ વાર. ૧૮ પછે સર્વ પરસ્પર જોવા લાગ્યા, વાનર રહેતા જેહ; ત્યારે વિભીષણે દીઠો વાળી પુત્રને, અંગદ બેઠો તેહ. ૧૯ જેમ રત્ન પરીક્ષક ખોળી કાઢે, ભારે હળવું નંગ; તેને જોઈને વિભીષણ બોલ્યા,સાંભળીયેશ્રીરંગ. ૨૦ અંગદનેમોકલવોસર્વથાવિષ્ટી કરવા ત્યાંહે; એ બળ લક્ષણ ગુણ સંપુર્ણ તે, જાણે નીતિ માંહે. ૨૧ જેમ નવ ગ્રહમાં દિન કર તેજસ્વી, શસ્ત્રમાં સુદર્શન; વિષ ધરમાંધરણીધર જેવો, ખગમાંહરિવાહન. ૨૨ એમવાનરમાંહે ચતુર છે અંગદ, નિશ્ચે જાણો રામ; ત્યારે વિભીષણનાં એવાં વચન સાંભળી. હરખ્યા પુરણ કામ. ૨૩ પછે અંગદને આજ્ઞા કરી, પોતે ઉઠયો તેણીવાર; રઘુવર સનમુખ કર જોડીને, વચન બોલ્યોનિરધાર. ૨૪ મને રાવણ સાથે વિષ્ટિ કરવા, મોકલોછો તે ઠામ; પ્રભુ એમાં તે શું મુજને બતાવ્યું, ભારેમોટું કામ. ૨૫ મહારાજ રજા આપો તો બાંધી, લાવું રાવણને આંહે; લંકા ઉખેડી ઉંધી કરીને, નાખું સાગર માંહે. ૨૬ ત્યારે શ્રી રઘુવીર હશીને બોલ્યા, થઈ ચિત્ત માંહે પ્રસન્ન; રાવણ પાસે વિષ્ટી કરવા, જાતું વાળીતન. ૨૭ જો માને રાવણ તો સારૂં, કહેતાંનીતિ

વિચાર; નહિ તો યુદ્ધ કરીને મારીશું, અંતે એ નીરધાર. ૨૮ એવું સાંભળી અંગદ ચાલીયો, વંદી રઘુપતી પાય; ઓચિંતો લંકામાં આવ્યો, વાળી પુત્ર મહાકાય. ૨૯ સભા કરીને રાવણ બેઠો, ત્યાં આવ્યો બળવંત; અંગદને જોઈ સહુ સભા ખળભરી શું આવ્યો હનુમંત. ૩૦ (વલણ)---હનુમંત જાણી ભય પામ્યા સર્વે, રાવણ ડરીયો મનરે; સભા સ્થંભ પુંઠ રાખી અંગદ કરી બેઠો પુંછાસનરે. ૩૧ ઈતીશ્રી રામચરીત્રે સંમત વાલ્મિકીનાટકધારાયાંયુદ્ધકાંડેરાવણસભાયાંવિષ્ટિકર્ણાર્થે અંગદાગમનંનામષષ્ટોધ્યાય: ૬

## અધ્યાય ૫

(રાગ આશાવરી)--રાવણકેરીસભામધ્યે, આવ્યોવાલી-કુમાર; તે જોઈ સહુ ભય પામીઆ, કરે માંહોમાંહે વિચાર. ૧ છત્ર મુગટ એકે પાડીયાં, બાળ્યું નગર હનુમંત; વળી આ કો ત્રીજો વાનર આવ્યો, દીસે છે બળવંત. ૨ ત્યારે અંગદ કહે અલ્યા પરજન આવે, મળવાને વિખ્યાત; તે સભા મુરખ જાણજો, જે ન પુછે આદર વાત. એમ કહીને રાવણસનમુખ, બેઠો વાલી તન; સ્તંભ પૃષ્ટે રાખીને કર્યું, ગોળ પુંછાસન. ૪ રાવણના કરતાં ઉંચે આસન, બેઠો થઈને ધીર, તૃણ માત્ર લેખવતો નથી, એ અસુરને મહા વીર. ૫ ત્યારે રાવણ હશીને બોલીઆ, કહે કપિ તું છે કોણ, કોણે મોકલીયો તું કેમ આવ્યો, સભામાં નિર્વાણ. ૬ વાલીસુત કહે દશાનન, મુજ નામ અંગદ આજ; હું દુત શ્રી રઘુવીરનો, આવિયો વિષ્ટી કરવા

કાજ. ૭ હવે સીતા આપી રામને, જો મળો લંકા રાય; મૃત્યુ તમારૂ ઉગરે ને, રાજ નિર્ભય થાય. ૮ હે દશાનન આ દેહ પામી વરતે નિર્મળ મન; વિસ્તાર પામે જગતમાં, જશ તેનું જીવ્યું ધન્ય. ૯ સદ્દબુદ્ધિએ સદ્દવિવેકે, ધરીએ અંતર જ્ઞાન સંતપુરૂષનો સંગ કરીએ ટાળીએ અજ્ઞાન. ૧૦ નવ કહીએ કોઇને દુષ્ટ વાયક, નકરીએ હેલન; સર્વેનું રૂડું ચીંતવીએ, જેમ સુખી હોએ જન, ૧૧ પરાયા ગુણનેવંદીએ, વળીકરીએ પર ઉપકાર; આત્મા જોઇએ એક સહુ, કરીએ સારાસાર વિ-ચાર. ૧૨ કામ ક્રોધ ને લોભ મત્સર, હોય અંતર માંહે; તેને શત્રુ જાણીએ, ટાળીએ તતક્ષણ ત્યાંહે. ૧૩ આ અશાશ્વત દેહ જાણીને, ટાળિએ અશુભઆચરણ; હું કરતાંઅભીમાન મુકી, રહીએ હરિએ શરણ ૧૪ ગુણ દોષથી નિરબંધ થઈને વરતીએ સંસાર; જળ વિષે રહેછે કમળપણ, નવ થાંયસ્પર્શ લગાર. ૧૫ઇન્દ્રિયોનીયમેરાખીએ, સદૂકર્મથીનિર્વાણ; ભ-ગવદ્દ ભજનમાં યોજના, મન તણી કરીએ જાણ, ૧૬ રમીએ આત્મારામમાં, તજીયે વિષયની આશ; પ્રપંચ મિથ્યા મા-નીએ, જે અસદ જગદાભાસ. ૧૭ પરનિંદા પરહિંશાસ્વપ્ને ચિંતવીએ નહી મન; પરદારાપરધન વિષેચિત, નવ રાખીએ રાજન. ૧૮ સદ્દગુરૂ વચન વિશ્વાસ ધરીએ, રાખીએસદભાવ સંતસમાગમ નીત સેવીએ, ભવસિંધુ તરવાનાવ. ૧૯ કલેશ કાળ દુખ આવે પણ, નવ મુકીએ સ્વધર્મ; યથા ન્યાયેરાજ્ય કરીએ રાખીએશમદમ. ૨૦ દયાક્ષમાઉપરનીશાન્તી, ભકતી

જ્ઞાન વૈરાગ; આનંદ સદ્‌વિદ્યા સમાધી, રાખીએ અનુરાગ. ૨૧ વિદ્યા તન ધન રૂપ યૌવન, ન કરીએ અભિમાન; કાળે કરીને ભોગ સર્વે, નાશ થાય નિદાન. ૨૨ કોઈ સમે મહા સુખ પામીએ, ત્યારે ગર્વ ન કરીએ વીર: કો સમે દુ:ખ દરિદ્ર આવે, મુકીએ નહિ ધીર. ૨૩ તે માટે હે લંકાપતિ, મુજ વચન માનો સત્ય; રઘુનાથ સાથે કરો પ્રીતિ, એજ સાચી મત્ય. ૨૪ છે રામ કેવળ ગુણનિધી, વળી દીનવત્સલ એહ; ગુણ દોષ શરણાંગત તણા, મન લાવીએ નહિ તેહ. ૨૫ માટે કરો મૈત્રિ સર્વ ભાવે, ધારી મનમાં ધીર; એક બાણ ને એક પત્નિવ્રત, એક વચન શ્રી રઘુવીર. ૨૬ તે માટે આપો જાનકી, કરો રામ સાથે પ્રીત; નિર્ભય થકી વરતો પછે, ભોગવો રાજ અમિત. ૨૭ એવાં વચન સુણી અંગદ તણાં, બોલિઓ રાવણ રાય; અલ્યા કપિ હું સર્વજ્ઞ છું, મને શી કરે શિક્ષાય. ૨૮ ઘણી રામની મોટમ કરી તું, વખાણે શું કીશ; પણ ત્રિભુવનમાં મુજ સમો, કોણ છે બળિયો ઈશ. ૨૯ મેં દેવજીતી વશ કર્યા, વળી લોકપતિ આધીન; હું રામને કેમ નમું હવે, પામે પ્રભુતાહીન. ૩૦ એ રામથી શું થવાનું છે, શો કરશે ઉપકાર; નિજ કરમથી સુખ દુ:ખ સર્વે, ભોગવે સંસાર. ૩૧ તું કહેશે એ ભગવાન છે પણ અમારે શું કામ; અમો ઉપાશક છું શિવતણા, કેમ નમુ જઈને રામ. ૩૨ મેં વેર બાંધ્યું રામ સાથે, લાવ્યો સીતા નાર; હવે જઈને મળું તો, કરે સહુ ધીકકાર. ૩૩ કહેશે ડર્યો એ રામથી, જઈ મળ્યો રાવણરાય; જો પશ્ચિમ ઉગે સુર્ય પણ કપિ,

કામ એ નવ થાય. ૩૪ જેમ દંત ગજના નીકળ્યા તે,ન ચોંટે ફરી ઠામ; મેં વેર કીધું રામ સાથે, શીશ સાટે કામ. ૩૫ જેમ કૃપણુ ધન ભોરીંગ મણી, સિંહ મુછ કેરા વાળ; તેજીવતાંકર નવ ચઢે, એમ જાણજો કપી બાળ. ૩૬ જઈ કહે તારા રામને કરગરે નહીથાય કામ;હું જીવતાસીતાતણું મુખ,દેખશેનહી રામ. ૩૭ વલણ---એમ નહી દેખે મુખ સીતાનું, હું જીવતાં નિરધારરે; એવાંવચનસુણીરાવણુતણાં, પછેબોલ્યો વાળી-કુમારરે. ૩૮ઈતિશ્રીરામચરીત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં યુદ્ધકાંડેરાવણાંગદસંવાદે'નામસપ્તમોધ્યાય: ૭

## અધ્યાય ૮

(રાગ ધનાશ્રી) -અંગદ બોલ્યા સુણુ રાજનજી, આવડો ગર્વ કરે શું સમજી; નથી ઓળખતો રામનું રૂપજી,જોનેવિ-ચારી અંતરમાં ભુપજી. ૧ (ઢાળ) જો વિચારી મન ભુપતી, એ મનુષ્ય નોયે રામ એવું પરાક્રમ નવ થાયે બીજે, ઇશ્વર કેરૂં કામ. ૨ તું જેનું આરાધન કરે જે સદાશીવ ભગવાન; તે પણુ ભજે તે રામને, નિત્ય ધરે છે ધ્યાન. ૩ એ તારા સ્વામી તણા સ્વામી,જો વિચારી પેર; માટે સ્વામીદ્રોહી થઈશ તું, કરી રામ સાથે વેર. ૪ ઈંદ્ર બ્રહ્મા લોકપતી, જેની માને છે આજ્ઞાય; જેની કટાક્ષે કાળ કંપે, તે છે એ રઘુરાય. ૫ શીવ સનકાદીક શેષ જેનું, ધરે જોગી ધ્યાન; ગુણુ ગાય નિર્મળવેદ જેના. તે સ્વયં ભગવાન. ૬ તે રામ શું તું મૈત્રિ કર; હે દશા-નન મતિ મુંઢ, જે કરતું અકરતું કરવા સમર્થ, ગતી જેની

શું ૬, ૭ ઉત્પત્તિપાલણ સૃષ્ટિનું, સંહારણ કરતા જેહ; સર્વના કારણ એ અંકારણ, રામ કહીયે તેહ. ૮ તે ભકત માટે અવતર્યા, ઉતારવા ભુ ભાર; ધર્મનું સ્થાપન કરવા, દુષ્ટનોસંહાર ૯ અપરાધ કોટી કરી પ્રાણી, શરણ આવે જેહ; તેના દોષ સર્વ દુર કરીને, અભય આપે એહ. ૧૦ તેપ્રાણીનેકરે પોતાનો એવા શરણવત્સલ નાથ; કલ્યાણ થાશે દશાનનકરમૈત્રી રઘુવીર સાથ, ૧૧ ત્યારે રાવણ કહે અલ્યા મર્કટ, છાનોરહેનીરધાર; તારા રામને હું જાણું છું શું વખાણે બહુવાર; ૧૨ અલ્યા બંદીજન થઈ રામનો, જશ વખાણે જેમ ભાટ, કીર્તિ કરવા નિકળ્યો શું, બોલે બારે વાટ; ૧૩ હું જાણું છું પરાક્રમ, એ શું કરશે કાજ; જેણે વાનરશું મૈત્રી કરી, એ ન્હોયે ક્ષત્રીરાજ ૧૪ વન માંહે વનફળ આહાર કરીને, થયો નિર્બળ દેહ; વળી વાનર સૈન્યા મેળવી, શું યુદ્ધ કરશે એહ, ૧૫ અલ્યા રાવણ મારૂ નામ મુજને, શો કરે તું બોધ; હું પંડીત કેરો પંડીત છું વળી ક્રોધ કેરો ક્રોધ. ૧૬ તૃણ નાખે જેમ અગ્ની ઉપરથાય શિવ ઉપર પંચ બાણ; એમ શિખ તારી મારી ઉપર, થાય મીથ્યા વાણ. ૧૭ અલ્યા મશ્યક મુજને શીખવે શું, હુંનથી અજ્ઞાન; તમો જાણો છો જે છળ કરીને, છેતરીએ બળવાન, ૧૮ પણ યુદ્ધ કર્યાવીણનહીઆપું, જાનકીને આજ; જઈકહે તારા રામને, કરગરે નહી થાય કાજ. ૧૯ અલ્યા મર્કટ કહે મુજને, પિતા તારોકોણ; એવાંવચન સુણી રાવણ તણાંપછે અંગદ બોલ્યો વાણ. ૨૦ અરેપાપી મારા પીતાનેહજુજાણતો

નથી તું ય; જેણે તુનેકાખમાંઘાલ્યો,ગયોભુલી શું ય. ૨૧ પછે ચાર નીધીમાં સ્નાન કરીને, આવ્યો પાછો ઘેર; તને બાંધીયો મુજ પારણે, મેં મારીયો બહુ પેર. ૨૨ અધોમુખેત્યાંરાખીયો ચોરને બાંધે જેમ; મુખ માંહે મેં પ્રહાર કીધા, ગયો ભુલી કેમ. ૨૩ પૌલસ્તમુનીએ આવીને તને, મુકાવ્યો માગીભીખ, અપમાન પામ્યો અતિ ઘણું, તોય ન લાગી શીખ. ૨૪ તે વાળી કેરો પુત્ર હું,મુજ નામઅંગદ જાણ;અયોધ્યા પતી રઘુ-વીરનો હું, દુત છું નીર્વાણ. ૨૫ તુજ રૂદે પરથી ધનુષ લઈને જેણે કીધું ભંગ; ત્યાં માન મોડી રાયનાં,સીતા વર્યા શ્રીરંગ ૨૬ એક બાણે મારી તાડીકા, સુબાહુ આદ્દે અસુર ત્યાં વીશ, કોટી પીસી તાસન, મારી કીધા ચુર. ૨૭નારી ભગનીસુર્પ-નખા કરી, કરણ નાસા રહીત; ખર દુખર ત્રિશોરા મારિયા, ચૌદ સહસ્ત્ર રાક્ષસ સહીત. ૨૮ તે રામની અર્ધાંગના, તું હરી લાવ્યો જાંબુક; તે સુખે કેમ રહેશો હવે,ભાઈ પડી મોટી ચુક. ૨૯ જેમ હોમશાળા માંહેથી, પુરો ડાશ લેઇ જાય શ્વાન એમ હરી લાવ્યો જાનકી, તસ્કર થઇ અજ્ઞાન હવે ખોળી મા-રગ ચોરનો, આવ્યા સુવેલ ભગવંત; તે રાજ આપશે વિભી-પણને, લેશે તારો અંત. ૩૧ અલ્યા મુરખ રાવણકરીનાખ્યા વેદના તે ખંડ; તે માટે રઘુવીર અવતર્યા છે, દેવા તુજને દંડ ૩૨ (વલણ)--દંડ દેશે અંત લેશે, જયારે કોપશે જગદી-શરે; એવાં વચન અંગદનાં સાંભળી, પછે ચઢી રાવણને રી-સરે. ૩૩ ઈતિશ્રી રામચરીત્રે સંમત વાલ્મિકી નાટકધા-

રાયાંયુદ્ધકાંડેરાવણાંગદસંવાદોનામ અષ્ટમોધ્યાયઃ૮

## અધ્યાય ૯

(રાગ મારૂ)--ઘણું ક્રોધે ચઢયો દશાનન, રીસેરાતાંથયાં છે લોચન; અગ્નીમાંઘ્રત હોમે, જમ જવાળા નખશીખ લાગી તેમ. ૧ અલ્યા વનચર બોલ વિચારી, વારે વારે શું કહેછે વિસ્તારી; લાજ લોપી બોલેછે ધુત,સાંખી રહુછું જાણીને દુત. ૨ અલ્યા રાવણ માહારૂં નામ, નથી દીઠાં તેં મારાં કામ બંધીવાન કીધા મેં દેવ, તેની પાસે કરાવું છું સેવ. ૩ નંદન વનમાં પુષ્પ અપાર, ઈંદ્ર ગુંથી લાવેછે હાર; મારાંવસ્ત્ર ધુવેછે કૃશાનું, ધરે દીપક નિત્યે ભાનું. ૪ મારૂં પાણી ભરેરશ ઈશ ચંદ્ર છત્ર ધરે મુજ શીશ; લખે દફતર સરસ્વતી નાર, વાયુ પુંજો વાળે મુંજ દ્વાર. ૫ પુરોહીત બ્રહ્મા કહેવાય, નિત્ય નારદ તુમર વાય; મારા ઈષ્ટદેવ મહાદેવ,કરૂં ત્રીકાળ જેની સેવ. ૬ તેવો રાવણ હું બળવંત, આણું નર વાનરનો અંત; ત્યારે અંગદ કહે મતી પાપ, શિર મીથ્યા કરે છે આલાપ. ૭ એક કપિબળ ન થયું સહન, જેણે ઉજાડયું અશોકવન; એણે રાક્ષસ માર્યા અપાર, સાત પુત્રશું અક્ષેકુમાર. ૮ ગયો લંકા બાળીને કુશળ, ત્યારે કયાં ગયું તું તુંજ બળ; એવા અનેક કપિ છે બળિયા, રામદુત તે ન જાય કળિયા. ૯ જેરામ ત્રિભુ-વનપતિ, તેને મનુષ્યજાણે મંદ મતિ; જેમ વહેકલો ગંગાસ-માન, તે ન હોય કયારે અજ્ઞાન. ૧૦ ઐરાવતને બીજા માતંગ ઉચ્ચૈશ્રવા ને અન્ય તુરંગ;; જેમ આગિયો ને વળી ભાન, કેમ

દાદુરને ગરૂડ સમાન. ૧૧ વાયુનંદન વાનર અન્ય, પશુ બીજાંને શંભુ વાહન; જેમ પારસ અને પાષાણ, કલ્પવૃક્ષ બીજાં તરૂ જાણ. ૧૨ જેમ ભુમી સર્પ ફણી પાળ, નાવે સમાન બક ને મરાળ; એમ રામને માનુષ આન, તેને મુરખ જાણે સમાન. અલ્યા પામી તું શીવ વરદાન, તેણે મસ્ત થયો કરે માન; આદ્દી માયા ભવાની છે સીતા, લેશે ભોગ તમારો અભીતા. ૧૪ રણમંડળમાં કરશે કુંડ, તેમાં હોમશે રાત્રચર રૂંડ; પુર્ણાહુતી સમે કરી રીસ, શ્રીફળવત હોમશે દશશીશ. ૧૫ તું વનચરનેમારવાકીરાત, આવ્યા સુએલુએ જગતાત; એવું કહ્યું જ્યારે અંગદ યોધ, બોલ્યો રાવણ કરીને ક્રોધ. અલ્યા પામર મર્કટ જાત, એ રામે માર્યો તુજ તાત; આપ્યું સુગ્રીવને એ રાજ, દાસ થઈ કરે તેનું કાજ. ૧૭ એવા રામને સ્વામી ગણીયો, હજુ રહ્યો તું પીતાનો રણીયો તારી માયે કર્યો વ્યભીચાર, તને પુત્રને છે ધિકકાર. ૧૮ તારા વેરી સુગ્રીવને રામ, તેનો થઈ રહ્યો છે તું ગુલામ, માટે સેવા મુકી રામ ચરણ, જો તું આવે મારે શરણ. ૧૯ તો સુગ્રીવને મારૂં આજ, તને આપું કિષ્કિંધાનું રાજ; અંગદ કહે કરે મિથ્યા વકત, તારૂં પુરૂષારથ જાણે છે જકત. ૨૦ સહસ્ત્રાર્જુનને બાંધીન રાખ્યો; બળીરાજાએ કાળાગ્રહે નાખ્યો; બળિરાયની દાસી એક બાળી, નાખ્યો કંદુકવત ઉછાળી. ૨૧ મુજપિતાએ ઘાલ્યો કક્ષ તે તું રાવણ જો પ્રત્યક્ષ; ત્યારે ક્યાં ગયુંતું તું જબળ, હવે મિથ્યા બકે છે વ્યંડળ. ૨૨ મારાતાતને દેવ વખાણે, પામ્યા પર-

મગતિ રામબાણે; કાળના કાળ ઈશ્વિર એવ, કરે શિંવ બ્રહ્મા જેની સેવ. ૨૩ છે અખંડ એક અવિનાશ, એવું જાણી થયો છું દાસ; હવે તુજને મારવા રામ, થયા સત્વર પુરાણુકામ. ૨૪ જ્યારે કોપશે શ્રી જગદીશ, રણમાં રડવડશે તુજ શીશ; મુરખને શીખ દઈએ શાને, દંડ દીધા વિના નવ માને. ૨૫ શું કરૂં જો આજ્ઞા નથી રામ, બાકી મારૂં તને આ ઠામ; એવાં વચન અંગદનાં વિરોધી, સુણી બોલ્યો દશમુખ ક્રોધી. ૨૬ અલ્યા મારવા ઈચ્છેછે મુજ, જોઈએ કેટલુંક બળ છેતુજ; દેખાડ પરાક્રમ મને તારૂં, નહિ તો હવડાં હું તુને મારૂં. ૨૭ થયો ઉભો અંગદ મહા કાય, સભા માંહે રોપ્યો એક પાય; પછે બોલ્યો કરી પણ તેહ, સુણ રાવણ કહું છું એહ. ૨૮ (દોહા) અંગદ કહે સુણ દશવદન, ડગાવે જો મુજ પાય; તો જીત્યો તું સર્વથા, હાર્યા શ્રી રઘુરાય. ૨૯ પછે યુદ્ધ કરશે નહિ, જશે રામ અવધપુર માંહે; કપિ સહુ નિજ સ્થાનક જશે, પછે રહ્યાં જાનકી આંહે. ૩૦ મેં પણ કર્યું શ્રી રઘુપતિ બળે, જો ઉપાડે મુજ પાય; તો હું તારો સેવક થઈ રહું, સત્ય વચન કહું રાય. ૩૧ (સોરઠ) એવું પણ સુણી રાવણ રાયા, આજ્ઞા કરી સહુ જોધને; તે વળગ્યા અંગદ પાય, પણ લેશ માત્ર હાલે નહિ. ૩૨ ચઢયો અસુરને સ્વાસ, ચરણ અંગદનો નવ ખશ્યો; પછે બેઠા થઈને નિરાશ, જેમ મેરૂ અચળ ચળે નહિ. ૩૩ જેમ જાનકી સ્વયંવર ઠાર, ચળ્યું ન ત્રંબક શિવ તણું; એમ રાવણ સભા મોઝાર, પદ રોપી અંગદ રહ્યા. ૩૪ જેમ કામી તણા મોહ મંત્ર, ચળે

ન મન સતી નારનું; જ્ઞાની ચિત્ત સ્વતંત્ર, ડગે ન જોઈ સંસાર દુઃખ. ૩૫ જુવો રામકૃપાનો પ્રતાપ, નિર્બળ થાય બળીયો ઘણું; સ્પર્શતાં પદ આપ, હરણ થયું બળ અસુરનું. ૩૬ (રાગ મારૂ) એમ જોધા થાકયા સર્વ, બળ ભાગ્યું ને ઉતર્યો ગર્વ; ઊઠયો રાવણ તેણીવાર, અલ્યા એ કપિના શા ભાર. ૩૭ આવ્યો ચાલી જયારે દશાનન, ત્યારે વિચાર્યું અંગદે મન. ૩૮ પણ કઠણ કર્યું છે મે આજ, કદાપિ થાય વિપરીત કાજ; એ રાવણ બળિયો પ્રકાશ, એણે કર માંહે તોળયો કૈલાશ. ૩૯ માટે જુક્તિ કરૂં ઉત્કર્ષ; મુજચરણ કરે નહિ સ્પર્શ; પદ ગ્રહવા આવ્યો દશાનન, હશી બોલ્યો વાળીનો તન. ૪૦ અલ્યા શીદ નમે મુજ ચરણ, તેથી નહિ ઉગરે તુજ મરણ; માટે રામ ચરણ જઈ લાગ્ય, ઉગરે મૃત્યુ અભય વર માગ્ય. ૪૧ એવું સુણી થોભ્યો દશશીશ, લાજયો મનમાં ચઢી ઘણી રીસ; કર્યો હોકારો તેણીવાર, બાંધી ઝાલો કપિને નિરધાર. ૪૨ અંગદને મારવા બોલ્યો ત્રાડી, શસ્ત્ર વિજળી સરખું કાઢી; કરી ગર્જના વાળીતન, સભા માંહે કોપ્યો બળવંત. ૪૩ રાવણના હૃદય મોઝાર, કર્યો અંગદે પુંછનો પ્રહાર; ચરણ અંગુઠે મુગટ ઉડાડયો, પદ પ્રહારે અસુરને તાડયો. ૪૪ જયાં સુવેલુએ બેઠા રામ, મુગટ જઈ પડયા તેણે ઠામ; ત્યારે સર્વે વિચાર્યું મન, આ પરાક્રમ વાળી તન ૪૫ ચઉદ કોશનો સભામંડપ, રચ્યો વિશ્વકર્મા કરી ખપ; અંગદે સ્થંભ ઝાલ્યા હાથે, મંડપ ઉખેડી લીધા માથે. ૪૬ કર્યા મુર્છિત રાક્ષસ સર્વ, ઉતાર્યો દશશીશનો ગર્વ; ત્યાંથી કુદીને

મારી ફાળ, આવ્યો સુવેલુએ તતકાળ. ૪૭ વલણ--તતકાળ અંગદ આવ્યો સુવેલુ, સભામંડપ લેઈ શીશરે; દૂરથી દીઠો આવતો, ત્યારે વિસ્મય પામ્યા જગદીશરે.૪૮ ઇતિશ્રી રામચરિત્રેસંમત વાલ્મિકી નાટક ધારાયાં યુદ્ધ કાંડેશ્રી રામ સમિપ્યં અંગદાગમનો નામ નવમોધ્યાય: ૯

## અધ્યાય ૧૦

રાગ ધનાશ્રી--અંગદ આવ્યો મંડપ લેઇ શીશજી,આશ્ચર્યે પામ્યા તે જોઇ જગદીશજી;આવી લાગ્યો પ્રભુને પાયજી,મમંડપ મૂકયો રામ સભાયજી. ૧ (ઢાળ.) રામ સભાની ઉપર મુકયો, મંડપ તેણીવાર;સાષ્ટાંગ કરી પછી રામચરણે, લાગ્યો વાળી કુમાર. ૨ પછી અંગદને ઉઠાડીને, ચાંપ્યો રૂદે રઘુનાથ; વારંવાર વખાણ કરીને,મસ્તક મુકયો હાથ. ૩ જે દશાનનના મુગટ,ઉડાડયા વાળી તન;તે વહેંચી આપ્યા રામેસહુને,સુણો શ્રોતાજન. ૪ વિભિષણ સુગ્રીવ હનુમંત, અંગદ જાંબુવાન; નળ નીલ શરભ ગવાક્ષ સુષેણ, વીર મહા બળવાન. ૫ એમ માણી જડિત્ર તે મુગટ ઘાલ્યા, દશે જણને શીશ; સહુ સભા સુણતાં બોલિયા પછી,અંગદશું જગદીશ.૬ અરે ભાઈ કરશે રાજ વિભીષણ,જયારે લંકા માંહે;ત્યારે મંડપ વિણ એસભા સર્વે, શોભશે નહિ ત્યાંહ. ૭ તે માટે જઈ મુકી આવ પાછો, હતો તેમનો તેમ;વિરંચીકૃત બીજા થકી, નિપજે એવો કેમ. ૮ એવું સુણી મંડપ લેઇ ચાલ્યો, ત્યાંથી વાળી કુમાર; હતો તેમ રોપીને આવ્યો,ક્ષણું ન લાગી વાર.૯ અંગદે કહ્યું પછી

રામને સહુ, રાવણનું વરતમાન; મેં શિખામણ દીધી ઘણી પણ,ન માને અજ્ઞાન.૧૦ પયસ્નાન કરાવિયે કાગનેપણ,રા-જહંસ ન થાય;પાઈયેપન્નગને પયશર્કરા, મુખ થકી વિષ ન જાય.૧૧ ઢોલ મુરખને પશુ વળિ,દુઃખી જે નાર;એહ ત્રિણુ માને નહિ,એને મારનો અધીકાર.૧૨ તે માટેસુણો મહારાજ હવે, નિશ્ચે કરવું યુદ્ધ; પામશો નહિ એમ સીતાને આદર્યા વિણ વિરૂદ્ધ.૧૩ એવાં વચન સુણી અંગદ તણાં,ત્યારેકોપ્યા શ્રી રઘુનાથ;તત્પર થયા સંગ્રામ કરવા, ધનુષ લીધું હાથ.૧૪ કોદંડનીપ્રત્યંચાચઢાવી,કર્યો છિટંકાર;બ્રહ્માંડસર્વે ખળભળ્યુ ગિરિ સિંધુ ભુકંપાર. ૧૫ સહુ સૈન્યને આજ્ઞા કરી, કપિપતિ સુગ્રીવ જેહ; જય બોલાવી રઘુવીરની, તત્પર થયા સહુ તેહ. ૧૬ભભુકાર વ્યાપ્યો દશદિશા, સિંહનાદકરતાકીશ;ગિરિધર ગ્રહીને ઉછર્યા, કપિ પાડતા મુખ ચીશ ૧૭ કોટ ઉપર કોપે ચઢિયા, કરે મહા બુંબાણ; કાંગરા તોડી કોટના, મારતા પુર-માં જાણ. ૧૮ હળમેખળ લંકામાં થયું,સહુ કરે હાહાકાર; તે ખબર સાંભળી રાવણે,મોકલ્યું સૈન્ય અપાર.૧૯ પછી અસુ-રને વાનર તણું, યુદ્ધ થવા લાગ્યું ત્યાંહે; ઉભે દળની પદ રજે, અંધકાર થયું નભ માંહે.૨૦ તેસમેરાવણગોપુર ઉપર,ચડયો જોવા યુદ્ધ; સંગ્રામ દારૂણ થાય છે ત્યાં, અસુર કિશ વિરૂદ્ધ. ૨૧ અનેક રાક્ષસ શસ્ત્ર ગ્રહીને,નિકળ્યા પુર બહાર; વાનરનાં પુતળાં કરીને,બાંધ્યાં પગમોઝાર; ૨૨સર્વમાંસૈન્યાપતિધુમ્રાક્ષ ચઢિયો ત્યાંહે;તેણે અનેક વાનરમારિયા, રામની સૈન્યા માંહે.

૨૩ તે સમ મોટું વૃક્ષ લેઈને, ધાયો મારૂતતન; ધુમ્રાક્ષનો રથ ભંગ કરી, સારથી પમાડયો પતન. ૨૪ તે ત્રિશુળ ગ્રહીને ધાયો તદા, હનુમંત ઉપર જાણુ; એક મુષ્ટિ મારી મારૂતીએ, હર્યા તેના પ્રાણ. ૨૫ જેમ પકવ મૃદ ઘટ થાય ચુરણ, એમ પડિઓ દેહ; તે ખબર રાવણને થઈ ત્યારે, ખેદ પામ્યો તેહ. ૨૬ પછી વજ્રદ્રષ્ટી મોકલીઓ, તેણે કર્યું યુદ્ધ અપાર; ત્યારે વાળી સુત ધાયો તદા, મારતો અગણિત માર. ૨૭ ગિરિ વૃક્ષને પાષાણ લેઈને, પ્રહાર કરતો જાણુ; ને નિરવાણ કરતો તદા, ત્યાં અસુર મુકી બાણ. ૨૮ એક વૃક્ષ મોટું કરવિષે લઈ, ઝાપટયું નિરધાર; વજ્રદ્રષ્ટી કર્યો ચુરણ, ગાજયો વાળીકુમાર. ૨૯ ત્યાર પછી આવ્યો અસુર, અંકપુરણ એવું નામ; મારૂતીએ પદ પ્રહાર કીધો, તેને માર્યો ઠામ. ૩૦ ત્યારે અસુર સેના હાર પામી, હવો તવ સંહાર; તે જાણીને દશમુખને, મન થયો શોક અપાર. ૩૧

વલણ-શોક થયો દશમુખના મનમાં, ચિંતા કરતો અપારરે; પછે પિતા કેરી આજ્ઞા માગી, ચઢયો ઈંદ્રજીત કુમારરે. ઈતિ શ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંયુદ્ધકાંડે વાનરાસુર સંગ્રામોનામ દશમો અધ્યાય: ૧૦

## અધ્યાય ૧૧

(રાગ મારૂ)-ચઢયો ઈંદ્રજીત મહા જોધ, જેનો સમર ત્રિલોક વિરોધ; વાજે વાજીંત્ર નાના પ્રકાર, બેઠો રથ માંહેસતી કુમાર. ૧ ચતુરંગી સેના સાથ, ઘણાં શસ્ત્ર ગ્રહ્યાં છે હાથ; આવ્યો રણમાં જયારે ઈંદ્રજીત, નાઠાં વાનર પામી ભીત. ૨ ઈંદ્રજીતે

કર્યો સીંહનાદ, ચઢયો સુગ્રીવ સુણતાં સાદ; કરમાં ગ્રહી વૃક્ષ પાષાણ, કુદ્યા કપિ કરતા ખુંબાણ. ૩ ગાજયો રામ કહેતો કીશ, મારે મુષ્ટિ અસુરને શીષ; ઈંદ્રજીત સામો સુગ્રીવ, વઢે બન્યો બળના શીવ. ૪ જાંબુમાળી સામા હનુમંત, જંઘ અસુરને જાંબુવંત; સુષેણ ને વિદ્યુતમાળી, મહોદર સામો સુત વાલી. ૫ શુકશારણને નળ નીલ, અતિ કાયર શુભ બળ શીળ; એમ ભીરૂ ભીડે છે અપાર, એક એક ન પામે હાર. ૬ થયો અતિ દારૂણ સંગ્રામ, મોટા મહારથી મૂકે મામ; એમ કરતાં નિશા પડી ત્યાંહે, અંધકાર થયું નભમાંહે ૭ ત્યારે કોઇએ નવ ઓળખાય, ત્યાં અસુર કપિ અકળાય; પછે ઈંદુ ઉગ્યોછે આકાશ, ત્યારે થયું સર્વત્ર પ્રકાશ. ૮ યુદ્ધ કરવા માંડયું ઈંદ્રજીત, કરે બાણની વૃષ્ટિ અમિત; જઈ આકાશ મારગ માંહે, ઈંદ્રજીત અદ્રશ્ય રહ્યો ત્યાંહે. ૯ ત્યાંથી મારે બાણ સઘન, જાણે વરસે છે પરજન, વાગે આવી કપીને શીશ, કૂદે ઉછળે પાડે ચીશ. ૧૦ ત્યારે બોલ્યા પુરૂષપુરાણ, જુવો આવે છે કયાંથી બાણ; જોયું હનુમંતે નભ માંહે, મેઘનાદ જડયો નહી ત્યાંહે. ૧૧ પછે કોપ્યો તે અસુર કુમાર, સર્પાસ્ત્ર મૂકયું તેણીવાર; કોટીસર્પ થયા ઉત્પન્ન, તેણે બાંધ્યાં કપીનાં તન ૧૨ પડી અચેત સૈન્યા માત્ર, કર્યાં બંધન સહુનાં ગાત્ર વાગ્યાં રામલક્ષ્મણને બાણ, પડયા અચેત થઈ નીરવાણ. ૧૩ પોતે કરવા પ્રભુ મંત્ર સત્ય, આવ્યા બંધનમાં રઘુપત્ય; પરાક્રમ કરી એવું અમીત, ઊતર્યો પૃથ્વી ઉપર ઈંદ્રજીત. ૧૪ તેણે મુર્છિત દીઠા સર્વ, ત્યારે વાધ્યો મનમાં ગર્વ; મુખ્ય

અસુરનાં મૃતક શરીર,લેવરાવીનેચાલ્યો વિર. ૧૫ વાજે વા-
જીંત્ર બહુ વીધી ત્યાંહે, ઈંદ્રજીત આવ્યો પુર માંહે; કહ્યોરાવ-
ણને સમાચાર,ત્યારેમનમાંહરખ્યો અપાર.૧૬ ચાંપ્યો પુત્રને
રૂદયા સાથ, વખાણે ઘણું લંકાનાથ; પછે ત્રિજટાને બોલાવી
આપી આજ્ઞા કહ્યું સમજાવી. ૧૭ બેસાડી પુષ્પ વિમાન માંહે
લેઈ જા સીતાને રણ જ્યાંહે; રામ સહીત દેખાડ સૈન્યાય, જો
મુજને ભજેસીતાય.૧૮ સુણી રાવણકેરાં વચન,ત્રિજટા આ-
વી અશોકવન; જાનકીને વિમાન બેસાડી, ફેરવી સહુ સૈન્ય
દેખાડી. ૧૯ રામ લક્ષ્મણ સહિત સૈન્યાય, દીઠાં મુર્છીતવત
સીતાય; દીઠાં બંધનમાં પુન્ય શ્લોક. જોઈને પામ્યા જાનકી
શોક. ૨૦ ઘણું રૂદન કરે વૈદેહી, દેખી બંધન માં પ્રાણસ્નેહી
ત્રિજટા ત્યાં ઘણું સમજાવે, સીતાને નવ ધીરજ ન આવે ૨૧
એવે વીભીષણ કેરીરાણી, આવી શરમા તે સંકટ જાણી; જા-
નકીને કર્યો ઘણો બોધ, જેથી જાય અજ્ઞાન વિરોધ. ૨૨ બાઈ
કુશળ છે પુરણકામ, કેમ મનુષમાટક જાણોરામ; જેનાનામના
સ્મરણ સબંધ, છુટેજીવસંસારનાબંધ. ૨૩ તે પ્રભુને બંધન
એ આળ કંપે જેની કટાક્ષે કાળ; સચ્ચિદાનંદ સુખ સંદોહ
કરે લીલા માનુષ મનમોહ. ૨૪ હમણાં ઉઠશે જગદાધાર, કરશે
રાવણ કુળ સંહાર; ગઈ શરમા એમ સમજાવી. ત્રિજટા વાડીમાં
સીને લાવી. ૨૫ સીતાને બેસાડયાં નીજ ઠાર, કહ્યો રાવણને
સમાચાર; હવે રણમાં તે શું થાય, પામીમુર્છા સકળ સૈન્યાય.
૨૬ (વલણ)—સૈન્ય સકળ સહિતબંધાયા, રામલક્ષ્મણનાગ

પાશરે; માંહે કેટલા કપિ સાવચેત છે, જે અનિત્યરામના દા-
સરે. ૨૭ઇતીશ્રીરામચરીત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંયુદ્ધ
કાંડેઈંદ્રજીતેનાગપાશરામસૈન્યાબંધનંનામએકાદશોધ્યાયઃ

## અધ્યાય ૧૨

(રાગ ધનાશ્રી) ત્યારે વીભીષણ બોલ્યો સુગ્રીવ સાથજી, એક વાત કહું તે સુણો કપી નાથજી; જો અસુર નાખંશે શસ્ત્ર પાષાણજી, તો વાગશે અંગપુરાણજી. ૧ (ઢાળ) પુરાણ પુરૂષ બે રામ લક્ષમણ; થયા મુર્છીત આંહે; કો અસુર કંકરનાંખશે, તો વાગશે તન માંહે. ૨ એવાં વચન સુણી વિભીષણ તણાં, હતો સુચેત કપીવર જેહ; તેણે પુછનો મંડપ રચ્યો, રઘુવર ઉપર તેહ. ૩ રાય દશરથનો પુન્યપર્વત, રવીવંશ મંડનરામ; સર્વે કપી વીંટાઈ પુંઠળ, બેઠા તેણે ઠામ. ૪ પછે ખોળી કાઢયા વીભીષણે, હનુમંતને તેણીવાર; સુક્ષેણ પાસે આવીને, કરે પરસ્પર વીચાર. ૫ જે સ્વસુર છે સુગ્રીવનો, સુકમેન જેનું નામ; હનુમંત વિભીષણનું તદા, બોલ્યોવચન.અભીરામ ૬ ઘણી ઔષધી છે દ્રોણ ગીરી પર, લાવે કો આ વાર; તો રામ લક્ષમણ હવડાં ઉઠે, સૈન્યશું નિરધાર. ૭ વીભીષણ કહે ભાઈ ઈંદ્રજીતે, બાંધીઆ નાગ પાખ; માટે ઔષધનું કારણ નહિ, એ સત્ય વચન પ્રકાશ. ૮ સહુ સેનમાં બંધન થકી, ઉગર્યા આપણ ચાર; રામને બંધન કર્યાં પુંઠે, રહ્યા તે નીરધાર, ૯ સુગ્રીવ કહે સહુ સૈન્યશું, હું અંગદ રહીશું આંહે; રામ લ-ક્ષમણ તમો લેઈ ભાઈ, જાઓ કિષ્કિંધા માંહે. ૧૦ હું તથા

અંગદ બે જણા, કરી રાવણ કુળ સંહાર; પછે સીતાને લેઈ આવીશ, એમ કહે અર્ક કુમાર. ૧૧ એટલેથઈઆકાશ વાણી ન કરશો ચિંતાય; સેનશું હવડાઉઠશે. સૌમિત્રને રઘુરાય. ૧૨ તે સુણી સહુને ધીરજ આવી, વીંટી બેઠા પાસ; તવ રામે નેત્ર ઉઘાડયાં, જોતાં હવાંઅવિનાસ ૧૩ નીજભકતવીંટી બેઠાપાસે; જોયું તો નીજ સંગ; મરાળ વિષ્ટત માનસર, એમશોભતા શ્રીરંગ. ૧૪ સુગ્રીવનેકહે તમોનેડી,સહુને જાઓકિષ્કિંધાય; અમા રાવણ જીતી આવશું; એમ બોલ્યા રઘુરાય. ૧૫ તેવાં વચન સુણીને થયો ગદગદ, સુગ્રીવ તેણીવાર; મહારાજ એ કેમ થાય અઘટીત, વ્યર્થ તેહ વિચાર. ૧૬ રવિતજી રશ્મિજાય કયાં જળ તજે લહેરી કેમ; ઘટમૃતીકાને કનક શાન્તીભિન્ન; થાય ન જેમ. ૧૭ એમ તમો સ્વામી અનારા પ્રભુ, અમો તમારા દાસ;તનધનપ્રાણ જતાંલગી, અમોરહું તમારીપાસ. ૧૮ એવાં સ્નેહ વચન સુગ્રીવનાં, સુણી થયા રામ પ્રસન્ન; પછી ગરૂડ કેરૂં સ્મરણ કીધું, આવ્યો વીનતા તન. ૧૯ હરીવાહનને જોઈ વિસ્મય પામ્યા, સર્પ તેણીવાર; મુકત બંધન થયાં સહુનાં, વર્ત્યો જયજયકાર. ૨૦ પદ્મ અષ્ટાદસકપીસેન ઉઠી છે તતકાળ; પુષ્પવૃષ્ટી કરી દેવે,પુજ્યા દશરથબાળ. ૨૨ સાવધાન થઈને ઉઠીયા, પછે રામ લક્ષ્મણ વીર; એમ મનુષ્ય નાટક કરે જે, બ્રહ્માડપતી રણધીર. ૨૨ કોદંડ સાયકસજ કરી, રામ કર્યો ટંકાર; ભુગોળ સર્વે ખળભર્યું, પામ્યોરાવણ ભીતી અપાર. ૨૩ ભુભુકાર નાદ કરી તદા, કુદીયા સર્વે

દીશ; લંકા ઘેરી ચોદીશા, પુર પ્રવેશ્યા તે દીશ. ૨૪ પાડવા માંડયાં ભોવન કપીએ, કરે લોક પોકાર; તે જોઈ રાવણ ખેદ પામ્યો, ચિંતા કરતો અપાર. ૨૫ રાવણે તવ આજ્ઞા કરી; ચઢયો પ્રહસ્ત પ્રધાન; વીસ ક્ષોણી સેના લઈને, ચાલીયો બળવાન, ૨૬ તે સમે વાયો ઘોર વાયુ, થયા માન શુકન; તે અજ્ઞાની અભીમાનશું; નવ લેખવે કાંઈ મન. ૨૭ પછી બંન્યો દળ ભેળાં થયાં, તે શોભા નવ કહેવાય; સંગ્રામ કેરી ઝડી લાગી, પરસ્પર યુદ્ધ થાય. ૨૮ વિભીષણ કહે છે રામને, તમો સુણો શ્રી ભગવાન; આ રાવણ મુખ્ય મિત્રી, એ છે મહાબળવાન. ૨૯એણેવરૂણ જીત્યોયુદ્ધ કરી, બાંધી લાવ્યો લંકા માંહે; જેણે જીત્યો જમરાયને, તે આવ્યો યુદ્ધને આંહે ૩૦ સામેઆવી નમીઓ પ્રભુને,નીળ વાનર જેહ; મહારાજ મને આજ્ઞા કરો, હું હણું હવડાં એહ. ૩૧ પછી રામ આજ્ઞા લેઇ ચાલીયો, નીળ મહા બળવંત;તેણે પ્રહસ્ત ઉપર નાંખીયો, એક ગીરી પ્રૌઢ અનંત, ૩૨ તે બાણ મારી કરીયો ચૂરણ પ્રહસ્તે તેણીવાર; એમ સાત પર્વત નાંખીયા તે, નિર્વાયા નીરધાર. ૩૩ પ્રહસ્ત અગ્નિપુત્રનું યુધ, જુવે શ્રી રઘુવીર; એટલે ધાયો નળકપી તે, મહા બળિયો રણધીર. ૩૪ તેણે તાડ કેરા વૃક્ષ શતનો, કર્યો કલ્લો હસ્ત; તે એકે કાળ ઝાપટીયો તવ, થયો ચુરણ પ્રહસ્ત. ૩૫ રથ સહિત મારી ચુર્ણ કીધો ગાજીઆ નળ નીળ; પછી અન્ય સેના અસુરની તે, નીવારી બળશીળ. ૩૬ નળ નીળને રામે વખાણ્યા, થયો જયજયકાર

સમાચાર જાણ્યો રાવણે ત્યારે, થયો ખેદ અપાર. ૩૭ સુણ્યું મરણ મંત્રિ તણું ત્યારે, કોપીયો દશશીશ; પછે યુદ્ધ કરવા થયો તત્પર, ધરી મન રીશ. ૩૮ પછેયોધ શણુ સાંપ્રદ કર્યા, પુર માંહે વાગી હાક; વાજીંત્રવાજે અતીઘણાં, સુણી પડે શ્રોત્રે ધાક. ૩૯ તે સમે રાવણ પાસ આવી, સતી મંદોદરી નાર માલ્યવંત પ્રધાન સાથે, અતીકાયકુમાર. ૪૦ શીશ નમાવ્યું સ્વામીને કર જોડી લાગી પાય; ત્યારે રાણીને ઘણું માન દઈને બોલ્યો રાવણરાય. ૪૧ (વલણ)--રાય રાવણ કહે રાણી, કેમ આવ્યા શે કાજરે; ત્યારે કર જોડી મયતનયા બોલી એક વાત સુણો મહારાજરે. ૪૨ ઈતિશ્રીરામચરીત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંયુદ્ધકાંડેરાવણપતિમંદોદરીજયાપ્રાર્થનંનામદ્વાદશોધ્યાય: ૧૨

## અધ્યાય ૧૩

ચોપાઈ.--મંદોદરી કહે સુણો હો રાજન, કંઈ એક વાત વિચારો મન; શાને કુળનો નાશ કરો, વણ મોતે શામાટેમરો ૧ રામની સાથે વેરજ કરી, કહો કોણ બેઠો છે ઠરી; માટે હઠ મુકો તમે રાય, રામ કદાપી નહી જીતાય. ૨ હવે યુદ્ધકરવા નવ જશો, જય નહીં પામો હળવા થશો; તમ સ્વામી શિવનો રિપુ કામ, તે શું મિત્રિ કરો તમે સ્વામ. ૩ તે માટે કોપ્યા શીવરાય, પામશો મરણ જય નહિ થાય; સ્વામી તમોજીત્યા ત્રૈલોક, કામ જીત્યા વિણ સર્વે ફોક. ૪ કામે ઘણાને ફજેત કર્યા, યોગી મુની તપશી છેતર્યા; અનેક રાણી જાયા જેહ, ર-

ણુ માંહે અવટાયો તેહ. ૫ મુકાવ્યાં મહા પુરૂષનાં માન, કામ એવો દુર્જય બળવાન; એમ જાણી તજો વીપ્રીત કાજ હવે ક્ષમા રાખો મહારાજ. ૬ પતિવ્રતાસીતાઅભીરામ, તે સોંપી રામને કરો પ્રણામ; જો રઘુપતી શરણ જાઓ નીર્વાણ, તો કંથ તમારૂ થાય કલ્યાણ. ૭ એ શરણાંગતવત્સળ છે નાથ, તમારે મુસ્તક મુકશે હાથ; અવગુણ એક ધરશે નહિ મન, અભયદાન દેશે સ્વામીન. ૮ પછી નીર્ભય રાજ નગ્રનું કરો, અખંડ ભોગ ભુકતીને ઠરો; પરનીંદા પરધન પર નાર, એહ તજયો તે ધન સંસાર. ૯ વિરોધ હીંસાને અભીમાન, એહ તજે તવ શોભે જ્ઞાન; દેહ ધર્યાનો લાભજ એહ, સત્ય આચરણ આચરે જેહ. ૧૦ હું જાણું છું સર્વજ્ઞ છો તમો, પણ હવે મુરખ જાણ્યા અમો; તમાર કોણ વાતની કમી, અણીમાદીક રહી પાએ નમી, ૧૧ સુરતરૂં કામધેનું સ્વાધીન, દેવ થઈ રહ્યા ચાકર દીન; અપાર તમ છાયા તળે, જે દેખી બ્રહ્માદીક ચળે. ૧૨ તોએ સીતાને લાવ્યા હરી, એ અંતકાળની બુદ્ધિ ફરી; જયારે નકટ આવે અવસાન, ત્યારે જાય વિવેક નેજ્ઞાન ૧૩ જે ગ્રહ જકતને પીડા કરે, તે તમ બંધીવાન થઈ રહે; સહુવિશ્વને દંડે યમરાજ, તે તમથી બ્હીતો ફરે આજ. ૧૪ પણ આવાં કર્મ થકી ક્ષય થશે, કુટુંબરાજ સર્વે જશે; માટે કરો પ્રીત રઘુવરની સાથ, થાય કુશળ કહું માનો નાથ. ૧૫ એ સીતા કાળ અનળની ઝાળ, તે તમ કુળ દહન કરશે ભુપાળ; તમો કહો છો હું જીતીશ રામ, તે મુકો મિથ્યા મન કામ. ૧૬ તમો સર્વ પુ-

રૂષાર્થ ઈશ પણુ સહાસ્ત્રાર્જુન ધર્યા દીપકશીશ;તેને માર્યો ભ્રગુપતી કળા હરી, જેણે એકવીશવાર નક્ષત્રી કરી. ૧૭ એવા ફરશુધર પુરણુ કામ, પણુ તેનું તેજ હરી લીધું રામ; તેરામને કેમ જીતશો નાથ, માનો વચન જોડી કહું હાથ.૧૮તમને રાખ્યા બગલ મોઝાર, જે વાળીબળવંત અપાર;તે કપિને માર્યો એક બાણુ, એવા રામ છે પુરૂષ પુરાણુ.૧૯ જેણે મચ્છ રૂપ ધરી વાળ્યો વેદ, શંખાસુરનો કરીયો છેદ; કૂર્મ થઈ ધર્યો ભુતળ ભાર; સાગર મથક કર્યો મોરાર. ૨૦ ઉર્વિ સ્થાપીશુકર થઈ, હિરણ્યાક્ષને માર્યો જઈ; હિરણુકશ્યપુ હણિયો નરહરી, પ્રેહ્લાદ ભક્તની રક્ષા કરી. ૨૧ વામન થઈ જાચ્યો બળીરાય, મઘવાપતીની કરીરક્ષાય; ફરશુંરામે ન ક્ષત્રી કરી, માતપિતા આજ્ઞા અનુસરી. ૨૨ દશરથ ઘેર રામ અવતાર, પ્રગટ થયા વર્યા ભુભાર; એપુરણુ બ્રહ્મ સ્વયં ભગવાન, જેને આદી મધ્ય નહી અવસાન. ૨૩ જેને કટાક્ષે કંપે કાળ, જે સૃષ્ટિ ઉદય હરતા પ્રતીપાળ; તેજ રામ છે એ નિરવાણુ, જેને વશ થર ચરના પ્રાણુ. ૨૪ તે રામનેતમો કેમજીતશો જે અંતરયામી ઘટઘટ વસ્યો; જો સ્વામી કરો કોટી ઉપાય, પણુભકિતવિના એ વશ નહી થાય. ૨૫ એક ભકતીને વશ છે હરી, જોયું સર્વ સિદ્ધાંતજ કરી; માટે ખોળા પાથરીકહું છું નાથ,તમોરામને જોડી હાથ. ૨૬ જનકનંદિનીસોંપો આજ,રામ શરણુ જાઓ મહારાજ; જે રઘુપતિનો ચોર થઇ ફરે, તે શીવ બ્રહ્માથી નહી ઉગરે, ૨૭ માટે જોઈચ્છો કલ્યાણુ, તો માનો નાથ એ

મારી વાણુ. એવાં વચન રાણીનાં સુણી, પછી હશી બોલ્યો લંકાનો ધણી. ૨૮ (દોહા) રાવણ કહે સુણસુંદરી, સતિ શિરોમણ નાર; તું કહે છે તે સર્વ ખરૂં, પણએનો કહું વિચાર ૧ મેં વૈરજ બાંધ્યું રામશું, થયું જગતમાં જાણ; હવે જોહું જઈ મળું. તો થાયે જશની હાણ. ૨ પુરશાર્થ શું માહરૂં, લોક કરે નીંદાય; કહેછે રામના ભય થકી, બ્હીનો રાવણરાય. ૩ હું છું અસુર પુરૂષારથી, બળ પ્રાક્રમ મહો ખાય; મૈત્રીકરતા રામશું, જશ મારા સહુ જાય. ૪ હું જાણું છું ભગવાન એ, પુરણબ્રહ્મ જગદીશ; પૃથ્વીનો ભાર ઉતારવા, પ્રગટ થયા છે ઇશ, ૫ વેર કરતાં શું મેં કર્યું, આરભ્યું મોટું કાજ, હવે મળતાં રામને, આવે છે મુને લાજ. ૬ નથી મુકાતું માન મેં, નમુ નહિ સુણ નાર; જયારે ત્યારે જગતમાં, મરવું એકજ વાર. ૭ વળીયુદ્ધ કરતાં આ રામશું, મરણ થશે મુજ જાણ; તો મારી સત્કીરતી થશે, ત્રિલોકમાં નીરવાણ ૮ જેણે અવતરી આ જગતમાં, ન કર્યો જશ વિસ્તાર. તે પ્રાણી જીવતા મુવા, પ્રેતરૂપ સંસાર. ૯ થોડું જીવી જશ કર્યો, તે નર અમ્મર જાણ; કલ્પ લગી જીવ્યા ઘણું, જશરહીતનીરવાણ. ૧૦ તોતે.જનજીતવા મુવા, પુરૂષારથ વિના જે. માટે મરણ મેં આદર્યું, જશનીસાટે દેહ. ૧૧ વળી મુજ મનમાં અભીલાષ છે, નરવા નર નાશા ભાર; મારે સાહ્યક છે ઘણા, બળીયા યોધ અપાર. ૧૨ લક્ષ પુત્ર સવા લક્ષ તન, કુંભકરણ મુજ વીર; કાળ જીતીને વશ કરે, એવા છે રણધીર. ૧૩ માટે રામને નહી નમું નહી આપું

સીતાય, નીશચે કહું છું સુંદરી, જે થનાર હોય તે થાય.૧૪ રાવણ બોલ્યો બળ કરી, મન આણી અભીમાન; રાણીયે નીશ્ચે જાણીયું, નહી માને અજ્ઞાન.૧૫ જેવી ભકતી વ્યભીચારી તણી, દંભિકનો વૈરાગ; પરદ્રોહી જ્ઞાનીજ શો, કપટીને અનુરાગ. ૧૬ ભ્રષ્ટ તણો આચાર જેમ, સુમ તણું જે મહાન એવું ડહાપણ જાણજો, રાવણનું જે જ્ઞાન ૧૭ એને માથે આવીયું, મરણ નજીક નીરવાણ; માટે એ માને નહી, જ્યાં લગી ઘટમાં પ્રાણ. ૧૮ પછે એમ વિચારી મયસુતા, ગઈ નિજ મંદિર માંહે; હવે રાવણ યુધ કરવા ચઢયો, તત્પર થઈને ત્યાંહે. ૧૯ (વલણ)--તત્પર થઈને ચઢયો રાવણ, યુધ કરવા તેણી વારરે; કહે દાસ ગિરધર શું વખાણું, તેની શોભાનો નહી પારરે. ૨૦ ઈતિશ્રીરામચરિત્રે સંમતવાલ્મિકીનાટક ધારાયાં યુધકાંડે રાવણમંદોદરીસંવાદેત્રયોદશોધ્યાય: ૧૩

## અધ્યાય ૧૪

છંદ ભુજંગીની દેશી--ચઢિયો રાય લંકા તણો યુધ કરવા, જાણે કે કોપિઆ વિશ્વના પ્રાણ હરવા; વાગી હાક પુરમાં અસુર સર્વે મળિઆ, વાહન સૈન્ય સજી ચઢયા યુધે બળિઆ ૧ લક્ષ પુત્ર પોતા તણા કાળ ભાથી, સવાલક્ષ ચઢયા નેનાસંગસાથી; મંત્રિ મહારથી સારથી સંગ શુરા, જાણે યુધની પેર પ્રપંચ પુરા. ૨ ચતુરંગ સેના ચઢી રાય સાથે, ધર્યાં શુરવીરે વીજય પત્ર માથે; ફાટે સિંધુ જેવો પ્રલેકાળકેરો એવું દળ દેખાએ ઘટા ટોપ ઘેરો. ૩ સકળ સેન મધ્યે કનક મેરૂ જેવો દીસે રત્ન-

મય રાયનો રથ તેવો; રચ્યોછે સ્વહસ્તે વિરંચી સુવાને, નથી જોડ ત્રિલોકમાં એ સમાને. ૪ રવિસહસ્ત્રનું તેજ રથમાંહે ચળકે કનક કળશ મણિમય ધ્વજા દંડ ઝળકે; બેઠો રાય રથમાં સજી શસ્ત્ર ભાથા, પહેર્યાં કવચ અંગે અભે ટોપ હાથા. ૫ શીર પર છત્ર દશ તે સુર્ય પત્ર તેવાં, ચમરવિંજણાવીજળીજયોતી જેવાં શ્યામ કર્ણ ઘોડા જોડ્યા રથ રાજે, જેને જોઇ ઉચ્ચૈઃશ્રવા અશ્વ લાજે, ૬ ગાજે ઘુઘરી ઘણુઘણે ઘંટ ઘંટા, ખાંડાં ખટખડે વાંકટા વીર કંટા; હયહણહણે પાણીપંથા નચંતા, ચાલે જળ અનળમાં આકાશે મચંતા. ૭ ચાલે ઘુમતા ગજ ચીત્કાર કરતા, સીંચે શેરીઓ મદ્ર માતંગ ઝરતા; અંબાડી નપેતેજ રવિબીંબ જાણે, થાએ ઘંટનો ઘોર સ્હેવાય કોણે. ૮ ગાજે દુદુંભી ગડગડે છે ત્રંબાલુ, ગોમુખ ભેરી રણતુર વાજે રસાળુ; પરવત પ્રાય ચાલે જાતુ ધાન શુરો, સીંહનાદ કરતા યુધે વીર પુરા. ૯ છુટે નાલ જંજાલને બાણ ભાલા, ફરે ચક્ર મુદ્ગર ત્રિશુલ તેજ જવાળા; ગદા સાંગ ફરશી તુમર ખડ્ગ હસ્થે, ચાલે ગાજતા યોધના યુથ સાથે. ૧૦ મદપ્રહાર ભારેધરાધીરક પે, ડગ્યો અહિ કમલ કે ઠદ્દિગ ભુમી ચંપે: એવા સેનશું તેરા ત્રણ રાય ચઢિઓ દેખી દેવને ત્રાસ મનમાંહીપડીઓ. ૧૧ આવ્યોરીસેદશશીષ રણ માંહે જ્યારે, નાઠા વાનર ત્રાસ પામીને ત્યારે; ત્યારે વિભીષણને રઘુનાથ પુછે, મારૂ સૈન્ય નાઠુ કહો કેમ શું છે. ૧૨ સુણી વાણી રઘુનાથની શીષ ડોલ્યો, જોડી હાથને રાવણાનુજ બોલ્યો: મહારાજ યુધે ચઢયો લંકાસ્વામી, વાધ્યોગર્વ બો-

હોળો પરિવાર પામી. ૧૩ સાથે પુત્ર પૌત્ર જમાત્ર ઘણેરા, મિત્રિ મહારથીછે માની રાય કેરા; બળિઆ છેજાતુધાન કોટાનકોટી, જેની રણ વિષે યુદ્ધ માં ખ્યાત મોટી. ૧૪ ઘણો સાજ સજી રાવણરાય ચઢીઓ, ઝળકે મધ્યમાં રથ મણિરત્ન જડિઓ; દીઠો સુગ્રીવે એ વૈભવ શત્રુ કેરો, રીસે રાતો મન ક્રોધ વ્યાપ્યો ઘણેરો. ૧૫ રઘુનાથને પાય તે શીષ નામી, ચઢયો યુદ્ધ કરવા કપિનાથ સ્વામી; વ્યાપ્યો નાદ ભુભુકાર કપિ હાક મારે, થયો કંપ અંડોળ ભુગોળ ત્યારે. ૧૬ વલણ—ભુગોળ સર્વે ખળભળ્યું, ચઢયોયુધ્ધે કપિનો નાથરે; નળ નીળ આદે યૂથપતિ, તે ચઢયા સુગ્રીવની સાથરે. ૧૭ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંયુદ્ધકાંડેરાવણસુગ્રીવસંગ્રામારંભણં નામચતુર્દશોધ્યાયઃ ૧૪

## અધ્યાય ૧૫

રાગ મારૂ.—રાવણ સામો ચઢયો સુગ્રીવ, સાથે યૂથપતિ બળના શિવ; એક મોટો ગિરિ ગ્રહીહાથ, નાખ્યો દશ મુખપર કપિનાથ. ૧ રાવણે તવ મુકયું બાળ, કર્યો પર્વતપિષ્ટ પ્રમાણ; પછી સુગ્રીવના હૃદે માંહે, દશ બાણજ માર્યા ત્યાંહે. ૨ ઉછળ્યા સુગ્રીવ તેણીવાર, નાખ્યો બીજો ગિરિ નિરધાર; કર્યો તે પછી ચુરણ જાણ, વેંધ્યો સુગ્રીવને શત બાણ. ૩ થયો મુર્છિત કપિપતિ ત્યાંહે રૂધીર ધારા ચાલી તન માંહે; તે સમે ઉછળ્યો વિક્રાળ, અષ્ટાદશ ક્ષોણી કપિકાળ. ૪ મારે વૃક્ષગિરી પાષાણ, થાય વૃષ્ટિ કરે બુંબાણ; રાવણ નથી ગણતો લગાર, જેમ ગિ-

રિપર મેઘ નિરધાર. ૫ દશાનને મુકયાં બહુ બાણુ, કર્યું સર્વે નિરવાણુ જાણુ; જેમ વાદિ કુતર્ક અનેક, નિવારણુ કરે પંડિત એક. ૬ પછી મુકયાં નારાચ અમિત, કર્યો સહુ કપિ જરજરી ભુત; લેઈ રામની આજ્ઞા ત્યારે, ધાયા સાત કપિ તેણીવાર. ૭ મયંદ શરભંગ ગયગંધમાદન. ગવાક્ષ કુમુદ દ્વિવિધ બળવાન; સાતે ધાયા ગ્રહી પાષાણુ, રાવણે ઉડાડયા મુકી બાણુ. ૮ કર-માંથી તે ગિરિને નિવાર્યા, સાતેને શર શત શત માર્યા; પડયા વ્યાકુળ થઈ નિરવાણુ, થયું સેન માંહે ભંગાણુ. ૯ જોઈ રાવ-ણુનું પ્રાક્રમ, કોપ્યા લક્ષ્મણ જે યતિ ધર્મ; રામ આજ્ઞા માગી તેણીવાર, રણુ ચઢિઆ સુમિત્રા કુમાર. ૧૦ આવી સનમુખ કરીઓ હોકાર, કીધો ધનુષ તણો ટંકાર; બોલ્યા લક્ષમણ ક-રીને રીસ, અલ્યા મુરખ તસ્કર દશશીષ. ૧૧ આપ સીતાને હો મતિમંદ, શિદ કુળનો કરાવે નિકંદ; નહિતો મારીશ આણે ઠામ, મોકલીશ કૃતાંતને ધામ. ૧૨ બોલ્યા રાવણુ રીસે ખુંખારી, અલ્યા તપશી બોલ વિચારી; હું જીવતાં જાનકી સ્પષ્ટ, તમો નથી દેખતા દ્રષ્ટ. ૧૩ એવું સાંભળી પવન કુમાર, ધાયો ગિરિ લઈ કર મોઝાર; ક્રોધે માર્યો રાવણુ શીર તેમ, પડે વીજ ઓ-ચિંતો જેમ ૧૪ ઝાલ્યો આવતો વીસ ભુજાય, ચોળી નાખ્યો કરિઓ પિષ્ટિપ્રાય; રીસે મારૂતિ તવ ગડગડીઓ, રાવણુના રથ ઉપર ચઢીઓ. ૧૫ રાવણે કર્યો પદનો પ્રહાર, પાડી નાખીઓ પ્રથ્વી મોઝાર; ત્યારે લેઈ ગિરિ કરમાં વિશાળ, ધાયો નળ કપી તેણુ કાળ ૧૬ નાખિઓ રાવણુ ઊપર જેવે, કરીઓ ચુરણુ મુકી

શર તેવે; મારિઆં નળને હ્રદે પંચ બાણુ,ત્યારે કોપીઓ કપી નીરવાણુ. ૧૭ તવ જપીઓ બ્રહ્મદત્ત મંત્ર, કોટી કોટી થયા નળ તંત્ર; લાગ્યા રાવાણુશું યુધ કરવા, જાણે પ્રગટયા પ્રાણુજ હરવા. ૧૮ જોઈ નળ કપીનું મહાવીર્ય, ઉભે સૈન્ય કરે આ-શ્ચર્ય, જ્યાં જુવે ત્યાં નળ છે અપાર, મારે રાવાણુને ઘણો માર. કરિઓ અનેક રાક્ષસનો નાશ. જેમ વનને બાળે હુતાશ; એક મહુરત એવું રહ્યું, દશદીષે ના જાએસહ્યું. ૨૦મુકયું બ્ર-હ્માસ્ત્ર કરીને કોપ, નળ થયા ત્યારે સર્વે અલોપ; પછી રહ્યો એક નળ પ્રાય, જેમ રવી ઉદે તારા વીલાય. ૨૧પછી દઈરા-વાણુને સાદ.કરીઓરામાનુજેસીંહનાદ;ચઢયોક્રોધ લક્ષમાણુને અપાર, કરીઓ ધનુષ તણો ટંકાર. ૨૨ ત્યારે રાવાણુ બોલીયો વાણી, અલ્પ્યા શું દેખાડે ચાપ તાણી;તુંમનુષ્યનોપુત્ર પ્રમા-ણે, રાણુમાં યુધ કરી શું જાણે. ૨૩ તેં કર્યું છે શું પુરૂષાર્થ, અલ્પ્યા કહે મુજને તે અર્થ; એવું સાંભળી લક્ષમાણુવીર, ઘણાં બાણુ મુકયાં રાણધીર. ૨૪ જઈ ચોટયાં રાવણુને અંગ, ઘણું રૂધીર ચાલ્યૂં તે સંગ; બ્રહ્મશ્ક્ત્રી કાઢીદસશીશ,મંત્રયુકત કરી તે દીશ. ૨૫ લક્ષમાણુ ઉપર મુકી અમોઘ, જેમપ્રલયવીજનો ઓઘ; દીઠી આવતી લક્ષમાણુ વીર, મુકયું બ્રહ્માસ્ત્રધરીનેધીર ૨૬ ચાલ્યું વુઘત્તુ તે પ્રચંડ, કર્યા શકતી તાણાબે ખંડ અગ્ર-ભાગ ઉછળીઓ ત્યાંહે, વાગ્યોલક્ષમાણુના રદય માંહે. ૨૭પડયા લક્ષમાણ મુર્છા સહીત, થયા શ્વાસોશ્વાસ રહિત;પીડા પામ્યા સુમીત્રિ અપાર, થયો સેનમાં હાહાકાર. ૨૮ વલણુ—

હાહાકાર થયો સેનમાં જ્યારે, પડ્યા લક્ષ્માણ વીરરે; તે સમે કરમાં ગદા લેઈ ધાયો, મારૂત સુત રણધીરરે. ૨૮ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટક ધારાયાં યુદ્ધકાંડેબ્રહ્મશકત્યા રાવણેનલક્ષ્માણમુર્છા કરૂણાનામપંચદશોધ્યાય:૧૫.

## અધ્યાય ૧૬

રાગ સામેરી.--હનુમંત ધાયો તે સમે, કરગદા ગ્રહી નિરવાણ; પ્રલય સમે જેમ રૂદ્ર કોપે, લેવા જગતના પ્રાણ. ૧ તે ગદા મારી ભંગ કીધો, રાવણનો રથ જેહ; પછે તરૂ ગિરી પાષાણની વૃષ્ટિ કરી જેમ મેહ. ૨ ત્યારે રાય બેઠો બીજે રથ કરગ્રહ્યાં દશ કોદંડ; બહુ બાણ મુકી રાવણે. તરૂ ગિરિ કર્યા શત ખંડ. ૩ એકબાણમાર્યુંમર્મમાં,મુર્છાથઇહનુમંતવાળી સુવન ધાયો તદા, મુષ્ટિ કરી બળવંત. ૪ તે રાવણના રૂદે માંહે મારી,અંગદે કરી રીસ, પછે ચુંટી નાખ્યું કરવડે, તે સારથીનું શીષ. ૫ સાવચેતી થઈ એક સાંગમારી રાવણે તેણીવાર, તે અંગદના અંગમાં વાગી, પડયોપૃથ્વી મોઝાર. ૬ ત્યારે મારૂતસુત લક્ષ્માણ તણી, ત્યાં વળી છે મુર્છાય; તે યુધ્ધ કરવા ઉઠીયા, ત્યારે બોલ્યા શ્રી રઘુરાય. ૭ અરે ભાઈ શ્રમીત થયા તમો, હવે ઉભા રહો ક્ષણવીર; એમ કહીને મારૂતી સ્કંધ, ચડયા શામશરીર. ૮ ટંકાર કરીયો ધનુષનો ત્યારે કડકડીયું બ્રહ્માડ; પછે રાવણ સનમુખ યુધ કરવા, આવ્યા બ્રહ્મ અખંડ. ૯ મહા ક્રોધ કરી શર મુકીયાં,કર્યો સૈન્યનો સંહાર; ચાલી સરિત શ્રોણીતની તેમાં. તણાયા ગજ તોખાર.

૧૦છેદાય કોના કર ચરણ, ઉડતાં કોના શીષ; એમ રાક્ષસનો સંહાર કરીયો, કોપીયા જગદીશ. ૧૧ એમ બાણ મુકયાં રઘુપતિ જે, સંહારક સરવત્ર; દશ બાણથી રાવણ તણાં, ઉડાડીયાંદશછત્ર.૧૨ ધ્વજા ચામર છેદિયાં, દશ ધનુષ કાપ્યાં ધીર; દશ મુગટ પૃથ્વી પાડીયા, પછે બોલ્યા શ્રી રઘુવીર. ૧૩ અરે દુરીજન જીવતો તુંને, મુકું છું હું આજ; સહુ ભોગ ભોગવ્ય ઘેર જઇને, કરી લે સહુ કાજ. ૧૪ સ્ત્રીયોને વળી પુત્રને તું, પુછી જઇને ત્યાંહે; પછે સાથે યુદ્ધ કરવા, આવજે તુ આંહે. ૧૫ હવે જીવ્યાની આશા ન રાખી, સત્ય કહું નીરવાણ; એવાં વચન સુણી રાવણના મનમાં, ક્ષોભ પામ્યો જાણ. ૧૬ મન એમ જાણ્યું મારશે, હમણાં મુને એ રામ; એમ વિચારીને રાવણ નાઠો, મુકીને સંગ્રામ. ૧૭ જેમ દેશ ત્યાગ દરિદ્ર પીડયો, કરે જન નિરધાર; એમ રાવણ નાઠો રણ થકી, આવ્યો નગર મોઝાર. ૧૮ પછે શોકાતુર થઇ સભા મધ્યે, બેઠો જઈ દશશીશ; દવે બળ્યો જેવો તરૂ, રાહુ ગ્રસ્યો રજનીશ. ૧૯ એ રીતે તેજ ક્ષીણ થઈને, બેઠો સીંહાસન; છત્ર ચામર વસ્ત્ર ભુષણ, નથી ગમતું મન. ૨૦ ભયે કરી રઘુ-વીરને, સરવત્ર દેખે રામ; ઉદાસ થઈને ચિંતા કરતો, રાવણ તેણેઠામ. ૨૧ પછે સહોદર મિત્ર પોતાનો, તેને તેડયો પાસ; હે મિત્ર હવે શું કરૂં, મુને રામનો બહુ ત્રાસ. ૨૨ આજ પરાજય યુદ્ધમાં પામ્યો, થયું ઘણું અપમાન; એવાં વચન સુણી રા-વણ તણાં, પછે બોલીયો પરધાન. ૨૩ જો કુંભકરણ તમ વી-

રને, હવે ઊઠાડો મહારાજ; તે યુધ્ધ કરવા જાય ત્યારે, થાય સરવે કાજ. ૨૪ રામ લક્ષમણુ સહીત વાનર, સૈન્ય એ ગળી જાય; એવાં વચન સુણી આપી દશાનન, મિત્રને આજ્ઞાય. ૨૫ ત્યારે સહોદર વિરૂપાક્ષ બે જાણુ, ચાલિયા તેણીવાર; દશ લક્ષ રાક્ષસ સંગ લેઈ; આવ્યા કુંભકરણને દ્વાર. ૨૬ ચાર સહસ્ર પખાલ મદ્યની, હસ્તી ઊપર તેહ; અપાર પણુ અન્નના પર્વત, ભક્ષ કરવા જેહ. ૨૭ જગાડવા માંડયો પછે, કુંભકરણુને દીશ; વજાડવા લાગ્યા ઘણાં, વાજીંત્ર એને શીષ. ૨૮ કુંભકરણના કરણુ માંહે, કરે ભેરી નાદ; ઘણો ઘોર તે વાજીંત્રનો,સંભળાય સ્વર્ગે સાદ. ૨૯ હસ્તિની હાર્યો હૃદય ઊપર, ચલાવે છે તેહ;પણ કુંભકરણ નથી જાગતો, છે મહા નિદ્રીતજેહ. ૩૦ અનેક તરૂનાકમાં ઘાલે, સર્પનો નહિ પાર તે શ્વાસકેરાસપાટામાં,ઉડી પડે પુર બહાર. ૩૧ તે કુંભકરણને જગાડવા, એમ કર્યા ઉપાય; લેશ માત્ર તે નવ લેખવે, સઊને થઈ ચિંતાય. ૩૨ કાર્ણમાં બેસાડી તદા, પછી સ્ત્રીઓ કિન્નરી જેહ; તે સુસ્વરેથી સુંદરી, માંહે ગાન કરતી એહ. ૩૩ તે ગાન અંતર ઉતરિયું, ઘટ શ્રોત્ર જાગ્યો ભુર; આળસ મોડી બેઠો થયો,લોચન ઉઘડયાં ક્રુર. ૩૪ ક્રુર લોચન રાતાં છે, જાણુ ઉઘડી અગ્નિ ખાણુ; એમ કુંભકરણ જાગીને બોલ્યો, પરધાન પ્રત્યે વાણુ. ૩૫ વલણ—પ્રધાન પ્રત્યે વાણી બોલ્યો, કુંભકરણ તેની વારરે; કહો કેમ જગાડયો મને આ વેળા, શી ભીડ પડી નીરધારરે. ૩૬ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટક

ધારાયાંયુવકાંડેકુંભકરણપ્રબોધનંનામષોડશોધ્યાયઃ૧૬

# અધ્યાય ૧૭

રાગ સારંગ--કુંભકરણ જાગીને બેઠો, કરીયું મદિરા પાન; અનેક પશુ અન્ન માંસ તણોતે, અહાર કરીયો બળવાન. ૧ ત્રપ્ત થયો છે લોચન લુછી, પુછી પ્રધાનને વાત; કહો મુજને જગાડયો શા માટે, શી ભીડ પડી મુજ ભ્રાત. ૨ ત્યારેજેથયું તે વૃતાંત કહ્યું મિત્રિએ તેણી વાર; તે સુણીને ઘટશ્રોત્રજ ઉઠયો, આવ્યો સભા મોઝાર. ૩ જયારે ઉભો થયો ત્યારે ગગન લગી, મોટું રૂપ દીસે વિકરાળ; જેમ કાજળનો ગિરી ઉંચો દીસે, કે પ્રગટ થયોજાણે કાળ. ૪ ત્યારેવિભીષણે રામનેદેખાડયો, જુવો પેલો ઉઠયો કુંભકરણ; તે સઉને આશ્ચર્ય કરે, જાણે પર્વત કાજળવરણ. ૫ ત્યારે વિભીષણ કહે એનો જન્મ થયો, ત્યારે વરત્યો હાહાકાર; ત્રીશ સહસ્ત્ર સ્ત્રાને તેસમે ગળી ગયો નીરધાર. ૬ વળી એક સમે સુરપતીનીસાથે યુધ કરતો એહ; ત્યારે ઐરાવતનું પુંછ ઝાલીને, પૃથ્વી પછાડયો તેહ. ૭ તે તણા દાંત કાઢીને માર્યો, ઈંદ્રને તેણીવાર; ઈંદ્રે ઘણા વજ્ર પ્રહાર કર્યા પણ, અંગે ન વાગ્યા લગાર. ૮ એવો કુંભકરણ છે બળીયો, વિભીષણે કહી એમ વાણ; તેણે સમે મારૂતસુત કુદ્યો, આવ્યો લંકામાં જાણ. ૯ સભાભરી કુંભકરણજ હતો, ઘુમતો જેમ ગજરાજ; ત્યાંરે અંજની પુત્રે પ્રાક્રમ કીધું, તે બીજે ન થાય કાજ. ૧૦ ઓચીંતાઆવીબાથજમારી, કુંભકરણને તન; કટી લગી ઉછળી આપોતે, પછે વિચાર્યું મન૧૧

જોપૃથ્વી ઉપર આડો નાખું તો, ચંપાય લંકા ગામ; પછે ઉભો મુકીને કુંભકરણને, આવ્યા પોતાને ઠામ. ૧૨ ઘટ શ્રોત્ર મદમાં મગ્ન છે માટે, નવ જાણીઉં કંઈ ત્યાંહે; પછે સભા માંહે ચાલીને આવ્યો, રાવણ બેઠો જ્યાંહે. ૧૩ ત્યારે રાવણે માન દઇ બેસાડયો, કનક તણે આસન; કુંભકરણ બોલ્યો મેઘ ગર્જવત, રાવણ સાથ વચન. ૧૪ અરે ભાઈ મુંને કેમ જગાડયો, શું સંકટ આવ્યું આજ; ભીડ સકળ હું ભાગું તારી કહે મુજને તે કાજ. ૧૫ ત્યારે રાવણે સહુ વૃત્તાંત કહ્યું, હરી લાવ્યો સીતા જેહ; રામ લક્ષ્મણ કપી સૈન્યા લેઇ, આવ્યા યુદ્ધ કરવાને તેહ. ૧૬ હું યુદ્ધ માંહે પરાજય પામ્યો, થયું મારૂં અપમાન; તે માટે મેં તુજને જગાડયો, ભીડ પડી બળવાન, ૧૭ ત્યારે કર કપાળે દઈને બોલીઓ, કુંભકરણ કહે સુણ ભ્રાત; ભાઈ સર્વે ખેલ ખોટા રચી હવે, મુજને શી કહે છે વાત. ૧૮ પણ બુદ્ધિ કર્માનુસારિણી વરતે, લોક કહે છે સત્ય; જ્યારે વિનાશ થવાનો હોય ત્યારે, ઉપજે વિપરીત મત્ય. ૧૯ તું જાનકી શું કરવા લાવ્યો, ક્ષય થાશે કુળ સર્વ; હવે રામની સાથે વેરજ બાધ્યું, ભુલ્યો કરીને ગર્વ. ૨૦ એ નારાયણ અવતરિયા નિશ્ચે, વાનર સર્વે દેવ; મને નારદજીએ કહ્યું તું પુર્વે, જાણુ છું એવ ૨૧ પણ ભાવિ હોનારૂ તે નવ ચુકે, ડહાપણ સર્વે જાય; તેં કાઢી મુકયો વિભીષણને, ત્યારે પેઠી પુરમાં અવદશાય. ૨૨ ચંદ્ર વિના રજની જેવી, દીપક વિના જેવું ધામ; વિભીષણવિના તું એવું જાણજે, ઉજડ લંકા ગામ. ૫૨[illegible] પાવકની

જવાળા, જેવીં વિષની વેલી; મોક્ષ માર્ગનો રોધ કરી નાંખે, નરક કુંડમાં ઠેલી. ૨૪ અલ્યા નવ જીતાઇ જાનકીને, તો કેમ જીતાશે રામ; જો સ્વાધીન સીતા નવ થઈ ત્યારે, લાવ્યાનું શું કામ. ૨૫ ત્યારે રાવણ કહે એ કોટી ઉપાએ, જાનકી વશ નવ થાએ; એક રામ વિના બી ૧ અવર પુરૂષ પર, દ્રષ્ટિ એની નવ જાએ. ૨૬ ત્યારે કુંભકરણ કહે કપટ કરીને, ધર તું રામનું રૂપ સીતા ભજશે ત્યારે તને, થઈ જા તેવો અનુરૂપ. ૨૭ ત્યારે રાવણ કહે રામરૂપ ધરૂં પણ ગુણ તે ન આવે ત્રણ; એક વચન એક બાણ, વળી એક પત્નિવૃત પાવન. ૨૮ એ ત્રણે ગુણ મુજ માંહે નથી, માટે ઓળખે જાનકી આપ; તો તતક્ષણ બાળી ભસ્મ કરે, દે સીતા મુજને શ્રાપ. ૨૯ માટે રામલક્ષ્મણનો પરાજય કર્યા વિણ, સિદ્ધિ નથી સુણ વીર; તેવાં વચન સુણીને વળતો. કુંભકરણ રણ વીર. ૩૦ રામ રાવણ બન્નેને નમિયો, કહેતો ગયો આમ વાણ; હવે મારી વાટ ન જોશો વીર, યુદ્ધમાં જશે મુજ પ્રાણ. ૩૧ પછી અપાર સેના લેઈને આવ્યો, રણ માંહે કુંભક રણ તે જોઈ વાનર સર્વ નાઠા, આવ્યા રઘુપતિ શરણ. ૩૨ ત્યારે ઉભા થયા અષ્ટ યુથપતિ તે, નમ્યા રામને પાય; કુંભકરણશું યુદ્ધ કરવાને, ચાલ્યા લેઈ આજ્ઞાય. ૩૩ વલણ—આજ્ઞા લીધી રામની, પછી અષ્ટ યુથપતિ જાયરે; શ્રોતાજન સહુ સાંભળો, કહું કુંભકરણની કથાયરે. ૩૪ ઈતિશ્રીરામ ચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંયુદ્ધ કાંડે કુંભકરણ રયુદ્ધાર્થેરણાગમનો નામસપ્તદશોધ્યાય: ૧૭

# અધ્યાય ૧૮

રાગ મારૂ—આવ્યો કુંભકરણ કાળ ભાથી, જાણે ઘુમતો મ
કનો હાથી;તેને જોઈયુથપતિઆઠ,ચઢયા સેન તણો સજી ઠાઠ.
૧ કુંભકરણે કર્યો સીંહનાદ, કંપ્યા કપિવર સુણતાં સાદ;ગિ
રિ તરૂવરને પાષાણ, મારે કપિવર કરતા બુંબાણ. ૨ નથી
વાગતું તેને અંગ, જાણે પરવત કેરૂં શૃંગ; કહે છે આ યુદ્ધ તે
શે લેખે,એમ કપિકપિને ઉવેખે. ૩ કરમાં એક મુદ્દગળઝાલી,
રામના ભણી આવ્યો ચાલી; તે સમે વાનરે એક કાળ, કરી
પાષાણ વૃષ્ટિ વિશાળ.૪ પડે પુષ્પ કુર્મની પ્રષ્ટ,એમતેનથી
ગણુતો નષ્ટ; જેવો ગિરિ ઉપર પરજન્ય,એમલેખવતોતેમન,
૫ કુંભકરણ કરે પદ પ્રહાર, થાય વાનરનો સંહાર; ઝાલી મ-
સળે મશક વત ડીલે, ચારે પાસે કપિને પીલે. ૬ તે જોઇને કુધો
હનુમંત, મોટો પરવત લેઈ બળવંત; નાખ્યો અસુરની ઉપર
જેવે,ઝાલ્યો આવતો ગિરિને તેવે.૭તેને ચુરણ કર્યો એક હ-
સ્તે, પછી ત્રિશુળ ગ્રહ્યું મદમસ્તે; તે ત્રિશુળે ભરાવ્યાહનુમંત,
પછાડયા પૃથ્વી બળવંત. ૮ આવી મુરછા પડયા બળશીલ,
ત્યારે ધાયા નળ ને નીલ;તેને એકેકી મુષ્ટિ મારી,થયાપુર્છિત
ગાજ્યોસુરારી. ૯ ધાયાચાર કપિ બળવાન,શરભ ગવાક્ષ ગં-
ધમાદન; ચોથો વૃષભ ગયોતેણીવાર,કુંભકરણેતેઝાલ્યાચાર.
૧૦ બેને આકાશ માંહે ઉછાળ્યા, બેને પૃથ્વી ઉપર પછાડયા;
ગાજ્યો કુંભકરણ તે પ્રચંડ, ત્યારે ખળભળ્યું સકળ બ્રહ્માંડ.
૧૧ ઝાલ્યા અનેક વાનર જેહ,મેલી મુખમાં ગળી ગયો તેહ;

કેઈ કપિ જઠરામાં બળિઆ,કેટલા કરણમાંથઇને નિકળીઆ
૧૨ કાંઈ નીકળ્યા નાશિકામાંથી,સર્વે વાનર નાઠા ત્યાંથી; ઘટ
શ્રોત્રની વાગી હાક, તેણે પૃથ્વી ચઢાવી ચાક. ૧૪ તે સમે
જોઈ સેન ભંગાણુ,ચઢયો સુગ્રીવ બળિઓ જાણુ;કુંભકરણને
ભાન કીશોર, તેણે યુદ્ધ કર્યું મહા ઘોર. ૧૫ ઘટશ્રોત્રે ગ્રહ્યો
સુગ્રીવ, ઘાલ્યા કાખ માંહે બળ શીવ; પછી બોલ્યો આનંદ
ભેર, આજ વાળ્યું મેં વીરનું વેર. ૧૬ કર્યું વાળિએ રાવણને
જેવું, આજ મેં પણ કીધું તેવું; અકળાયો સુગ્રીવ પછી તાંહે
ઘણી દુરગંધી તે માંહે. ૧૭ કાચી કાખ સુગ્રીવે તે વાર, બેઠો
નીકળી સ્કન્ધ મોઝાર; કુંભકરણનાં નાકને કાન, દંતે કરીને
છેદ્યાં બળવાન. ૧૮ પછી કુદયો કરી ગર્જનાય, આવ્યો જ્યાં
છે શ્રી રઘુરાય; થયો કપિમાં જયજયકાર, વખાણ્યો રામે સુ-
રજકુમાર. ૧૯ સુગ્રીવે છેદ્યાં નાશિકા કરણ, નથી જાણતો જે
દુષ્ટાચરણ; જેમ દેહ પીડા નવ જાણે જોગી, દેહાધ્યાસ રહિત
શ્રમ ભોગી. ૧૯ એમ ન લહ્યું અસુર નિરવાણ, તે થયું દશાન-
નને જાણ;નાસા કરણ રહિત કર્યો વીર,સુણી રાવણે મુકી ધીર.
૨૦ પછે નાપિક મોકલ્યો ત્યાંહે,આવ્યો કુંભકરણ છે જયાંહે;
વાંસ ગગન ચુંબિત તે દીશ, બાંધ્યુ મોટું આદર્શ તેને શીષ.
૨૧ કુંભકરણની સનમુખ ધરિયું,ત્યારેઅવલોકન એણે કરિયું;
ઘટશ્રોત્રે જોયુ મુખ જ્યારે, નાસા કરણ ન દીઠાં ત્યારે. ૨૨
તેમાંથી ચાલે રૂધીર પ્રવાહ, જાણે ગીરી શૃંગ ગેરૂ સરીતાય;
એવું જોઇ મન પામ્યો ખેદ, ઊપન્યો દેહ થકી નિર્વેદ.

૨૩ આવી સ્મૃતિ તેને મન, જે સુગ્રીવે કર્યાં છેદન; દેહ કુરૂપ થઈ નિરધાર, હવે વ્યર્થ જીવ્યું ધીકકાર. ૨૪ જો જીવું તો પામું દુખ, રાવણને શું દેખાડું મુખ; હવે નિશ્ચે મારે મરવું, થયો વિરૂપ જીવી શું કરવું. ૨૫ એવું કહી કરી ગર્જના ઘોર, થયો ત્રણ ભોવનમાં સોર; ક્રોધે રામની સનમુખ ચાલ્યો, મેદની સહિત મેરૂ તવ હાલ્યો. ૨૬ આવતો જોઈ રાવણનો વીર, ઉઠ્યા લક્ષ્માણજી રણધીર; રામ ચરણે નમાવ્યું શીશ, આપી આજ્ઞા શ્રી જગદીશ. ૨૭ વલણ---જગદીશ કેરી આજ્ઞા લેઇ, ચાલ્યા લક્ષ્માણજી તેણીવારરે; કુંભકરણની સાથે જઈ, યુદ્ધ કરવા માંડ્યુ અપારરે. ૨૮ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટધારાયાંયુદ્ધકાંડે સુગ્રીવેનકુંભકરણ વિરૂપકર્ણંનામઅષ્ટાદશોધ્યાય: ૧૮

## અધ્યાય ૧૯

રાગ સોરઠ---કુંભકરણ સામા લક્ષ્માણ આવ્યા, મુકીયાં બહુ બાણરે; તે સપક્ષ થયો ગુપ્ત તનમાં, પ્રવેશે નિરવાણરે. ૧ અમોઘ શર લક્ષ્માણ તાણાં, વાગે કુંભકરણને તનરે; તે અસુર લેશ ન લેખવે, નવ ક્ષોભ પામે મનરે. ૨ જેમ પંડિત કેરા વચનથી, નવ થાય ખળને ખોભરે; કરે દાન દાતા યાચકને, પાણ તૃપ્તી ન થાએ ક્ષોભરે. ૩ એમ કુંભકરણ માને નહિ, શર લક્ષ્માણ કેરાં જેહરે; ત્યારે ગદા ગ્રહીને ધાયો વિભીષાણ, બંધુ સનમુખ તેહરે. ૪ અલ્યા મારી સનમુખ એક ક્ષાણ, તું ઉભો રહે અનુકુળરે; રાવણ વિખવેલીનાં ફળ, તમો સરવ

અનર્થ મુળરે. ૫ એવું સુણીને કુંભકરણ કહે, તુંને વિભીષણ ધીકકારરે; કુળમાં કલંક ઉદ્દય થયો, કરવા દહન અંગારરે. ૬ જેમ સીંહના કુળમાં થાય જાંબુક, એમ પ્રગટિઓ શુંડરે; કાયર થઈ ગયો શત્રુ શરણે, લાજ નહિ તુંને મુઢરે. ૭ અલ્યા કુળ લજાવ્યું અમારૂં, કોણ કરે યુદ્ધ તુજ સાથરે; એમ કહી ધાયો રામ સનમુખ, મુદ્દગળ ગ્રહીને હાથરે. ૮ ત્યારે ધનુષ ગ્રહી ઉઠયા તદા, શ્રી રામ રણરંગ ધીરરે; કુંભકરણ સાથે યુદ્ધ કરવા, ચાલ્યા શ્રી રઘુવીરરે. ૯ શર ચઢાવીને સજજ થયા, શત્રુશું બોલ્યા વાણરે; ઘટશ્રોત્ર સુણ મુજ બાણથી, હવે જશે તારા પ્રાણરે. ૧૦ ત્રિલોકને પીડયું તમો કર્યો, પૃથ્વીને બહુ ભારરે; તે દુષ્ટ તમને હણવાને, અમો લીધો છે અવતારરે. ૧૧ મારે રાવણ કુળ સંહારવું, દેવનું કરવું કાજરે; પછે લંકામાં નિર્ભય થકી, કરશે વિભીષણ રાજરે. ૧૨ એવું વચન સુણી કુંભકરણ બોલ્યો. સાંભળ દશરથ તનરે; તું જન્માંતરનો વેરિ અમારો, જાણું છું હું મનરે ૧૩ પણ મોટા હોય તે મુખ ન કહે, આપણું બળ સામર્થરે; તે અણબોલ્યો રણમાંવઢે, સાધે પોતાનો અર્થરે. ૧૪ શું કરૂં જો હતો નિદ્રાવશ, બાકી દેખાડત બળ ભારરે; વળીઉજાડત ત્રિલોકને, કરૂં સૃષ્ટિનો સંહારરે. ૧૫ એવું સાંભળી સજ થઈ રામે, મુકયાં બાણ અપારરે; તે કુંભકરણ મુખ કરી પહોળું, ગળી ગયો તેણીવારરે. ૧૬ જેમ બિલ્ફળ માંહે પ્રવેશે, પછી સર્પ નવ દેખાયરે; એમ કુંભકરણના મુખ વિષે, સહુ બાણ ગુમ્સ થાયરે. ૧૭ તે. રામબાણ ઉદરમાં

કરી, અંત્રજાળ છેદનરે; પણ પીડા કાંઈ પામે નહિ, નથી ક્ષે-
ખવતો તે મનરે. ૧૮ એમ ગળી ગયો તે અસંખ્ય શર, પણ
ન પામે તે હારરે; એવું જોઈ ચિંતાતુર થયા, સહુ કપિ તેણી-
વારરે. ૧૯ ઘટશ્રોત્ર ધાયો રામ ઉપર, તુંમર ગ્રહીને હાથરે;
ત્યારે દિવ્ય શકિત બાણ મંત્રી, મુકયું શ્રી રઘુનાથરે. ૨૦ પ્રલય
અગ્નિ સ્થાપિયો. બાણને અગ્રે રામરે; આ કરણ પર્યંત ખેં-
ચીને, મુકયું તેણે ઠામરે ૨૧ મુદ્ગર સહિત કર છેદિયો. આ-
કાશ ઉઠયો એહરે; જેમ ઉડે સપક્ષ જલમાં, એમ ઉડયો તેહરે.
૨૨ પછે બીજે હસ્તે ગદા ગ્રહી, ધાયો કુંભકરણ તેઠામરે; ત્યારે
સૂરજ મંત્ર ભણીને, બીજું બાણ મુકયું રામરે. ૨૩ તે બાણે
બીજો હસ્ત છેદયો, સમરથ શ્રી અવિનાશરે; પહોળું મુખ કરી
ધાઈને અસુર, જાણે કરશે વિશ્વનો ગ્રાસરે. ૨૪ બે બાણ મુકી
બે ચરણ, છેદીઆ શ્રી રઘુનાથરે; ત્યારે કુંભકરણ પૃથ્વી પડી-
આ, તે વિકળ થઈને શરીરે. ૨૫ પછે પેટભેર ચાલવા માંડયું,
મુખ કરી વિકરાળરે; ફુંફાડા મારે ફુંકના, જાણે પ્રલય અગ્નિ
જ્વાળરે. ૨૬ તે જ્વાળે કરીને કપિ દાઝે, પાડતા બહુ ચીસરે;
પછે ભીમકાળાસ્ત્ર શર ચડાવી, કોપ્યા શ્રી જગદીશરે. ૨૭ તે
બાણે કરીને કુંભકરણનું, શિર કર્યું છેદનરે; મહાવજરે કરી પર્વ-
તતણું, જેમ શિખર થાય પતનરે. ૨૮ શિર અસુરનું ગર્જના
કરતું, ઊછળીયું આકાશરે; વિમાન લેઈને દેવ નાઠા, પામી
મનમાં ત્રાસરે. ૨૯ તે મસ્તક લંકામાં પડયું. ત્યારે ચંપાયાં
બહુ ધામરે; અનેક રાક્ષસ મરણ પામ્યા, શિરથકી તે ઠામરે.

૩૦ હવે કુંભકરણ મરતે થકે, કરિઆ દેવે જયજયકાર; કરી પુષ્પ વૃષ્ટી રામ પર, દુંદુભી માદ અપારરે. ૩૧ કંઈ શેષસૈન્યા રહી હતી, કુંભકરણ કેરી જેહરે; ઘણું ભય પામી નાઠા સહુ, ગયા લંકામાં તેહરે. ૩૨ સમાચાર રાવણને કહ્યા, જે પામિઓ મરણ મહાકાયરે; ત્યારે સિંહાસન ઉપરથી પડયો, વિકળ થઈને રાયરે. ૩૩ પછે રાવણ લાગ્યો વિલાપ કરવા, દુખ ધરીને મનરે; આજ બંધુ પાખે માહરે સહુ, દિશા થઇ ગઈ શુન્યરે. ૩૪ તે જાણીને ઈંદ્રજીત આવિઓ, રાવણ કેરી પાસરે; અરે તાત શું કરવા રૂઓ, જેનો જન્મ તેનો નાશરે. ૩૫ મૃતલોક માંહે અવતરી, નથી ચિરંજીવી કોયરે; માટે શોક શું કરવા ધરો જે હોનારૂં તે હોયરે. ૩૬ નર વાનરે જયારે કુંભકરણને, માર્યા નિશ્ચે જાણરે; હું જાણું હવે કાળ વિપરિત, આવિયો નિરવાણરે. ૩૭ માટે ક્ષમા રાખો પિતા હવે, ધરો ધીરજ મનરે; જયારે ત્યારે જકતમાં પડે, એક વારજ તનરે, ૩૮ એમ બોધ બહુ પુત્રે કર્યો, સમજાવ્યો રાવણરાયરે; ત્યારે આજ્ઞા માગી પ્રધાને, પછે યુદ્ધ કરવા જાયરે. ૩૯ મહા બળિયા સુત રાયના, વળી ચાર મિત્રી જેહરે; દેવાંત્તકને નરાંત્તક વળી, ત્રિશીર નામે તેહરે. ૪૦ વળી શક્રજીતનો કનિષ્ટ બંધુ, નામ તેનું અતિ કાયરે; તે ચાતુરંગ દળ સાથે લેઈને, યુદ્ધ કરવા જાયરે. ૪૨

વલણ—જયારે યુદ્ધ કરવાને રણમાં, રાવણ સુત અતિ કાયરે; વળીરાજકુંવર બીજાઅતિઘણા, વળી મિત્રીજે કહેવાયરે. ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંયુદ્ધ કાંડેકું-

ભકરણ મર્ણનાંમ એકોનવિંશતિતમોધ્યાય: ૧૯

# અધ્યાય ૨૦

રાગ સામેરી--ત્યારે મહોદર અતિ ક્રોધ ચઢિયા, સાથે રાજકુમાર; ચતુરંગ સેન્યા સાથે લેઈને, આવ્યા રણ મોઝાર. ૧ વા-જીંત્ર વાજે અતિ ઘણાં, મુદ્દગર કરે ચિક્કારરે; શુરવીર તે સીંહ નાદ કરંતા, હણહણે તોખારરે. ૨ ત્યારે ગીધપક્ષી ગયો બેશી, અતિ કાય કેરે શીશ; તેને માન શુકન સુચવ્યા, પણ ગણતો નથી તે હીશ. ૩ એવું અસુરનું દળ જોઈને, કપિ સન્ય ધાયું ત્યાંહે; વાનર અસુરને થવા લાગ્યું યુદ્ધ માંહો માંહે. ૪ ગિરિ વૃક્ષ ને પાષાણ વૃષ્ટિ, કરે છે બહુ કીશ; તે આવતાં આસે અ-સુર, મારતા કરીને રીશ. ૫ કપિ અસ્થિ લેઈ રાક્ષસ તણાં, મારે અસુરના શિરમાંહે; તે પુંગી ફળવત થાય ચુરણ, ફાટે ઘટસમ ત્યાંહે. ૬ વાળી કપિ કરડે અસુર કેરાં, નાસિકાને કરણ; ત્યાં રૂધીર ધારા ચાલતી, દશ દિશે લોહિત વરણ. ૭ દળ ભંગ જો-ઈને કોપ્યો જે, નરાંત્તક રાજકુમાર; સ્યામ કરણ તુરી ઉપર બેઠો, આવિઓ તેણીવાર. ૮ જાણે ઉચ્ચૈ:શ્રવાનો વીર હય, ગ-ગરૂડના સરખો વેગ: તેની ઉપર રાજકુંવર ચઢયો, આવી થયો ભેગાભેગ. ૯ ઝળકતું વિધુત લતા જેવું, ખડગ ઝાલ્યું પાણ; ચોપાસ કપિને મારતો, એમ કર્યું દળ ભંગાણ. ૧૦ એકઘાએ સહસ્ત્ર વાનર, મારતો રણ માંહે:તેણે કપિ અષ્ટાદશ લક્ષ મા-ર્યા કર્યું પ્રાક્રમ ત્યાંહે. ૧૧ એવો અનર્થ જોઈને, ધાયો વાળી સુત બળવંત; આકાશ મારગ ઉછળ્યો, કરિ ગરજના અનંત.

૧૨ પછે ક્રોધે મારી અંગદે, એક મુષ્ટિ મસ્તકમાંહે; અશ્વ સહિત મારી કર્યો ચુરણ, નરાંત્તકને ત્યાંહે. ૧૩ ત્યારે મહોદર મહાપાર્શ્વ, ત્રિશીરા દેવાંત્તક નિરધાર; એ ચારે મળીને અંગદ ઉપર, કરવા માંડયો માર. ૧૪ એમ અંગદ સંકટમાં પડયો, ત્યારે કપિ ધાયા ચાર; નળ નીલને વળી રૂષભ સાથે, ચોથો વાયુકુમાર. ૧૫ તેનળે માર્યો મહોદરવળી, નીલે ત્રિશિરા જાણ; લીધા દેવાંત્તક મહાપાર્શ્વના, હનુમંત રશભે પ્રાણ. ૧૬ એમ અંગદને ઊગારિયો, માર્યા ચારેચાર અસુર; અતિકાયતવ કોપે ચઢયો, વજડાવિયાં રણતુર. ૧૭ તે રાજકુંવર રથ માંહે બેઠો, જોડયા સહસ્ર તોખાર; તેની રસી એક સારથીએ, ગ્રહી છે નિરધાર. ૧૮ ઇંદ્રજીત જેવો પરાક્રમી, અતિકાય સ્થુળ શરીર; તે યુદ્ધ કરવા આવિયો, સીંહ નાદ કરતો વીર. ૧૯ ત્યારે તેની સામા ગવાક્ષ ગવય, શરભ કુમુદને મયંદ; અતિકાય આવતો આંતરીને યુદ્ધ કરે મહાદ્વંદ. ૨૦ તે સર્વને મુર્છિત કરી ચાલિયો. આગળ અભિરામ; સારથિને કહે હાંક રથ, જ્યાં હોય લક્ષ્મણ રામ. ૨૧ આવતો જોઈને વિભીષણને, પુછીઉં શ્રી રઘુવીર; આ કોણ આવિયો રથમાં બેશી, યુદ્ધ કરવા ધીર. ૨૨ ત્યારે વિભીષણ કહે રાવણ કેરો, કુંવર એ અતિકાય; મહા પરાક્રમી બળવંત છે, વાનરે નહિ જીતાય. ૨૩ આ રથ આપિઓ છે બ્રહ્માજે, અભેદવજ્ર સ્વરૂપ; એવું વચન સુણીને રામચરણે, નમિઆ પન્નગભુપ. ૨૪ આજ્ઞા માગી રામની, સજ થયા લક્ષ્મણ વીર; અતિકાય સાથે યુદ્ધ કરવા, ચાલીઆ રણધીર. ૨૫ ધનુષ

પર સંધાન કરી, સૌમિત્રી મુકે બાણ; તે આવતાં અતિકાય છેદે, શરે શર નિરવાણ. ૨૬ રાવણ તણો સુત પરાક્રમી, અસ્ત્ર-વિદ્યાએ સમર્થ; લક્ષ્મણજી જે જે બાણ મુકે કરે તે તે વ્યર્થ. ૨૭ અતિકાય ને લક્ષ્મણ તણું, થયું યુધ્ધ દારૂણ ત્યાંહે; શ્રોણિતની સરિતા વહી. થયો સંગમ સાગર માંહે. ૨૮ ઘણું બળ દીઠું અતિકાયનું, કોપ્યા અનંત અપાર; બ્રહ્માસ્ત્ર શર સંધાન કરીને, મુકીઓ તેણીવાર. ૨૯ જેમ પ્રલય કેરી વીજ ચમકે. એમ ચાલીયું બાણ; તે બાણથી અતિકાયનું, શિર છેદિયું નિર-વાણ. ૩૦ તે સમે કપિ સેના વિષે, વર્ત્યો જયજયકાર; અસુર કેરૂ સેન નાઠું, ગયું પુર મોઝાર. ૩૧ સમાચાર જાણ્યો દશમુખે, અતિકાય કેરૂં મરણ; ત્યારે મુર્છા આવી રાયને, ખેદથી પડિઓ ધરણ. ૩૨ ઘણા પુત્ર મિત્ર જમાત્ર શુરા, મરણ પામ્યા જેહ; રાય તેને સંભારીને, રૂદન કરતો તેહ. ૩૩ સાવધાન કરિઓ ઇંદ્રજીતે, રાવણ તેણીવાર; પછી ધીરજ આપી યુધ્ધ કરવા, ચઢિઓ સતિકુમાર. ૩૪ ચતુરંગ સેના સાથ લીધી, કર્યું રકતે સ્નાન; રકતભુષણ રકતઅમ્બર, કર્યાં તન પરિધાન. ૩૫ પછી શકિતકેરો હવન કરિયો, કુંડ રચી રણ માંહે સર્વ મંત્રિ હોમી-આ મદ માંસ ઘણું વળી ત્યાંહે. ૩૬ રણદેવીને કરી પ્રસન્ન ભોગ સમર્પ્યા બહુ રીત; વાજીંત્ર બહુ વજડાવિયાં, યુધ્ધે ચઢિ-ઓ ઇંદ્રજીત. ૩૭ (વલણ)——ઇંદ્રજીત ચઢિઓ જુધ્ધ કરવા, બેઠો રથ મોઝારરે; ચારે પાસે કોટ રચિઓ, સેના તણો નિરધા-રરે. ૩૮ ઈતિશ્રીરામચરિત્રે સંમતવાલ્મિકીનાટકધારાયાંયુધ્ધ

કાંડેસંગ્રામેયુદ્ધર્થઈન્દ્રજીતગમનનામવિંશતિતમોધ્યાય:

# અધ્યાય ૨૧

(રાગ મારૂ)--આવ્યો ઇંદ્રજીત રણમાંહે, રઘુવીરનું સેન છે જયાંહે; ત્યારે કપિદળ થયું સાવધાન, મારે માર કરે બળવાન ૧ ચારે પાસે કપિએ ઘેર્યો, અકળાયો સુત રાવણ કેરો; મુખે બોલતા જય જય રામ, મારે વૃક્ષ ગિરી તે ઠામ. ૨ ત્યરે અદ્રશ્ય થયો ઇન્દ્રજીત, કરતો આકાશ જઈને અનિત્ય; તિહાં રહી મૂકે બાણ અપાર, જાણે અખંડ મેઘની ધાર. ૩ ચારે પાસે કપિ સહુ જોય, તેને નથી દેખતું કોય; આવે વિજળી સરખાં બાણ, છેદે કપિના શિર પદ પાણ. ૪ કોટીવાનરપામિઆમરણ, પડિયા નિર્જીવથઇનેધરણ; ત્યારેવર્ત્યોહાહાકાર, બળિયોમેઘનાદઅપાર. ૫ શત બાણમૂકયાં ઇંદ્રજીત, ખીલ્યા રામનેલક્ષ્મણસહિત; કરમાંથીપાડયાંશરાશન, પડયામૂર્છિતથઈભગવાન ૬ જાણવી માનુષી લીલા તે ઠામ, જે અભેદ છે આત્મારામ; વળી મુકયાં ઇંદ્રજીતે બાણ, લીધા અનેક વાનરના પ્રાણ. ૭ અષ્ટાદશ બાણે સુગ્રીવ પડયો, છ બાણે ગંધમાદન તાડયો; બાર બાણે ઋષભને મયંદ, નીલને બાણ માર્યા દ્વંદ. ૮ રૂક્ષપાળને માર્યા સાત, કર્યો ખટ બાણે નળને પાત; ગવય ગવાક્ષ અંગદ જેહ, પાડયા ત્રણ બાણે કરી તેહ. ૯ દધીમુખ શરભને દ્વાદશ તન, સોળ બાણે પાવક લોચન; ચૌદ બાણે સુક્ષેણ કેસરી, હેમકુટને વેંધ્યો ત્રણે કરી. ૧૦ સુમુખ દુર્મુખને જોતી મુખ, દશ બાણે પ માડયા તેને દુ:ખ; ગૌરમુખને પાડયો ચાર

બાણુ, પંચ શરે દધીમુખ નીરવાણ. ૧૧ કર્યા મુર્છીત સહુ કપિ માત્ર, પડ્યા ભુમી શિયળ થયા ગાત્ર; કરી સકળ સૈન્યા મુર્છીત, ઊતર્યો ભુમી ઉપર ઈંદ્રજીત. ૧૨ પામ્યો વિજય જીતીને રામ, ઈંદ્રજીતે કર્યું એવું કામ; વજડાવ્યા વાજીંત્ર અપાર, આવ્યો લંકામાં સતીનો કુમાર. ઉઠી રાવણ પુત્રને ભેટ્યો, તાપ બંધુ મરણનો મેટ્યો; સાબાશ કર્યું રૂડું કામ, પુત્ર રાખ્યું તેં મારૂં નામ. ૧૪ એમ રીઝ્યો રાવણરાય, હવે સુવેળુયે શું થાય, કપિ સૈન્ય પડ્યું તું જેહ, તેમાં ઉગર્યા બે જાણ તેહ. ૧૫ એક વિભીષણ ને હનુમંત, ચિરંજીવી એ બે બળવંત; તે બેઠા આવી રામની પાસ, દેખી વિપરીત થયા છે ઊદાશ. ૧૬ રામ લક્ષ્મણનું જોઈ મુખ, મનમાં ઘણું પામ્યા દુઃખ, પછે મુકી મનની ધીર, રોવા લાગ્યો તે બન્યો વીર. ૧૭નીશ્ચે આવ્યો ભાઈ વિપ્રીત કાળ, પડીયા જયારે રઘુકુળ બાળ; એમ બે જાણ શોચે આપ, કરે વિવિધ પ્રકાર વિલાપ ૧૮ એમ કરતાં નિશા થઈ જયારે, ગયા સૈન્યમાં મારૂતીત્યારે જોયા, સર્વ કપિને હલાવી, થાકયા નામ દેઇને બોલાવી. ૧૯ પડ્યા સર્વ થઈને અચેત, તેમાં જાંબુવાન સાવચેત; તનેબેઠો કર્યો બળવંત, રીંછપતી કહે હો હનુમંત. ૨૦ ભાઈ સુખીછે લક્ષ્મણ રામ; કહો બેઠાછે કોણ ઠામ; એવું સુણી રોયા મારૂતતન. બોલ્યા ગદગદ થઈનેવચન. ૨૨ શું પુછો છોમુનેજાંબુવાન, સૈન્ય સહિત પડ્યા છે ભગવાન; મનુષ્ય લીલા કરી રઘુરાય, હવેકરવોકવણઊપાય. ૨૨ એવાં વચન સુણી રૂક્ષરા-

જ, આવ્યા જ્યાં વિરાજે મહારાજ ત્રણે જણ મળી બેઠા પાસ જોઈ રામને મુકે નિશ્વાસ. ૨૩ વિભીષણ ને વાયુકુમાર, રૂક્ષપતિ મળી કરતા વિચાર; કહો ભાઈ હવે કરવું કેમ, સૌ-ઘોસમયથાયે સુખ જેમ. ૨૪ વળતાબોલ્યારીંછપતિ ત્યાંહે, જો લાવો દ્રોણાચળ આંહે; તેની ઔષધી વન પસાર, ઉઠે સકળ સૈન્ય નિરધાર. ૨૫ અહિંથી યોજન કોટી ચાર, ક્ષીર સિંધુની પેલીપાર; તે આવે નીશામાં આ ઠાર,, તોસરે અર્થ નવ લાગે વાર. ૨૬ એવું સુણી ઉઠયા વાયુ તન, થયા સત્વર બોલ્યા વચ્ચન; ત્રણ પહોરમાં લાવું દ્રોણાચળ, રામકૃપાનું છે મુજમાં બળ. ૨૭ તમો રક્ષણ સહુનું કરજો, આવે અસુરતેને સંહરજો, ઘણી ધીરજ,ધરજો મન, પ્રાણપતીનું કરજો જતન. ૨૮ ( વલણ ) પ્રાણપતિનું જતન કરજો, ધરજો મનમાંધી-રરે, એવું કહી દ્રોણાચળ લેવા, ચાલ્યા હનુમંત વીરરે. ૩૯ ઈતિશ્રીરામચરીત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં યુદ્ધકાંડેઈ-દ્રજીતેનરામસૈન્યામુર્છાનંનામએકવિંશતિતમોધ્યાય:૨૧

## અધ્યાય ૨૨

( રાગ મારૂ )--હવે દ્રોણાચળ લેવાને કાજે, કુધો વાયુ-તન; આકાશ માર્ગે જાયછે ઉડયો, ભય નથી ધરતો મન. ૧ રામ નામનું સ્મરણ કરે મુખ, મારેમનોમયફાળ; નિશાવીશે નિરભે થકી જાતાં, વજાહદી વિકરાળ. ૨ સમુદ્ર સરીતા દ્વિપ ગિરિ તે, ઓળંગતાતેણીવાર; મનથી અધીકો વેગ છે જેનો, એવો વાયુકુમાર. ૩ પછે દ્રોણાચળની પાસેઆવીનેઉભાશ્રી

હનુમંત; તે પર્વતને ચિંતવીયો પોતે,લેવાને બળવંત૪જેમ અંબુનિધીને અગસ્ત ચિંતવે, તસ્કર નૃપ ભંડાર;જેમ કુકાર પાણી વૃક્ષ ચિંતવે.યુવંતી રૂપને જાર. ૫એમ દ્રોણાચળનેચિં-તવે કપિવર, સ્તુતી કરતા કર જોડ; તું પરઉપકારી પર્વત છે, માટે પુર અમારા કોડ. ૬ તુજ નામ સ્મરણથી રોગજ નાસે, ત્રાસે તન પરિતાપ; હું યાચક તુજને યાચવા આવ્યો, માટે ઔષધી મુજને આપ. ૭ જે જગદોદ્ધારક રામ લક્ષમણ થયા મુર્છીત સન્ય સહીત; તુજને જશ આપવાને કારણ, લીલાકરી છે અજીત. ૮ એમ હનુમંતે ઘણી કરી પ્રાર્થના, ત્યારેબોલ્યો ગિરી દ્રોણ, પ્રત્યક્ષ મુર્તિ થઈને કહે,અલ્યા તું મર્કટ છેકોણ૯ દ્વેષને દુર્લભ ઔષધી મારી, તે તુને કેમ અપાય;જાનહિઆપું કોણ છે, એવા લક્ષમાણને રઘુરાય.૧૦ એવું સાંભળી કપિવર કોપ્યા, બોલ્યા ક્રોધ વચન; અલ્યા જડબુધી પાષાણ રૂદેકંઈ જ્ઞાન નથી તુજ મન. ૧૧ જેમ વાયસને વિવેકનહિ, મદ્યપા-નીને તત્વ વિચાર; જેમ દયા નહિ નિર્દય હિંસકને. વ્યસનીને આચાર. ૧૨ ધર્મશાસ્ત્ર તે ભ્રષ્ટ ન જાણે,મુઢનો વિદ્યાભ્યાસ જારને શીળ કૃપણને ધર્મ શું, કપટીને વિશ્વાસ. ૧૩ એમ તું નિર્દય જડ નથી જાણતો, રામ કામનું હેત;માટેહવડાં તુને ચુર્ણ કરી નાંખું, શિક્ષા કરૂં અચેત. ૧૪ એમકહી પછે પુંછ વધાર્યું. પ્રચંડ ચક્રકાકાર;શેષનાગનાજેવું કરીને,બાંધ્યો ગીરી તેણીવાર. ૧૫ પછે મુળથકીઉખેડી લીધો દ્રોણાચળહનુમંત આકાશ માર્ગ લેઈને ચાલ્યા, ઉછળતા બળવંત.૧૬જેમ અ-

ળકે કાન્તીસુદ્દામાપર્વંત. રવિમંડળરથ સાજ; જેમઉરગપ-
ત્તિ ઉર્વી લેઇ ઉડે, એમઉડયા કપિરાજ.૧૭જ્યારેએક પહોર
રજની રહી ત્યારે, આવિઆ સુવેળુ જ્યાંહે; તે સમે સીત
પ્રભંજનછુટયો,પ્રસર્યોસેનામાંહે. ૧૮દ્રોણઔષધીનોવાયુ
લાગ્યો,સેન ઉઠયું તેણીવાર; શ્રીરામલક્ષમણ સાવચેત થયાને
વર્ત્યો જયજયકાર ૧૯સર્વનાં અંગ નવીનથયાં તલ માત્ર
રહ્યો નહીં થાક;ત્યારે અરૂણ ઉદય ત્યાંસભા કરીને બેઠા શ્રી
રઘુરાય. ૨૦ તે મારૂતી મુકી આવ્યા પુર્વ સ્થળ, દ્રોણાચળને
ત્યાંહે; આવી મહાવીરસાષ્ટાંગ કર્યા,શ્રીરઘુપતી બેઠા જ્યાંહે
૨૧ શ્રી રામે ઉઠાડીઅંજનીસુતને,ચાંપયો રૂદયા સાથ;ધન્ય
ધન્ય કહીઆશીશદીધી,મુસ્તક મુકયો હાથ ૨૨પ્રાણદાતાર
થયો તું સહુનો, સાંભળ હો હનુમંત; તુજ વિના કોણ સાહ્ય
કરે, આ રણુમાંહે બળવંત. ૨૪ ત્યારે કરજોડીને કહે અંજની-
સુત. સમર્થશ્રીરઘુરાય; એસર્વ તમારી કૃપાનું બળછેમુજથી
કંઈનવ થાય. ૨૪ એમ અંજની સુતનાં વચન સુણીનેપ્રસન્ન
થયા મોરાર; સર્વ કપિજન આનંદ પામ્યા.કરતાજયજયકાર
૨૫ વલણ--વર્ત્યો જયજયકાર; સહુ કપિ ભેટયા હનુમંતને;
વળી શ્રી સુખે જગદાધાર;વખાણેઘણું બળવંતને. ૨૬ઇતીશ્રી
રામચરિત્રસંમનવાલ્મિકી નાટકધારાયાંયુધકાંડે હનુમંતદ્રો-
ણાચળૌષધ્યારામસેનામુર્છાનિવારણોનામદ્વાવિંશતીતમોધ્યાય

## અધ્યાય ૨૩

રાગ ધનાશ્રી--હનુમંતે કરીયું અદભુત કાજજી ત્યારે વા-

નર પ્રત્યે બોલ્યા કપિરાજજી; સહુ અગ્નિ લગાડો લંકામાં આજજી, એવું સુણી ઉઠયો કીશ સમાજજી. ૧ (ઢાળ) સમાજ કપિનો ચાલિયો સુણી, સુગ્રીવ કેરૂં વચન; કોટ ઓળંગી પ્રવેશ્યા. પુર માંહે સહુ કપિજન. ૨ દેવદારૂ કેરાં વૃક્ષ કરમાં, ગગન ચુંબીત જેહ; તે સળગાવી કપિ કુદીયા, કોટાનકોટી તેહ. ૩ ઘણો વાયુ વાયો તે સમે, લંકામાં લાગી લાય; સહુ લોક હાહાકાર કરતા, કોળાહળ બહુ થાય ૪ તે જાણ રાવણને થયુ ત્યારે, ખેદ પામ્યો મન; જે દ્રોણાચળ હનુમંત લાવ્યો, કર્યા સહુ સજીવન ૫ વળી વાનર આવ્યા લંકામાં, બાળવા માંડયાં ધામ; એ ઉજડ કરશે પુર સકળ, કો નહિ રહે આ ઠામ. ૬ રાજકુંવરને આજ્ઞા કરી, જંઘ મજંઘને વિરૂપાક્ષ; તતપર થઈને ચાલીયા વળી, ક્રોધ નેન શ્રોણીતાક્ષ. ૭ વળી કુંભકરણના પુત્ર બે જેનું, કુંભ નીકુંભ એવું નામ; પરજન્યાસ્ત્ર મુકી અગ્નિ, સરવે સમાવ્યા તે ઠામ. ૮ પછી બાણ મારી સર્વ વાનર, કાઢયા પુરથી બહાર; રણ માંહે આવી રાક્ષસે, યુદ્ધ આરમ્ભ્યું તે ઠાર. ૯ ઘટશ્રોત્રને પુત્રે તદા, રણમાં કર્યું યુધ્ધ ઘોર; મારવા માંડયું કપિદળ ત્યારે, ધાયો ભાનુકીશોર. ૧૦ કુંભના કરમાં થકી. લીધું સુગ્રીવે કોદંડ; કરીગરજના પછી ભંગ કીધું ધનુષના બે ખંડ. ૧૧ સુગ્રીવ કુંભને થયું પછે, મલ્લયુધ્ધ મહુર્ત એક; પદ પ્રહારે મેદની કંપે, મારે ઘાય અનેક. ૧૨ સુગ્રીવે માર્યો કુંભને, ધાયો નિકુંભ તેણીવાર; આવતો રોકયો તેને કર્યું યુધ્ધ પવનકુમાર. ૧૩ નિકુંભના શિર વિષે મારી, મુષ્ટી

એકહનુમંત; તત્કાળ પામ્યો મરણ તે, એમ અસુર હણ્યા બળવંત. ૧૪ રાજકુંવર સરવે આવ્યાતા, ઘણા રાક્ષસ લેઈને જેહ; હનુમંત સુગ્રીવમળીને,સર્વ મારયા તેહ. ૧૫ તે ખબર જાણીરાવણે,ત્યારે મોકલીઆ ત્રણ વીર;વિશાલક્ષને મકરાક્ષ નામે અક્ષ એ રણધીર.૧૬ તે રાક્ષસેધયુકર્યું દારૂણ, કોપીઆ શ્રીરામ;મહા બાંણ મુકી ત્રણે જણને મારિઆ તે ઠામ. ૧૭ તે પુંઠે ચઢિયો શક્રજીત, રચ્યો કુંડ રણમાં જાણ; તેણે હોમ કરીને ઉપજાવી,એક કૃતિકા નિરવાણ. ૧૮ તેકૃતિકાની ઉપર બેઠો પરાક્રમી ઇન્દ્રજીત; આકાશ મારગ જઈ રહ્યો, કરતો તે યુધ્ધ અમીત.૧૯તેની બાણ વૃષ્ટીયે કરી ઘણા કપિ પામીઆ મર્ણ; કોના હસ્ત શિરચરણ. તુટે નાસિકાને કર્ણ.૨૦ જ્યારે ઇન્દ્રજીતે કપીદળ, કરવા માંડયું સંહાર; ત્યારે લોક પ્રાણુશે કહ્યું આવીરામનેનિરધાર. ૨૧ અંગીરાસ્ત્રેકરીકૃતિકાને છેદો શ્રીમહારાજ; મેઘનાદ માનેહાર જે વળી થાય ત્યારે કાજ ૨૨ તે સુણી રામે મુકીયું,અંગીરાસ્ત્રકેરૂં બાણ;તે રામબાણે કૃતિકા બળી, ભસ્મ થઇ નિરવાણ, ૨૩ ઈદ્રજીત તવ કોપે ચઢયો, સીંહનાદ કીધો ઘોર; બ્રહ્માંડ સરવે ખળભળ્યું, ગયો બ્રહ્મલોકે સોર. ૨૪ પછે વૃષ્ટી કરતો શર તાણી, નભમાં રહીભલપુર;અંધકાર અતિશે આદર્યું, તેણે દેખાય નહિં સુર. ૨૫ કોટાનકોટી કપિ કેરો; કરિઆ રણ સંહાર;અષ્ટ યુથપતી મુરછીત કરિઆ ત્યારે કોપ્યાજગદાધાર. ૨૬ કોદંડસજ કરી શરચઢાવ્યો રામ રણ રંગ ધીર; ઈન્દ્રજીત સાથે યુદ્ધ કરવા, ઉભા શ્રી રઘુવીર.

૨૭ એક બાણુ મુકીશક્રજીતનું, ધનુષ કાપ્યું રામ; બીજું માર્યું મુગટમાં, પ્રથ્વી પડયો તેઠામ. ૨૮ કાર્મુકત્રીજું મુકીર્યુંરાવણી ઉંપર જેહ; તે બાણુ કેરી ઝપટથી તતકાળ ઉડયો એહ. ૨૯ મુરછીત થઈ જઈને પડયોઈન્દ્રજીતલંકા માંહે; સાવચેત થઈને ઉઠીઓ, પછે કપટરચીયુંત્યાંહે ૩૦તેણેમાયામયનિરમાણ, કીધું જાનકીનું રૂપ કનકરથમાં બેસાડી અલંકાર ચીર અનુપ. ૩૧ એવું કપટ રચીનેઆવીઓ રણુમાંહેઅસુરકુમાર આવતો જોઈગિરી લેઈ ધાયો જે રૂદ્રનો અવતાર. ૩૨ હનુમંત પાસે ગયા ઈન્દ્રજીત ઉભો જયાંહે વાયુપુત્રને તવદેખાડી કૃત્રિમ સીતા ત્યાંહે ૩૩ અલ્યા જો કપી તુજ ઈષ્ટિદેવી, જનકતનયા જેહ. એ અંગના રઘુવીરની મુજ પીતા લાવ્યો તેહ ૩૪ અમારા કુળનો ક્ષય કરીઓ, સહુ અસુરનો સંહાર; જાતુધાન કુળ વન દહન કરવા, અગ્નિ શીખા એ નાર. ૩૫ કુંભકરણુ આદે નીશાચર, એણેકરીઆંભક્ષજાણુ; એ કૃત્યાપ્રગટી ત્રેતાયુગમાં ભોગ લેવા નીરવાણ. ૩૬ તે માટે કપી મારૂ એને, ટાળુ અસુરનું દુખ; એ કલહકારિણીનો વધ કરતાં થાશે અમને સુખ, ૩૭ એમ કહીવચનકહી રાવણુસુતેગ્રહ્યુંખડગનીજ કર માંહે; કૃત્રીમ સીકા તણો વધ કરયો ઈન્દ્રજીતે ત્યાંહે ૩૮ તે દેખાડીયું હનુમંતને, રામને જઈ કહે આજ જે જાય ઉઠી અયોધ્યામાં હવે શું છે કાજ. ૩૯ એવું જોઈને હનુમંતજીએ સત્ય માનીયું ત્યાંહે; સીતા તણો વધ દેખતાં પડીઆ વીકલ પ્રથ્વીમાંહે. ૪૦ઈન્દ્રજીત ત્યાંથી ગયા પુરમાં કરીકપટ પ્રકાર;

મારૂતી મુરછીત થઈ પડિઆ દેહે શુદ્ધિ નહી લગાર. ૪૧ વલણ—દેહે શુદ્ધીભુલીઆ મારૂતી ક્ષણ એક રહી મુરછાયરે; પછે સાવચેત થઈને બેઠા તારે રૂદન કરે કપીરાયરે. ૪૨ ઈતી શ્રીરામચરીત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં યુદ્ધકાંડેઇન્દ્રજીતેનનામકૃત્રીમસીતાહનનાંતરં મારૂતીમોહોનામત્રયોવિશતીતમોધ્યાય. ૨૩

## અધ્યાય ૨૪

રાગ વેરાડી—હવે કૃત્રીમ સીતાનો વધ જોઈને, મારૂતી કરના રૂદન; હું સમાચાર શો કહીશ રામને એમ શોચતા મન ૧ મેં ઘણાં કામ કરી હરખ પમાડયા પવન કર્યા શ્રી રામ; સીતાનોશોકહરણરઘુપતીએપાડયું મારૂ નામ. ૨ તેઆ સમાચાર મેં કેમ કહેવાશે, શોક સીંધુનીવાત; એમ સોચનાકરતા રામની પાસે, આવ્યા મારૂત જાત. ૩ ઉભા રહ્યા આવીઅધો વદને, નેત્રે આંસુ ધાર ત્યારે સર્વ કપી થયા વ્યાકળ જોઈને. દુઃખીયા પવન કુમાર. ૪ પછી ચીંતાતુર થઈ રામ પુછે છે, મારૂતસુતને વાત; હે પ્રાણ સગે તને શું દુખ પ્રગટયું, તે કહે મુજને ભ્રાત. ૫ ત્યારેમારૂતસુતકહેઈન્દ્રજીતે કર્યો જાનકીનો વધ આજ; રણમાં લાવીને મુજ દેખતાં કીધું કુડું કાજ. ૬ એવું વચન સાંભળી અજ અજીત, સુખ સીધુ આત્મારામ; તે માનુષી લીલા જણાવા માટે કલેશ કરતા આમ ૭ આંસુ ચાધારાં ચાલ્યા નેત્રમાં પ્રગટયો શોક અપાર; રઘુપતી રોતાં રોયાં સર્વે વરત્યો હાહાકાર ૮ એકે કાળેશોકઊછળ્યોદુખનો દરીઆ પુર; કહેતાં કંઠીત થાય કવીની વાણી રોકાએ ઉર

૯ એમ શોક સાગરમાં બુડયા સર્વે રૂદન કરે રઘુવીર; ત્યારે ધીરજ આપીને સમજાવે, લક્ષ્મણજી રણધીર. ૧૦ હે બ્રહ્માંડ નાયક પુરણ બ્રહ્મ; શું કરવા ધાર્યો છે શોક; જેનો આકાર બંધાયો તે જાય, નાશવંતસહુલોક, ૧૧ માટેવીવેક વજરગ્રહીને મોહગીરી ચુરણ કરો મહારાજ; આપણા ગુરૂએ જ્ઞાન કહ્યું છે ને વીચારો આજ, ૧૨ તમો સર્વ દેવના દેવ પરીબ્રહ્મ આનંદ મુર્તી વેદ માયાનો સંભ્રમ ન હોય તમને એ લીલા નાટક ભેદ,૧૩ તમ થકી જાનકી અળગાં કયાંછે પ્રભા દીપની જેમ, કનક કાંતી જેમ સુર્ય કીરણ વળી દેહને છાયાતેમ ૧ તે કલ્પાંત કાળે થાયે ન અળગી એમ જાણો સીતાય; જગતપિતા જગદિશ તમો છો એ છે જગતની માય.૧૫ એ ઇચ્છા શકતી તમારી સીતા તે કેમ થાએ દુર; જે દ્વઈત ભાવ આરોપે તેને, જાણવા મુરખ ભુર. માટે શોક મુકીને ધીરજ રાખો હણો રાવણને આજ; બંધી પડયા તે દેવ છોડાવો દુખ ટાળો મહારાજ. ૧૭ એમ ભોગીન્દ્રે ઘણા વચન કહ્યાં, જેવાં વીવેક સીંધુ રતન; તે સુણીને રઘુપતી જોઈ રહ્યા છે કરીને નીચું વદન. ૧૮ત્યારેવિભીષણપોતાનો મિત્રી મોકલ્યો હતો અશોકવન; તે સીતાની શોધ જોઈને આવ્યો જ્યાં બેઠા જુગજીવન. ૧૦ તે પ્રધાન શ્રી રઘુવીરની સાથે બોલ્યો હશીને વાણ; સર્વ સભા સાંભળતાં કહે છે સુણીએ પુરૂષપુરાણ, ૨૦ મહારાજ સુખીછે જનકનંદનીઅશોકવન મોઝાર, પાસે ત્રીજટા ગાન કરે છે ચરિત્ર તમારાં સાર ૨૧ ત્યારેરામે વિભીષણ

સામું જોયું, વચન સુણીને તેહ; પછી વિભીષણ કહે તે વાત ખરી છે, એમાં નહીં સંદેહ. ૨૨ એ મિત્રીને મોકલ્યોતો મેં, જોવા કારણ ત્યાંહે; તે ક્ષેમ કુશળતા જોઈ સીતાને, પાછો આવ્યો૦ આંહે ૨૩ તે માટે સુખી જે જનક નંદની, અશોક વનમાં જાણ; એવાત જો કંઈ જુઠી હોય તો, તમારા પદની આણ. ૨૪ એઇંદ્રજીતની માયા જાણો, મોહ પામે જોઈ લોક; હનુમંતે દીઠું એ કૃત્રીમ, મિથ્યા સરવે ફોક. ૨૫ એવાં વિભીષણ કેરાં વચન સાંભળી, હરખ્યા જુગદાધાર; સુમિત્રીસહિત કપિ આનંદ પામ્યા વરત્યો જેજેકાર. ૨૬ વખાણ્યો વિશ્રશ્રવા સુતને ત્યાં, મુખે શ્રી રઘુવીર; અરેભાઇ આ મહા દુખમાં તમો, આપી ધારણ ધીર. ૨૭ એવી ઇન્દ્રજીતની અટપટી માયા, જાણીશ્રી રઘુનાથ; તેના મરણ તણો વિચારજ પુછે; ગ્રહી વિભીષણનો હાથ. ૨૮ અરે વિભીષણ કહો એકેમ કરશે, રાવણ સુત બળવન; એવિદ્યાવંત માયાવી ઘણો છે, એ ચીંતા મુજ મન. ૨૯ વિભીષણ કહે જેણે બાર વર્ષ, તજયાંહોય નીંદ્રાને અહાર; ચૌદ વર્ષ પાળ્યું હોય જેણે, બ્રહ્મચર્ય નિરધાર. ૩૦ એવો પુરૂષ જો હોય આ સમે, અમોઘ ઇન્દ્રજીત; તોતે નિશ્ચે જીતે એને, તેથી ણુરે ઇન્દ્રજીત. ૩૧ વળિ સુણોનાથ એક વાત મર્મની, તેમધ્યે છે વિચાર; મેં ચરચા જોવડાવી એની, હવડાં આણીવાર. ૩૨ એક વિકુંભળા દેવી છે એની, ઈષ્ટ માત નિરવાણ; મેઘનાદ બેઠો તે મંદીર, સાધન કરવા જાણ. ૩૩ તે નિકુંભળાના દેવળ માંહે, કુંડ રચ્યો છે ત્યાંહે; મલીન મંત્ર જપી હોમ કરે, આપે

આહુતી તે માંહે ૩૪ તે કુંડ માંહેથી રથ નીકળશે, અશ્વ સારથી સહીત, તે રથ પર આરૂઢ થશે; પછે નહી મરે ઈન્દ્રજીત. ૩૬ એ ચાર વાર જય પામી ગયો વળી.હોમ પુરણ થશે આજ; પછે કોઈ થકી મેઘનાદ મરે નહીં,સત્ય કહુ મહારાજ. ૩૬ માટે હોમતણો વિધ્વંશ કરો.જઈ ઉતાવળા આ વાર;વળી પુર્વે કહ્યો તેવો પુરૂષ હોય તો મરે રાવણનો કુમાર ૩૭

વલણ.--કુમાર રાવણનો મરે, જો હોય પુરૂષ એવો ધીરરે; એવાં વચન સુણીને લક્ષ્મણ સામું, જોયું શ્રી રઘુવીરરે. ૩૮

ઈતિશ્રીરામચરિત્રે સંમતવાલ્મિકીનાટકધરાયાંયુદ્ધકાંડેઈન્દ્રજીતસ્યનિકુંભગારાયનેવિધ્નાર્થશ્રીરામવિભિષણસંવાદો-ચતુર્વિશોધ્યાય: ૨૪

## અધ્યાય ૨૫

રાગ મારૂ---લક્ષ્મણ સામુ જોયું રઘુનાથ, ત્યારે ઉઠીને જોડયા હાથ; બોલ્યા સુમીત્રી સુણો મહારાજ. આપો આજ્ઞા મુજને આજ. ૧ તમારી કૃપાએ નિરવાણ, આજ લેઉ ઈન્દ્રજીતના પ્રાણ; લક્ષ્મણે વૃત પાળ્યું છે જેહ, રામ જાણે છે સર્વે તેહ. ૨ માટે આજ્ઞા આપો રઘુનાથ, લક્ષ્મણને શિર મુકયો હાથ;બનાવી અસ્ત્ર મંજનીજુકત,રૂદેચાંપીબોલ્યા સ્નેહે યુકત ૩ કરજો ઈન્દ્રજીત વધકાજ, વહેલા વળજો જય પામી આજ; એવું સુણીલક્ષ્મણ શીર નામી,ચાલ્યા રામકૃપા બળ પામી. ૪ સાથે વિભીષણને હનુમંત, મયદ શરભને જાંબુવંત;કણશ કેશરી દવીધની આદ, ચાલ્યા કપી કરતા સીંહનાદ. ૫ પંથ

કઠણ નિકુંભળા કેરા, તે દેખાડયા વિભીષણેનેરા; અંગદઉપર બેઠા સુમીત્ર ઊડિઆ આકાશે વીર્ય વીચીત્ર. ૬ થયા આગળ લંકારાય, પુંઠે સહુ કપી ચાલ્યા જાય; નીકુંભળાકેરે સ્થાન, સપ્ત દુર્ગ છે વજર સમાન. નગ્ર બારણે ગીરી મોઝાર ઘણું સૈન્ય મુકયું છે તે ઠાર; રચ્યું છે દેવળ ગીરી કોરી, તેમાં આસુરી દેવી કઠોરી ૮ કરે અનેક ભુત રક્ષાય તે ઓળંગીને કપીવર જાય; સરવે આવ્યા દેવીને ભોવન, બેઠો દીઠો રાવણનો તન. ૯ રકતોદકે કર્યું છે સ્નાન રકતવસ્ત્રઅંગેપરીધાન સપ્ત શબ પાથરીંયાં ત્યાંહે, વજરાસન કરી બેઠો તે માંહે. ૧૦ આપે આહુતી વિપ્રનું માંસ, આસ્થિમાળા કંઠેઅવતંસ; મૃતસર્પ વિંટયા છે માથે દવીજદંતનો શરૂવો ગ્રહયોહાથે ૧૧ તણેહોમ કરે કુંડ માંહે, મલીન મંત્ર જપેછે ત્યાંહે; થયોપુર્ણાહુતીસમે જયારે રથ, અડધો નીકળીયો ત્યારે. એટલે આવી પહોચ્યા હનુમંત પ્રાક્રમ કર્યું મહા બળવંત પાછળ ભુત રહ્યાં ૧૨ જેહ પુંછ આપટે ઝુડયાં તેહ. ૧૩ કુંડ ઉપર વાયુ તન મોટા પર્વત કરીયો પતન; કુંડ વીધ્વંસ કર્યો તેણીવાર અગ્ની વીખરાયો નિરધાર. ૧૪ રશભ ધર્મ તણો અવતાર તેણે પાત્ર ફોડયાં તે ઠાર; કુંડ માંહે કર્યા મળમુત્ર અકળાવ્યો ઘણો સતી પુત્ર ૧૫ પામ્યો ઈન્દ્રજીત એવ શું કોપ્યા આજ આરાધ દેવ; દીઠા વાનર કરતા વિરોધ ત્યારે ઉઠયો આણીમન ક્રોધ. ૧૬ કરવા માંડયો કપીયે માર શૈલવૃક્ષને મુષ્ટી પ્રહાર મેઘનાદે મંગાવ્યો રથ, બેઠો તેની ઉપર સમર્થ. ૧૭ સાથે લીધું સૈન્ય અપાર,

નીકુંભળાથી નીકળ્યો બહાર; દીઠા લક્ષ્માણસહિત રીસે રાતો થયો ઈન્દ્રજીત ૧૮ ત્યારે કરવા માંડયું યુદ્ધ ઈન્દ્રજીત સુમીત્રી વિરૂદ્ધ; પામ્યા રાક્ષસ માર્ણ અપાર થયો અનેક કપીનો સંહાર ૧૯ મુકે લક્ષમાણ જે જે બાણ તે છેદે મેઘ ાદ પ્રમાણ; ઈંદ્રજીત તણા શર જેહ, છેદી નાખે છે લક્ષમાણ તેહ ૨૦ થાય યુદ્ધ સંહાર સમાન જુવે દેવ ચઢીને વીમાન કોપ્યો રાવણી કરીને રીશ, મુકયા અનેક બાણ ને દીશ ૨૧ લક્ષમાણ ઉપર અખંડ ધાર, રવી ઢાંકયા થયું અંધકાર પછે કોપ્યા રામાનુજ ત્યાંહે દિવ્ય બાણ મુકયાં રણ માંહે ૨૧ શરજાર છેદી તતખેવ, ભેદ્યુ રાવણીનું તન એવ; થયો ત્યારે સુરજનો પ્રકાશ, કર્યો સકળ નારાચનોનાશ. ૨૩ વિવેકે કરીને જેમ સંત, છેદી નાખે ક્રોધ અનંત; જ્ઞાની આત્માજ્ઞાને તતકાળ છેદે સંસાર દુખની જાળ. ૨૪ એ પ્રકારે છેદ્યાં શર સર્વ. ઊતાર્યો ઈન્દ્રજીતનો ગર્વ; મુકે સાયક શેષવિશેક, એકનાં તે થાય અનેક ૨૫ જેમ કરતાં સુપાત્રને દાન કીર્તી વીસ્તરે મેરૂસમાન કરતાં કુળવંતને ઉપકાર તેમ વીસ્તરે સુજશ અપાર ૨૬ એમ લક્ષમણે મુકયા બાણ તેણે જય કીધો નીરવાણ પછી મુકયું અનંતે અગન્યાસ્ત્ર મેઘનાદે મુકયું પર્જન્યાસ્ત્ર ૨૭ ત્યારે પવનાસ્ત્ર મુકયું ભોગીંદ્ર, સરપાસ્ત્ર મુકયું ઈંદ્રજીત; મુકયું ગરૂડાસ્ત્ર સહસ્ત્ર વદન પરપાસ્ત્ર મુકયું સતી તન. ૨૮ તવ લક્ષમણે મુકયુ વજરાસ્ત્ર, ઈન્દ્રજીતે મુકયું શીવાસ્ત્ર, બ્રહ્માસ્ત્ર મુકયું સુમીત્રતન તે શીવાસ્ત્ર પમાડયું પતન. ૨૯ એમ વીર બન્યો બળવાન,

ઉતર્યા અસ્ત્ર વિદ્યાએ સમાન, બન્યો ચતુરશીરોમણી વીર, રણ પંડીત રણના ધીર. ૩૦ વલણ—રણધીરબન્યો યુદ્ધ કરે, જુવે દેવ સંગ્રામ સંવાદરે, પછી રાવણ સુત કોપેચઢયો, તેણે ગાજી કર્યો સીંહનાદરે. ૩૧ ઈતીશ્રીરામચરીત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંયુદ્ધકાંડેઈંદ્રજીતલક્ષ્મણસંગ્રામોનામ પંચવીશોધ્યાય:

## અધ્યાય ૨૬

રાગ આશાવરી—સિંહનાદ કીધો ઈન્દ્રજીતે, કર્યો ધનુષ ટંકાર; પછે પંચ શરસંધાનકરીને, મુકયાતેણીવાર ૧ વીજળી સરખાં ચમકતાં, સુસવાટ કરતાં જાણ; જાણે ફોડશે મંદાન મેરૂ એવા તીક્ષણ બાણ. ૨ તેણેઅંગભેદયુંસુમીત્રીનું મર્મ વાગ્યાં જેહ; પણ ભોગીંદ્રનો અવતાર લક્ષ્મણ સહન કીધાં તેહ. ૩ પછે બાણ નવ મુકયાં તદા, લક્ષ્મણે તીણીવાર; લેલાટફોડયું શક્રજીતનું, ચાલી રૂધીરની ધાર. ૪ પછે વીકળ થઈ મેઘનાદ કોપ્યો લક્ષમણ ઉપર જાણ; ત્યારે વીભીષણ ધાયો તદા, કર ગદા ગ્રહી નીરવાણ. ૫ મેઘનાદ બોલ્યો મર્મ વાયક, નીતિનાં તેણીવાર; અરે કાકા કુળ લજાવ્યું, તમને છે ધિકકાર. ૬ તમો રામને શરણે જઈ, કર્યું બંધુ કુળનાશન; એમાંરૂડાતમનેકોણ કહેશે, જુવો વીચારીમન. ૭ તમો કહેશો હું શરણજઈ નેથયો અમર જાણ; વળી મોક્ષ અંતે આપશે. એ રામ પુરૂષ પુરાણ. ૮ પણ અંતે કો અમર નથી, થાય બ્રહ્માદીકનો નાશ વળી વૈરભાવે મોક્ષ તે, પણ આપેછેઅવિનાશ. ૯ કરી ઝાંખી કીર્તી કુળ તણી, નવ કર્યા જશ લવલેશ; ઘણું જીવ્યા તેણે શું થયું,

જેવો વ્યંઢળ કેરો વેશ. ૧૦ પછે ક્રોધ કરી કોડંડ તાણ્યું કહી વચન વીપરીત; તે ગદા ઉડાડી કર થકી, શરમ મુકીને ઇન્દ્રજીત. ૧૧ પછી વિભીષણના હૃદયમાં, પંચ બાણ મરિઆં પ્રૌઢ; તે મર્મમાં વાગ્યાંતદા, ત્યારે થઈરહયો દીગમુઢ ૧૨ ત્યાં વિકળ થઈ વીભીષણ પડયા, ત્યારે ધાયો જાંબુવાન એકમુષ્ટી મારી બળ કરી, તે વાગી વજ્ર સમાન. ૧૩ રાવણીનો રથ કરીયો ચુરણ, અશ્વસારથી સહિત; તે વિકળ થઈ પૃથ્વી પડયો, ઉભો થયો ઇન્દ્રજીત. ૧૪ ત્યારે એકે કાળે કપી સર્વે કરવા માંડીઆ માર; થાય વૃષ્ટી તરૂ પાષાણની. વળીમુષ્ટીને પદ પ્રહાર, ૧૫ પણ ઈંદ્રજીત પરાક્રમી, રણપંડીત ચતુરસુજાણ, નીરવાણ કરતો સર્વને મુકી, ચારે પાસે બાણ ૧૬ આકાશ માર્ગે ઉતપત્યો, ગયોમેઘમંડલજયાંહે; યુદ્ધ કરવા લાગ્યો ત્યાં જઈ, મુકે બાણ રહી નભ માંહે. ૧૭ ત્યારે લક્ષમણને લઈ સ્કંધ ઉપર, ઉડયા મારૂતતન; યુદ્ધ કરવા લાગીયા નભ જઈ, રહી ઉભા શત જોજન. ૧૮ ઇન્દ્રજીત ઊંચો બાર જોજનરહ્યા શત જોજન હનુમંત; ત્યાં થકી લક્ષમણ યુધ્ધ કરે, મારતાબાણ અનંત. ૧૯ શર માર સહન થયો નહીં ઉતરીયો ધરાઈન્દ્રજીત ત્યારે પ્રથ્વી ઉપર આવીઆ, હનુમંત લક્ષમણ સહીત. ૨૦ બે વીરના તન માંહે ચોંટયા, શોભતા શર જેમ; જાણે કળા કરતાં પીંછવાં, ગીરી પર તરૂવર તેમ. ૨૧ પછી લક્ષમણે એક દીવ્ય શર, કાઢી કરિઓ સંધાન; શિવ નેત્ર કેરો અગ્ની જેવા દીવાચર મધ્યાન. ૨૨ મંત્રન્યાસયુકતકરિઓ તદા, થયોવજ્ર

ભુત અખંડ; છેદ્યા મુદ્રાકીત રામનાં તે ચઢાવીઓ કોડંડ. ૨૩ લક્ષમણે મન ચીંતવ્યું, હોય બ્રહ્મ પુરાણરામ; ચૈતન્ય સનાતન, માયા પોતે પુરણકામ. ૨૪ એક પત્નિવ્રત સુરજવંશી, હોય રઘુવર આજ; તો ઈન્દ્રજીત મરજો હવે, આ બાણથી મહારાજ. ૨૫ હું નીરહારી બ્રહ્મચારી, બાર વર્ષ પર્યંત; રઘુવીર આણે આ શકિત હોયતો, આવજો એનો અંત ૨૬ હોય સતી સીતા સાધવી વળી, દાસ અનીન્ય હનુમાન; તો ઈન્દ્રજીતનું શીરછેદાજો, આવજોઅવશાન. ૨૭ એવું કહી આ કરણ સુધી. ખેંચીયું નારાચ; પછી મુકીયું લક્ષમણે ત્યાં વીજળી સરખું સાચ, ૨૮ ઝળકે મુખે ચળકે પુંખે, સુસવાડ કરતું બાણ; સહુ દીશાઓ દીપાવતું, ધનુપથી છુટયું બાણ. ૨૯ ઈન્દ્રજીતે જાણ્યું મારશે, એ બાણ મુજને આપ; તે છેદવા સામું ચઢાવ્યું, બાણ તિક્ષ્ણચાપ. ૩૦ એટલે શરલક્ષમણ તણો આવીને વાગ્યો ત્યાંહે; એક ભુજ સહીત શીર છેદીયું તે પડયો પૃથ્વી માંહે. ૩૧ તે ભુજ પડિઓ પુરમાં જઇ, શીર ઉછળયું આકાશ; નભમાં ભમીને પડિઉં પાછું કમળવદન પ્રકાશ. ૩૨ તે પડતાં ઝીલ્યું શરભ વાનર, લીધું છે કર માંહે મેઘનાદ પામ્યો મરણ એમ, જેજેકાર વરત્યો ત્યાંહે ૩૩ પુષ્પ વૃષ્ટી કરી દેવે, લક્ષમણ ઉપર જાણ; દુંદુભી કેરા નાદ કરીને, બોલે જયજય કાર. ૩૪ રઘુવીર ચીંતા કરે છે, કહે સુગ્રીવ આગળ વાત; વળી વાર થઈ કેમ આવ્યો નહી, એ રણથકી મુજ ભ્રાત. ૩૫ ઈન્દ્રજીત એ ઘણો બળિઓ છે, મુજ બાળ

સકોમળ વીર; સુગ્રીવ કહે ચિંતા નવ કરશો, રાખો મનમાં ધીર. ૩૬ પ્રભુ ક્ષમાણાં લક્ષમણ આવશે, જય પામીને મહા-રાજ; એટલે લક્ષમણ કપિ સહીત, આવ્યા કરીને કાજ. ૩૭ ઈન્દ્રજીત સાંથે યુધ્ધ કરી ઘણું, થયાશ્રમીત સુમીત્ર;આવતા જોઈને ઉઠીઆ, રઘુવીરપુન્ય પવિત્ર. ૩૮લક્ષમણે આવીશીષ નામ્યું રામને તેણીવાર; રઘુવીરે ચાંપ્યા હ્રદેશું, ગદગદ થયા છે અપાર. ૩૯ ઇંદ્રજીત કેરો વધ કહયો, શરભે દેખાડયુ શીષ પછી સભા કરી સુક્ષેણ પ્રત્યે બોલ્યા શ્રી જુગદીશ. ૪૦ અરે સુક્ષેણ લક્ષમણને, કાંઈ કરો ઔષધ આજ;પછી રામઆજ્ઞા થકી વૈદે,કર્યું રૂડું કાજ. ૪૧ સાવધાનલક્ષમણને કર્યાં દઢથયું સર્વે અંગ; પછી સુવેલુએ સભા કરીને બેઠા છે શ્રીરંગ. ૪૨ વલણ--શ્રીરંગ બેઠા સભા કરી, કપી સેવા કરે સુખભેરરે; હવે ઈન્દ્રજીતનો ભુજપડયો પુરમાં,તેની શીથઇ ગઈ પેરરે ૪૩ ઇતિશ્રી રામચરીત્રે સંમત વાલ્મિકી નાટક ધારાયાં યુધ્ધકાંડે લક્ષમણેનઇન્દ્રજીતહનનંનામષડવિંશોધ્યાય: ૨૬

## અધ્યાય ૨૭

(રાગ કાફી)--લક્ષમણ વિજય કરીને આવ્યા, ઈંદ્રજીતનું મસ્તક લાવ્યા; તન ભુમી પડિયું રણ જ્યાંહે, ભુજ ઉડી આ-વ્યો પુર માંહે. ૧ ઈંદ્રજીતનું આંગણું જેહ, માણીબંધ રચીયું છે તેહ; આવી તે ચોકમાં પડયો હસ્ત, અલંકાર સહિત સ-મસ્ત. ૨ અંગના ઈંદ્રજીતની ત્યાંહે, તે સુલોચના મંદીરમાંહે શેષનાગ તણી એ કુમારી, સુંદરી રૂપ શોભા સારી. ૩ પરમ

સતી શીરોમણી મેહરી, ગણુણ વાણ્ય સાગર લેરી; જેનું રૂપ જોઈ રતી લાજે, ઉપમા નથી એને કાજે. ૪ એનો જોઈ સુંદ્ર-રતા વેશ, મોહ પામે મોટામુનેશ; કામદેવને કામ ઉપજાવે ચંદ્ર ચંપક કનક લજાવે. ૫ અંગનો જે સુવાસ મેહકે એક કોશ સુધી બેહકે; જે નૈષધ રાયની રાણી, કાવ્યમાં દમયંતી વખા-ણી. ૬ તે પણ શેષ કન્યા સમ નાવે, એવી રાવણ સુત વધુ કહાવે; મીનાકારી મહેલમાં બોલી, બેઠી હેમહીંડોળે રૂપાળી ૭ અંગના ઝળકે અલંકાર, જાણે વિદ્દુતનો ચલકાર; વિધુવ-દની કલંક રહીત મુખ કમલ સહાસ્ય સહિત. ૮ દેવ ગંધર્વ કિન્નર કુંવરી, એવી અનેક છે પાસે કીંકરી; તે સુલોચનાની નિત્યમેવ, અહો રાત્રી કરે છે સેવ. ૯ કીન્નર કન્યાઓ શચી સમાન, કરે મધુર સ્વરેથી ગાન; કો વજાડે વીણા ને મ્રદંગ, કોઈ શરાણાઇ સજતી અંગ. ૧૦ કો સખી સનમુખ ઝુલાવે, કોઈ વાત કરીને રીઝાવે; કોઇ અમર વીંજણ યોગ, કો સખી આપે ઉપભોગ. ૧૧ પારીજાતનાં પુષ્પજ લાવે, સખી હાર ગુંથીને પહેરાવે; એમ આનંદમાં સુલોચન, બેઠી પતીપદશું જેનું મન ૧૨ તે સમે ઈંદ્રજીતનોહસ્ત, ચોકમાંપડયો આવી તટસ્થ; વીખ બીંદુ સુધામાં જેમ, પેડેઆવી થયું છે તેમ૧૩ દાસીએ આવી જોયું ત્યાંહે, દીઠું વિપ્રીત ચોકજ માંહે; તેણે કહ્યું સતીને આવી, બાઈ આજ ખુટયું તમભાવી૧૪આકાશ માર્ગથી અસ્ત, પડયો આવી સ્વામીનોહસ્ત; આપણાચોક-માંહે એહ, પડયો હવડાં મેં દીઠો તેહ. ૧૫ એવું સુણતાં પડી

છે ફાળ, બેહેબાકળી ઉઠી બાળ; રત્નપાદુકા પહેરી પાય, અ-
લકે ચીર જાલે ચપલાય. ૧૬ બે સખીને સ્કંધે ધરી પાણી,
ચાલી બારણે આવી રાણી; જુએ તો ચોકમાં પડયો હાથ નિ-
શ્ચે ઓળખ્યો એ કર નાથ. ૧૭ પંચ મુદ્રીકા રત્ન ખચીત,
મણી કંકણ બાજુ સહિત; ઓળખિ હસ્ત તે સુલોચનાઆ-
વિ મુર્છા પડેરે અંગના. ૧૮ થઈ સુચેતકરંતિ વિલાપ પછાડે
પૃથ્વી પોતાનું આપ્ત; કરે તાડણશીષ નેરૂદે; શોક રૂદનકરંતી
વદે. ૧૯ જાય લોભીનું સરવસ્ત ધન થાયમછ વિયોગ જીવન
એમ કંથ વિયોગે તે નાર, શેષ કન્યા રૂવે છે અપાર. ૨૦ સહુ
સખીઓએ શિખ પમાડી, સાવચેત કરિને બેસાડી; સ્વામી
નો ભુજ લઈ નીરધાર, ચાંપ્યો રૂદયા શું તેણિવાર. ૨૧ કહે છે
દરૂન કરંતી ભામ, હા હાનાથ આ શું કર્યુંઆ કામ; પુરણબ્રહ્મ
સનાતન રામ, હતિ જીતવાની મોટી હામ. ૧૨ તે રામને સ-
મર્યા પ્રાણ, તમે ઈચ્છું તમારૂકલ્યાણ, પામ્યાપ્રાણપતી કેમ
મર્ણ, હવે હું રહીશ કોનેશર્ણ. ૨૩ વર્તમાનમરણનું કાજલખી
દેખાડો મુજને આજ; પછિ ખડીઓ કાગળ ને કલમ, પાસે
મુકયું લખો થયું કેમ. ૨૪ કોણે માર્યા તમને કંથ કર આવ્યો
તે આકાશ પંથ; ત્યારે શરીર રહ્યું છે કયાંહે, લખી દેખાડો
કાગળ માંહે. ૨૫ જો હું શુદ્ધ પતિવૃતા હોય, લખજો મુજ સ-
ત્યથિ સોય; ત્યારે ચૈતન્ય થઈ કર ત્યાંહે, ગ્રહી કલમ લખ્યુ
પત્ર માંહે. ૨૬ જે થયું રણમાં વતાંત; તે લખ્યુ સહુ ભાગીને
ભ્રાંત; હોમ વિધ્વંસ યુદ્ધ વિસ્તાર; લખ્યું પ્રથમ તે પત્ર મો-

ઝાર ૨૭ હે પ્રિયે જે સુત સુમીત્ર મહા તપસ્વિ ને પુન્ય પવિત્ર નિંદ્રાજીત લક્ષમણ નિરાહારિ શુદ્ધ સત્યવાદીરેબ્રહ્મચારિ ૨૮ તે લક્ષમણે છેદયું મુજ શીષ, લઈ ગયા જ્યાંછે જુગદીશરાણમાં પડયુ છે મુજ તન, પૃથ્વિ ઉપર થઈને પતન. ૨૯ અહિં ઉડિને આવ્યો એક ભુજ, વર્તમાન જાણવા તુજ; હું ઓલંઘ્યો માયા નદીઘાટ, પેલી તિરે જોઉં છું તારિ વાટ. ૩૦સ્વદેહે ગયો વિભિષણ શરણ, હું દેહ ત્યાગીને તરણ; કર્યા મીત્રમેં શ્રિ જગદીશ, મુકી કૃપણતા અરપ્યું શિષ. ૩૧ માટે આ દુઃખ રૂપ સંસાર તજી રામ શરણગયો નાર;રામ ચર્ણે રેતાં ટાળ્યું દુઃખ હું પામ્યો છું બ્રહ્માનંદ સુખ. ૩૨ એમ હસ્તે લખિ ઘણિ વાત; વાંચિને સ્ત્રિ કરે આંસુપાત; તે સમે પશુ પંખિ સર્વ; રોવા લાગ્યાં તજીને ગર્વ. ૩૩ ત્યારે સખિયે કર્યો પ્રતિબોધ, જે થકિ ટળે શોક વિરોધ; પછિ સ્વામી તણો કર જેહ; સુખાસન માંહે મુકયો તેહ. ૩૪ સાથે પત્ર મુકયો તે માંહે પોતે ઘોડિ ઉપર ચઢી ત્યાંહે; કરવા સ્વામી સાથે સહગમન, શિષ લેવા ચાલી શુભ મન. ૩૫ સંગ ચાલે અનેક વેત્રધાર, આવિ રાવણની સભા મોઝાર જ્યાં બેઠો છે સીંહાસન રાય; ત્યાં આવી લાગી સુંદરી પાય. ૩૬ વલણ--પાયે લાગી સ્વશુરને, આવી સુલોચના તેણિવારરે; સ્વામી તણું વર્તમાનકહિને રૂદન કરતિ અપારરે. ઈતિશ્રિરામચરિત્રેસંમતવાલ્મિકિનાટકધારાયાંયુધકાંડેસુલોચનશોકોનામસપ્તવીશોધ્યાય:૨૭

# અધ્યાય ૨૮

(રાગ વેરાડી) સુલોચનાએ શીષ નમાવીને, કરવા માંડ્યું રૂદન; ત્યારે રાવણ મહા દુઃખ પામ્યો જોઈને, બોલ્યો દીન વચન. ૧ અરે સતી કુલ દીપક દેવી તું. કેમ રૂવે કે, થઈ સ્વસ્થ; ત્યારે સુલોચનાએ દેખાડિયો તત્ક્ષણ, સ્વામીનો પત્ર ને હસ્ત. ૨ જ્યારે શક્રજીતનું મર્ણ સાંભળીયું વિકળ થયો દસ શીષ; મુર્છા આવી થયો અચેતન, પૃથ્વી પડિયો અસુરીશ ૩ પછે સાવચેત થઈ ઘાડે સ્વરથી, રોતો રાવણરાય; તે સમે હાહાકાર જ વરત્યો, કવીએ તે ન વર્ણવાય. ૪ સભા સર્વ ત્યાં રોવા લાગી, દશમુખ કરતો વિલાપ; વીશ નેત્રથી આંસુ ચાલે પૃથ્વી પછાડે આપ. ૫ અરે દૈવ તેં આ શું કીધું, ગયો પાટવી પુત્ર; ઈદ્રજીત જતાં સર્વ ગયું, મારૂં ઉજડ થયું ઘરસુત્ર. ૬ અરે પુત્ર તુજ બળ માટે મેં, કર્યું રામશું વેર; આજ બેલ્ય ભાગી ગઈ મારી, વરત્યો મોટો કેર. ૭ મેં જાણ્યું મારે ઇન્દ્રજીતને કુંભકરણ બળવાન; તો કોણ માત્ર એ રામ લક્ષ્મણ, જો કાળના ઝાલે કાન. ૮ એ બે પાંખો તુટી ગઈ મારી, અપંગ થયો હું આજ મારા જીવ્યાને ધીકાર છે, હવે બુડયું લંકાનું રાજ. ૯ અરે પુત્ર મુને મુકી ગયો, એ ઘટે નહી નીરવાણ; મેં જાણ્યું હોત તો તુજ માટે, આપત મારો પ્રાણ. એવે સમે મંદોદરી ત્યાં આવી, તાડન કરતી તન; અન્ય રાણીઓ આવી મળી, સહુ કરતી શોક રૂદન. ૧૧ રાણી મંદોદરી પુત્ર સાંભરીને, કરતી વિવિધ વિલાપ; અરે દૈવ મુને કરી વાંઝણી, શું પુર્વે કર્યું હશે

પાપ. ૧૨ મેં આચર્યાં નહીહોયજપતપ, પુરણુકર્યો હશે પંકતી ભેદ; કુશબ્દ કહ્યા હશે સાધુને, શીવ વિષ્ણુ નિંદા કરી વેદ ૧૩. કેં હરી કીર્તનમાં ભંગ કર્યો હશે, હરણુકર્યો પરલાભ, કેસાધુ સતીને શીષજ કુડાં, આળ ચઢાવ્યાં આભ. ૧૪ કે ક્ષુધારથીને ભુખ્યો ઉઠાડીઓ, ભોજન કરતાં જાણુ; કે નીરમુખ કાઢિઓ અતિથી, મેં ગુરૂ દ્રોહ કર્યો નીરવાણુ. ૧૫ તે પાપે કરીને હું દુખ પામી, દૈવ કોપીઓ નીરધાર; ઈન્દ્રજીત જેવો પુત્ર મુને હવે, કયાંથી મળે સંસાર. ૧૬ એમ કહી પછી સુલોચનાને, ભીડી રૂદયા માંહે; તેહ સમાના શોક રૂદનથી, પૃથ્વી કંપી ત્યાંહે. ૧૭ ત્યારે રૂદન કરંતા શેષ કન્યા કહે, આણી આપો મુને શીષ; મારે સ્વામી સાથે સહગમન કરવા, વિલંભ થાય આ દીશ. ૧૮ ત્યારે રાવણુ ક્રોધ કરીને કહે, અલ્યા ચાલો જોધ અપાર; લાવીને સત્વર પુત્રનું શીર, કરી રામ લક્ષ્મણનો સંહાર. ૧૯ અથવા હું ત્યાં મર્ણુ જ પામું, જાઉં પુત્રની પાસ. ઈન્દ્રજીતજતાં મારે કાંએ ન ઉગર્યું નિષ્ફળ થઈ સહુ આશ. ૨૦ એમ રાવણુ કરોધ કરીને કહે છે મહા દુખીઓ થયો જાણુ; ત્યારે સુલોચ-નાની સાથે બોલી, રાણી મંદોદરી વાણુ. ૨૧ અરે બાપ જા તું રામની પાસે, લાવ માગીને શીષ નિશ્ચે તુજને આપશે છે દયાળુ જગદીશ. ૨૨ ધરમ ધોરીંધર ભકત વત્સલ, પ્રભુ કરૂણા સિંધુ ઉદાર; દીનબંધુ શરણાંગત ત્રાતા, દશરથરાજકુમાર. ૨૩ એક પત્નીવૃત જાનકી જીવન, અવર તે માત સમાન; એક બાણુ એક વચન સત્ય નીધી, એવા છે ભગવાન. ૨૪ તે રામનાં

તું દરશન કરજે, અંત સમે સુણુ માય; એ જન્મ ધર્યાનોપ-રમ લાભ છે, જે થકી બંધ મુકાય. ૨૫ વળી રામનાપાસેપ-રમ ભકતછે, સુગ્રીવજાંબુવંત;ન્યાયસીંધુવીભીષણુને અંગદ અનીત્ય દાસ હનુમંત, ૨૧ એ સર્વેરામ ભકત માટેતુનેનહી કરે કો અંત્રાય; માટે કુલવધુ સુખે શીષ્ય લાવ્યતું જાચ જઈ રઘુરાય. ૨૭ એવું વચન સુણી સુલોચના, બોલી રાવણુ પ્રતે વાણુ, જે પર સતીનો અભીલાશ કરે, તેનું નહી થાય કલ્યાણુ ૨૮ એમ કહી પછે ચાલી ત્યાંથી, હસ્ત ધરી સુખાસન આ-ગલ પાલખી પુંઠે અશ્વની, ચઢી ચાલી શુભ મન. ૨૯ વિદ્વ-જન બ્રહસ્પતી જેવા વિચીક્ષણુ, સાથે લીધા તેહ; સહસ્ત્ર દા-સીઓ જોડે સુવેલુએ, આવી સુલોચના એહ. ૩૦ જેમ આવે વિશ્રાંતી સંત ગ્રહે, એમ આવી શેષકુમારી; પછીઘોડી ઉપ-રથી ઉતરી ચાલી, હંસગમન તેનારી. ૩૧ ત્યારે અનેક વાનર વેષ્ટીત બેઠા, રામ લક્ષમણુ બે વીર; ત્યાં કપિ આવીનેકહેવા લાગ્યા, સુણો શ્રી રણુધીર. ૩૨ જુવો મહારાજ સીતાજી આ-વ્યાં, આ પેલાં નિરવાણુ; રાવણે ભય પામીને ત્યાંથી, મોકલી દીધાં જાણુ. ૩૩ એવાં વાનર કેરાં વચન સુણીને, બોલીઆ અયોધ્યા ઈશ, ભાઈ સીતાનું મુખ ન દેખીએ, જ્યાંલગીજીવે દશશીષ. ૩૪ તે આવતી જોઈને રામે પુછ્યું વીભીષણુને નિરધાર; તારે લંકેશે ઓળખી ઈન્દ્રજીત વધુ રૂદન કર્યું તે-ણીવાર. ૩૫ નેત્રે જળ ગદગદ કંઠેથી બોલ્યા વિભીષણુ વાણી; સુણો મહારાજ એ શેષ કન્યાં ઈન્દ્રજીતની રાણી.

૩૬ એ સતિ કેરૂં નામજ લેતાં, બળી જાએ સર્વે પાપ; એ સ્વામી તણું શિર લેવા આવી, સહગમન કરવા આપ. ૩૭ જેના પદઅંગુષ્ટરવિ કીરણ પડે નહીં, નપામે દરશ સુર રીત, તે રણમાં શિર લેવા આવી, એ દૈવગતિ વિપ્રીત. ૩૮ એમ કહીને વિભીષણ રોયા, વિસ્તારી સતિ ગુણ ખ્યાત; એટલે આવીસુલોચના, લાગીરામચરણ સાક્ષાત. ૩૯સાષ્ટાંગ કરીને પડી પ્રભુના, પદ શીંચ્યા અશ્રુધાર; સુલોચના પ્રભુના પાએ શિર, મુકી રહી ઘણીવાર. ૪૦ ત્યારેકરૂણા વચન બોલ્યા શ્રી રઘુપતિ, ઊઠહવે હે માત; અક્ષયસુખ હું આપું તને,જે માગે તે સાક્ષાત. ૪૧ પછી ઊઠી સુલોચના સનમુખ ઉભી, બે કર જોડી નારી; નખશીખ મુરતી રામચંદ્રની,ધ્યાંન માંહે ઉતારી. ૪૨ વલણ---ઊતારીમુરતિ ધ્યાનમાં, તે રાખી હૃદયમોઝારરે; પછે ગદગદ કંઠે સ્તુતિ કરતી, સુલોચના તેણીવારરે. ૪૩

ઇતીશ્રીરામચરિત્રેસંમનવાલ્મિકીનાટકધારાયાંયુદ્ધકાંડેસુલોચનાયાંશ્રીરામસામીપ્યાગમનંનામઅષ્ટવિંશોધ્યાયઃ ૨૮

## અધ્યાય ૨૯

(દોહો)--ચઢી વિમાન સુર સકળ નભ, રહ્યા જુવે ધરી ધીર; સુલોચના મધુરે સ્વરે, સ્તવતી શ્રી રઘુવીર. ૧ (છંદ ભુજંગીની દેશી). જયજય રામ રઘુવીર વીશકંઠ મીત્રા, રમાનાથ રઘુનાથ રાજીવનેત્રા;ચાલાક ચક્રમાયા ચપલચારૂગાત્રા, જીવન જાનકીનાથ જનક જમાત્રા. ૧ નમો નિરગુણ ગુણમય ગુણ અગારં, નમો વિશ્વહેતુ અહેતુઅપારં; નમો વિશ્વવ્યાપી

વિશ્વંભર વિધાતા, નમોવિશ્વતનુવિશ્વપતી વિશ્વત્રાતા.૨ નમો શુદ્ધ ચૈતન્ય સાક્ષી પ્રકાશં. નમો ઈંત્રિયાતીત સહુ ક્ષેત્રવ્યાસં; નમો જ્ઞાન ગમ્યં પરાપાર ભુપં,અજં શાશ્વતં બ્રહ્મવેદ સ્વરૂપં. ૩ શ્રષ્ટિ ઉદ્દભવં પાલ સંહારકારં, વીધી વિષ્ણુ શિવરૂપત્રીગુણાંધારં;લીલાવિગ્રહંસચ્ચિદાનંદ રૂપં,અવિછીન્ન આદી અખંડ અનુપં. ૪ જનકજાપતી શ્રીપતી ભુપવીરં, નમુ દશરથી રામ રણુરંગ ધીરં; નમો ભકત ચિંતામણી કામધેનુ,શરણુંસુરતરૂમહાત્મએઅપ્રમેનું. ૫ ભુતલ અવતર્યા ચતુર્વ્યુહ ચાપ પામી, વનમાં નીકળ્યા દેવનું દુખ જાણી; જાતુધાનહણુવાઅભય ભકત કરવા,નિગમધર્મ ધરવાં ભુમી ભાર હરવા. ૬ દૈવી તારવા મારવા દુષ્ટ પાપી, પુન્યશ્લોક કિરતી રહિ વિશ્વ વ્યાપી; ઘનશ્યામ તનકામ કોટી બીરાજે; શોભા મુખની જોઈને કંજ લાજે. ૭મુગટ રત્ન પારા ખચીત શીષ સોહે, તીલક કેસરી ભાલમાં મન મોહે; કુંડળ કરણુ મણિ જળ હળે જોત સારી, જાણુસેવના એજ રૂપે તમારી. ૮ કેયુંર કંકણુ મેખલા સુત્ર રાજે; અંગદ મુદ્રીકા મુકતની માળ ભ્રાજે; સોહે પિત ઉપવિત ને પિત વાસં, વીધુ રશ્મી જેવી મુખે મંદહાસં. ૯ અભય સુખદાતા સુબાહુ અજાનુ, દહન દુઃખ અજ્ઞાન ભાનુ કષાનુ; ચરણુ ચારૂ સકુમાર નખ ચંદ્ર વેષા, ધ્વજા વજ્ર અંકુશ યવયાદી રેખા. ૧૦ હરે પિર પદ તિર સરજયું વિહારી, પાવન પદરજેવિપ્રની નાર તારી; કર્યુ અંઘરીજળપાનતેવારવારં,તેણુઉધર્યું દુષ્ટકુલકર્ણ ધારં.

૧૧ જેથી વનચરી દુખ સંસાર પામી, તેવા ચર્ણનું શર્ણ હું આજ પામી; સદા લાલીતં જે રમા સેવ્યમાનં, કરી એક આશે ધરે જોગી ધ્યાનં. ૧૨ ગીરી શૈલ વન સર સરીતા વિરાજં, કરી પુનિત શ્રપદ્મપદે તિર્થરાજં; ધર્યો દેહ ગોસુર દ્વિજ હેતકારી, કીર્તિ વિસ્તરી વિશ્વમાં દોષહારી. ૧૩ સનક વાગીશ નારદં શેશિશાનં, વિશદ વિક્રમં તે કરે ગીત ગાનં; મુનિ સિદ્ધ યોગી લીલારૂપ ધેયં. મંગળ મુજવળં શીવસદા નામગેયં ૧૪ રાખો ચરણેશરણે મને રામચંદ્ર, પ્રભુ પાહીમાં આગુત જન રાઘવેંદ્રં; પુરો દીન જનકામના પુરણકામી, સદા રામચરણે નમામીનમામી. ૧૫ (દોહો)— ગુણસાગરનાગરનીપુણ ધર્મ સત્યવૃત ધીર; અખીલ શોક સંકટ હરણ, જે જેશ્રી રઘુવીર. ૧૭ ઇતિશ્રીરામચરીત્રેસંમતવાલ્મીકીનાટકધારાયાંયુદ્ધકાંડે સુલોચનાયાંકૃતાશ્રીરામસ્તુતિનામએકોનત્રીંશોધ્યાય: ૨૯

## અધ્યાય ૩૦

રાગ ધનાશ્રી—સુલોચના કહે છે સુણો મહારાજજી, શરણાંગતની પ્રભુ રાખો લાજજી; હું પામી તમ દરશનજી, તેણે કરી છુટી ત્રીદેહીના બંધજી. ૧ (ઢાળ) બંધન છુટી દેહના હવે, શીર આપો મુજ સ્વામી તણું, સહગમન કરવા પતી સાથે, મને વીલંબ થાએ ઘણું. ૨ વર્તમાન જાણ્યું નાથનું, પંચ પ્રાણ તો તતક્ષણ ગયા; પણ દેહ નીમીત શીર માગવા આવી આપો કરીને મયા. ૩ એવું સુણી પ્રસન થયા રઘુપતી, ધન્ય શેષકન્યા સાધવિ; સહુ સ્ત્રીઓમાં રત્ન રૂપ છે, જેમ

નદીઓ મધે જાનવી. ૪ ત્યારે સુગ્રીવ જાંબુવાન કહે એને, આપો શીર મહારાજ; એ સતી પરમ પતિવૃતાછેસહુ સ્ત્રીઓ શીરતાજ. ૫ રઘુવીર કહે બાઈ તેં કેમ જાણ્યું, જેશીર લાવ્યા આ ઠામ; ત્યારે સુલોચના કહે કહું જથારથ, સુણો પુરણકામ ૬ એક હસ્તપતિનોપડયોઆવી, મુજચોકમાં આવી નીરધાર તેણે રણનાણું વર્તમાન સર્વે, લખ્યું પત્ર મોઝાર. ૭ તે માટે મને માલમ થયું, શીર લાવ્યા આણે ઠાર; મને આપજો જાણીં સમાગમે, રઘુપતી પરમ ઉદાર. ૮ હું અયાચક યાચવા આ-વી, પ્રભુ જાણી આજ; અનાથનાથ અવધપતી આજ, રા-ખો મારી લાજ. ૯ એમ કહી તદા રઘુવીરને, દેખાડયો ભુજ-પત્ર; સર્વે સભા તે દેખતાં, આશ્ચર્ય પામ્યાં તંત્ર. ૧૦ અમને પતિજ પડે નહિં એમ કપી સહુ કહે વાણ; એ મૃતકહસ્તે પત્ર લખિયો, મનાયે નહીં જાણ ૧૧ માટે અમો કહીયે સ-ત્ય એ, મસ્તક કરે જો હાસ; તો વાત સાચી માનીયે, અમને આવે વીસ્વાસ. ૧૨ ત્યારે રામ કહે ભાઇ સત્ય છે, એ પત્ર કેરી વાત; તે સતી તે શું નવ કરે, તેનો મહિમા ઘણો વિખ્યાત. ૧૩ પછે રામ આજ્ઞાયે સુગ્રીવે આપ્યું મસ્તક તે-ણીવાર; સુલોચનાએ રૂદે ચાંપી રૂદન કીધું અપાર. ૧૪ ચી-રનો પાલવ પાથરીને, મુકયું તેમાં શીષ; પછી બે કર જોડી સ્તુતી કરે, સુલોચના તે દીશ ૧૫ હે પ્રાણવલ્લભ પ્રાણજીવન, રાખો મારિ લાજ; એકવાર હાસ કરો પ્રભુ. જેમ સભા દેખે આજ. ૧૬ ક્ષમા કરો અપરાધ મારો, સ્નેહ ધરો મુજ સાથ;

દીકરી જાણી દયાઆણી,દોષટાળોનાથ. ૧૭ચતુરશીરોમણી સ્વામી મારા, અતુળબળ ગુણકર્મ, દેખાડોઆજરામને મારો પતીવૃત ધર્મ, ૧૮ એમઘણાંવચનસતીએકહ્યાં પણ હશ્યું નહીં શીર તેહ; સુલોચના કહે શું કરૂં હું, પ્રથમ ચુકી એહ. ૧૯ જો તેડાવત મુજ પીતાને તો, કરત આવી સાર ; નવમર્ણ પામત પ્રભુ, કરત તે શતરૂ સંહાર. ૨૦ એવું કહેતામાં શીર હશ્યું ખડખડ, કમળવદન પ્રકાશ; જમણું નેત્ર ઉઘાડીને તે, જુવે ચારે પાસ. ૨૧ ઈંદ્રજીત કેરૂં મુસ્તક, હશ્યું જેણીવાર; આશ્ચર્ય પામ્યા સર્વ કો, કપી સહીત જુગદાધાર. ૨૨ સુગ્રીવે પુછ્યું રામને, કહો કૃપા કરી મહારાજ; શું વચન એ સતીએ કહ્યું, જે હશ્યું મુસ્તક આજ. ૨૩ રઘુવીર કહે એણે કહ્યુંયુદ્ધમાં, તેડાવત જો મુજ તાત; તે શેષ સાહે કરત તમારી તો, કયમે મરણ નવ થાત. ૨૪ તે શેષનો અવતાર લક્ષમણ, એણે મારિયો ઈન્દ્રજીત; તો સાહે એ શું કરત તમારી,જેણેકર્યું વિપરિત. ૨૫ તારા પીતાએ માર્યો મુજને, શેષજે કહેવાયએમ જાણી ઈન્દ્રજીતનું શીર, હશ્યું એ અભિપ્રાય. ૨૬ એવાંવચન સુણી રઘુવીરનાં, લાગ્યું લક્ષમણને દુઃખ;રોમાંચીત ગદગદથયા, કરમાયું કોમળમુખ. ૨૭ એમ સુમિત્રીમોહમાયાવ્યાપી તેણીવાર;સુલોચનાની સામુ જોઈ રૂએ, આંખે આંસુધાર. ૨૮ રૂદન કરતા કહે લક્ષમણ, સુણો શ્રી રઘુરાય; જમાત્રને મેં મારિયો, એ ઘણો કર્યો અન્યાય. ૨૯ રામ કહે ભાઈ ક્ષત્રીનો છે, ધર્મ જે સંગ્રામ; રણમાં હણે પુત્ર પિતાને, ન ગણે સંબંધતે

ઠામ. ૩૦ વળી અનીત્ય દેહનો ધર્મ છે, તે નીશ્ચે થાએ નાશ માટે શોક ન કરીએ વીર મારા ધરીએ જ્ઞાન પ્રકાશ. ૩૧ તોએ લક્ષ્મણ છાના રહે નહી, જોઈ સુલોચનાનું મુખ; ત્યારે રઘુપતી ગદગદથયા,લાગીયુ લક્ષ્મણજીનું દુ:ખ. ૩૨ જળ ભરાઈ આવીયું નેત્રમા, બોલ્યા રામ કરૂણાવાન:અરે સતીતારા સ્વામીને, હું જીવાડું નીરવાણ. રચી આપું બીજું નગર લંકા, તેમાં રહો જઈ આજ; સહસ્ત્ર કલ્પ લગી સ્ત્રી પુરૂષ,તમે કરો નીરભે રાજ. ૩૪ એમ પ્રસન્ન થઈ પ્રભુએ કહ્યું; ત્યારે બોલીસુલોચન;આજતમારા ચરણનું,દરશન પામીઆં પાવન. ૩૫ ફરી આવો જોગ મળે નહી, અંત સમે શ્રી ભગવાન હવે શરણ પામ્યા તમારૂં, નથી લાભ એહ સમાન. ૩૬ જન્મ ધરીને જયારે ત્યારે, મરવું એકજ વાર, હરી જોઈ ભોગવે જગતને: તેના જીવ્યાને ધીકકાર. ૩૭ સુલોચનાનાં વચન સુણી થયા રામ એ કરૂણાવાન; લક્ષ્મણજીનો શોક સમીઓ સુણી એવું જ્ઞાન, ૩૮ રઘુવીર કહે બાઈ ધન તુજને, જશ કર્યો તેં જાણ; પતીવૃતા મંડન તજી માયા, થજો તુજ કલ્યાણ. ૩૯ પછી આજ્ઞા માગી રામની, સુલોચના તેણીવાર;રઘુપતીચરણે નમી ચાલી, શીષ લઈ તે નાર. ૪૦ મહારાજહું સહગમન કરૂ એમ સતી કહેછે વાણ; ત્યાં લગી કો વાનર નઆવે, લંકામાં નિરવાણ ૪૧ એવું કહી ચાલી ત્યાંથી, આવી રણ મોઝાર; ઈન્દ્રજીતનું તન લીધું ત્યાંથી, પડયું હતું જે ઠાર, ૪૨ ચીતા રચી સાગર ત્રઠે, ત ચંદન કાષ્ટ અપાર; ત્યાં રાવણ મંદોદરી

આવ્યાં, સાથે સહુ પરિવાર. ૪૩ દેવાંગનાશુ દેવ જોતા, ચઢી નભ વિમાન; સુલોચનાએ કર્યું તદા, પછેસીંધુજળમાંસ્નાન. ૪૪ પતી ચિતામાં પધરાવ્યો, આચર્યો વિધી વહેવાર, પ્રદક્ષણાકરી પોતે બેઠી, કર્યો અગ્નિસંસ્કાર. ૪૫ દુંદુભીવાગ્યાં દેવનાં, થઈ પુષ્પ વૃષ્ટિ અપાર; વિમાનમાં બેઠાં પછે, દીવ્ય દેહ ધરી તે નરનાર. ૪૬ સ્વર્ગમાં ગયાં દંપતી ધન્યધન્ય કહે છે દેવ; રઘુવીરની કરૂણા થકી, સદગતિ થઈ સતમેવ ૪૭ મંદોદરી રાવણે ઘણું, કલ્પાંત કરીયું ત્યાંહે; પછે સમુદ્ર માંહે સ્નાન કરીને, ગયાં લંકા માંહે. ૪૮ ઈન્દ્રજીતની એ ગતિ થઈ, સતી તણું સત્ય પ્રકાશ; એ કથા અગ્નિપુરાણમાં કહી, સત્યવતી સુત વ્યાસ. ૪૯ વલણ.---વ્યાસ તણાં એ વચન છે; અગ્નિપુરાણ કથાયરે; કહે દાસ ગિરિધર હવે લંકામાં, શું કરતો રાવણરાયરે. ૫૦ ઈતીશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંયુદ્ધકાંડેઈન્દ્રજીતમુખાવલોકાનસુલોચનાયાસહગમનંનામત્રીંશોધ્યાય: ૩૦

## અધ્યાય ૩૧

રાગ સામેરી---હવે રાવણ ચીંતાતુર થયોને, બેઠો મંદીર માંહે, પુત્ર બંધુ આદે સર્વે, મરણ પામ્યા ત્યાંહે ૧ હવે કોને મોકલું રણ વિષે, હું યુદ્ધ કરવા કાજ; વળી શત્રુનું બળ અધીક, દિનદિન વૃદ્ધી પામ્યું આજ. ૨ એમ વિચારેછે દશાનન મન કરે શોચ અપાર; ત્યારે વિદ્યુતજીભ્યા મિત્રી વિચિક્ષણ, બોલ્યો તેણીવાર. ૩ મહારાજ સુણો એક વિનતિ, તમ મીત્ર

છેરણધીર; અહીરાવણ મહીરાવણ નામે, બળિયા બન્યો વીર. ૪ તે હિતકારી છે આપણા, તેને તેડાવો મહારાજ; રામ લક્ષ્મણને હરિ જશે તો, થશે આપણું કાજ. ૫ એવાં વચન સુણીને હરખિઓ, સંતોષ પામ્યો તત્ર; પછે વીરએ તેડાવિઆ, રાવણે લખિને પત્ર. ૬ તે વીર બન્યો આવિયા, મળ્યા રાવણને મહા યોધ; અહંકારને જેમ આવી ભેટે, કામ ને વળી ક્રોધ. ૭ કુંભકરણને ઈન્દ્રજીતનું, વર્તમાન કહીને રાય; પછે રાવણ લાગ્યો રૂદન કરવા, રૂદે શોક ન માય. ૮ અહી મહી કહે તમે ધીરજ રાખો, દુખ નધરશો રાજ; રજની વિષે અમો હરી જઇશું, રામ લક્ષ્મણને આજ. ૯ બલીદાન દઈશું દેવીને બે વીરને લઈ ત્યાંહે; પછી સન્યાનો સંહાર કરજો, તમો રહીને આંહે. ૧૦ તે સુણી સુખ પામ્યો દશાનન, થયું જાણે કામ; પણ મુરખ મન નથી જાણતો, જે બ્રહ્મ પુરણકામ. ૧૧ તે સમે પ્રધાન વિભિષણનાણા, જોતા હના ચરચાય; તે ગુપ્ત રૂપે સુણિ ગયા, જ્યાં વિરાજે રઘુરાય. ૧૨ તેણે આવી વિભિષણને કહ્યું, અહિમહિ તણું વર્તમાન, ત્યારે વિભિષણ પાસે તેડાવ્યા સુગ્રિવ ને હનુમાન. ૧૩ ભાઈ સુણો આજ નિષા વિષે, કંઇ કરશે કપટ અસુર; માટે કપિ સર્વે જાગજો. સાવધાન થઈને સુર. ૧૪ અવું સુણિને રઘુવિર પાછળ; રચ્યો કપિએ કોટ; આકાશ લગિ ઉંચો દુર્ગ રચ્યો, પુંછ કેરિ ઓટ. ૧૫ ઠેર ઠેર કપિ પાષાણ તરૂ ગ્રહિ, બેઠા થઈ સાવધાન; મધ્યમાં રાખ્યા રામજી, ઘણું જતન કરિ બળવાન. ૧૬ પછિ એમ કરતાં

નિશા થઇ, મહા ઘોર તમ તેણીવાર; ત્યારે અહી મહી બે બંધુ, આવ્યા સુવેલુ મોઝાર. ૧૭ ચારે પાસે કપી ફેરે, કોટ દીઠો ત્યાંહે; અણુમાત્ર માર્ગ નવ જડયો, જવા રામ સેના માંહે. ૧૮ પછી આકાશ માર્ગ ઉતપત્યા, તે અસુર બળિઆ જાણ; કોટ ઓળંગી અદ્રષ્ય રૂપે, ઉતરિઆ નીરવાણ. ૧૯ પછી ઘારણ નાખ્યું સર્વેને, થયા કપી નીંદ્રાવાન; મહિકાવતી પતિ આવીઆ, જયાં સુતા છે ભગવાન. ૨૦ મૃગચર્મ કેરી સજજા ઉપર, પોઢયા લક્ષ્મણ રામ; ત્યાં અસુરે ઘારણ નાખીઉં, મોહની નિદ્રા જેનું નામ. ૨૧ જેના સ્મરણથી જાય ઘોરતમ, અજ્ઞાન આવરણ જેહ; તે પ્રભુએ મનુષલીલા જણાવા, કરી અંગીકૃત તેહ. ૨૨ પછી ચર્મ સજજા ઉચકીને, માથે મુકી વીર; રામ લક્ષ્મણનું હરણ કરીને, ચાલીઆ બે મતિ ધિર. ૨૩ આકાશ માર્ગ જઇ કરી, પછીઉતર્યા ભુ માંહે; એક વીવર પૃથ્વીમાં રચ્યું હતું, ગહન દુરગમ ત્યાંહે. ૨૪ તે યોજન શત સહસ્ત્ર લાંબુ, પેઠા તે મોઝાર; સસ ઘડીમાં નીકળ્યા તે, અસુર પેલી પાર. ૨૫ પછી યોજન તેર સહસ્ત્રનો, દધિ સમુદ્ર જે કહેવાય; તે ઓળંગી ચાલ્યા અસુર, નીજ નગ્ર માંહે જાય. ૨૬ તે તણું નગ્ર મહિકાવતી, મહા રમ્ય અતિ વીસ્તાર; શત ગણી શોભા લંકા કરતાં, અધીક રચના સાર. ૨૭ તે નગ્રમાં નીજ સદનમાં જઈ, મુકી છે સજજાય; વળી નાગ પાસે બંધન કરિ ત્યાં, રાખ્યા શ્રી રઘુરાય, ૨૮ જેમ લાવે આત્મારામને કામ ક્રોધ આવરણમાંહે; એમ અહી મહીએ રામ લક્ષ્મણ, ગુપ્ત રાખ્યા

ત્યાંહે. ૨૯ નગ્ર બારણે એક દેવિ છે, ભદ્રકાળિ તેનું નામ; તે દેવળ શતયોજન ઉંચુ,કનક માણીનું કામ.૩૦ વળિ રક્ષા અર્થે આણી તીરે, સમુદ્ર કાંઠે જ્યાંહે; વિશ કોટી પિશીતાશન લેઈને,રહ્યા મકરધ્વજ ત્યાંહે.૩૧ એમ મહિરાવણના મહેલમાં, રહ્યા રામ લક્ષમણ ભ્રાત; હવે સુવેલુએ પછી શું થયું, વિતી ગઈ સર્વે રાત. ૩૨ વલણ—રજની સર્વે વિતી ગઈ, થયો અરૂણ ઉદય તે ઠામરે;ત્યારે કપિ સર્વે જાગિઆ,નવ દીઠા લક્ષમણ રામરે. ૩૩ ઈતિશ્રીરામચારિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંયુદ્ધકાંડેઅહીરાવણમહીરાવણભ્યા શ્રીરામલક્ષમણયોહરણંનામએકત્રીંશોધ્યાયઃ ૩૧

## અધ્યાય ૩૨

રાગ વેરાડી.—હવે પ્રાતઃસમે વાનર સહુ જાગ્યા, ન દીઠા લક્ષમણ રામ; ત્યારે વ્યાકુળ થઇ એક એકને પુછે. કયાં ગયા પુરણકામ. ૧ નળ નીળ અંગદ સુગ્રિવ વિભિષણ, જાંબુવાન હનુમંત, એ આદે કપી સર્વે ખોળતા, રોતા થઈ દુખવંત. ૨ હા હા નાથ સખા પ્રિયા બંધુ, ભકતવત્સળ રણધિર;આ સમે કહો કયાં ગુપ્ત થયા, દીયો દરશન શ્રી રઘુવિર. ૩ પછિ સર્વે કપિએ ચારે પાસે, જોવા માંડયું તેણીવાર; ત્યારે અસુર તણાં ત્યાં પગલાં દીઠાં, પડયાં પૃથ્વિ મોઝાર. ૪ તે બાર ગાઉ લગિ પગલુ ચાલ્યું,પેઠુ ગુફાની માંહે;ત્યારે વિવરને મોઢે સર્વે બેઠા, શોકાતુર થઈ ત્યાંહે. ૫ કપિ સર્વે થયા આકુળ વ્યાકુળ, કરવા માંડયું રૂદન; ત્યારે સર્વેને છાના રાખીને વળતા, વિભિષણ

બોલ્યા વચન. ૬ ભાઈરામલક્ષ્મણનું હરણકરીગયા, અહીં મહી
બંને વીર; હવે તે તણો વિચાર કરો, તમો રાખો મનમાં ધીર.
૭ તમો શોર બકોર ન કરશો કોઇએ, જો વાત લંકામાં જાય;
તો સુનું દેખીને યુદ્ધ કરવાને આવશે રાવણરાય. ૮ માટે ગુપ્ત
ખોળ કાઢો કોઈ ઠામે, સમરહ્યા હોયજ્યાંહે; પછી સર્વે મળી
હનુમંત પ્રારથ્યા, સ્તુતી કરતા સહુ ત્યાંહે. ૯ અહો મારૂતી
તમો છો બળિઆ રામના દાસ અન્યય; માટે તમો વિના
કોણ શોધજ લાવે, અમો સર્વે છું દીન. ૧૦ જેમ પંડિત
અર્થ શાસ્ત્ર સોધે, વળિ મચ્છરૂપ ધરિ વેર; વળિ પકવ મુમુક્ષુ
ગુરૂને ખોળે, પામિ જથા નિરવેદ. ૧૧ સત્વરસહિત જેમવૃષ્ટિ
સમષ્ટિ, શોધે સુર્ત સુજાણ; પછી સાક્ષાતકાર તે પ્રાપ્તી કરે
છે, આત્માની નીરવાણ. ૧૨ એમ કામ ક્રોધ અહીં મહી
મારીને, આત્માસમ દેખાડો; અરે હનુમંત તમે ઉપકારકરી
અમને હરખ પમાડો. ૧૩ ત્યારે વળતા વચન મારૂતી કહે,
સુણો વિભીષણને સુગ્રીવ; હું બ્રહ્માંડ સર્વે ખોળી લાવું, રામ
નેત્ર રાજીવ. ૧૪ પણ તમો સેનાની રક્ષા કરજો ધરજો મનમાં
ધીર; હું લીધા વીના પાછો નહી આવું, રામ લક્ષમણ બે વીર.
૧૫ એમ કહી ચાલીઆ વાયુ સુત, સમરી જુગદાધાર રીછ-
પતી નળ નીળ ને અંગદ સાથે લીધા ચાર. ૧૬ તે પગલું
જોઈ વીવરમાં પેઠા માંહે ઘણું અંધકાર; ચારે જણ મુર્છા
પામ્યા, થયો પવન બંધ જેણીવાર. ૧૭ પછી નિજપુંછેચારે
ને બાંધી ઉતપતીઆ હનુમંત; સાત સહસ્ત્ર યોજન ગુફા છે

પામ્યા તેનો અંત. ૧૮ વીવર બહાર નીકળ્યા ત્યારે, લાગ્યો શીત પવન, ત્યારે ચારે જણ સાવચેત થયા ને, શાતા આવી તન. ૧૯ પછી દધી સમુદ્રને કાંઠે આવ્યા, ચોકી બેઠી છે જ્યાંહે; વીશ કોટી પીશીતાશન લેઈને રહેયો મકરધ્વજ ત્યાંહે ૨૦ ત્યારે પાંચ કપીએ વેશ પાલટયો, ધર્યા કાપડી રૂપ પછે; અસુર તણી સેનામાં થઈને, ચાલ્યા વનચર ભુપ. ૨૧ તે અસુરે પુછ્યું કોણ તમો છો, કયાં જાઓ છો આજ; કપીવર અમો નીકળ્યા છું, ભાઈ તીરથ કરવા કાજ. ૨૨ ભાઈ મહીકાવતી નગરી જોવાનું, અમને ઘણું છે મન; અસુર કહે કેમ સીંધુ ઉતરશો, તેર સહસ્ર યોજન. ૨૩ ત્યારે કાપડી કહે અમારા ગુરૂએ, આપ્યો છે એક મંત્ર, તે જપતાં ઉડીને જઈશું સેજે અમો સ્વતંત્ર. ૨૪ ત્યારે રાક્ષસ કહે તમો છો કપટી, પછી મારવા માંડયો માર; ત્યારે હનુમંત રૂપે પ્રગટ થઇને, કરિયો છે હોકાર. ૨૫ ચાર ચાર કોટીના ભારા બાંધ્યા અસુર પુંછડે જેહ; પૃથ્વી ઉપર પછાડી નાખે, દધી સમુદ્રમાં તેહ. ૨૬ એમ વીશ કોટી રાક્ષસને માર્યા, હનુમંત તે તેણીવાર; ત્યારે ક્રોધ કરીને મકરધ્વજ ધાયો, કીધું યુદ્ધ અપાર. ૨૭ ત્યારે મુષ્ટિ એક હૃદે માં મારી, ક્રોધ કરી બળવંત: તે પૃથ્વી પડયો તેની ઉપર ચઢીને બેઠા કપી હનુમંત. ૨૮ કહે મારૂતી મકરધ્વજ તુજને, મારીશ આણીવાર; કોણ છે તુજને છોડાવનાર, તેનું સ્મરણ કર નીરધાર. ૨૯ મકરધ્વજ કહે જો હોય આ સમે, પીતા મારા હનુમંત, તો આવી મુજને મુકાવે ને, આણે તારો અંત ૩૦

એવું સુણતાં મારૂતી વીસ્મે પામ્યો, સંદેહ પ્રગટયો મન; અલ્યા હનુમંત છું અંજનીનંદન,તું કેમ મારોતન. ૩૧ પછે હૃદેઉપરથીઉતર્યા પોતે.કરગ્રહી પુછી વાત; ત્યારે મકરધ્વજે બોલાવી તતક્ષણ, આવી પોતાની માત. ૩૨ વલણ --માતા આવી મકરધ્વજની, પાય લાગી હનુમંતરે;પછે તેણે કહી વીસ્તારી સર્વ, પુત્રની જન્મ કથાયરે. ૩૩ ઈતીશ્રીરામચરિત્રે સંમતવાલ્મિકીનાટકધારાયાંયુદ્ધકાંડેહનુમાનમકરધ્વજસંગ્રામોનામદ્વાત્રિંશોધ્યાય: ૩૨

## અધ્યાય ૩૩

રાગ ધનાશ્રી---મકરી કહે છે સુણો મહારાજજી, લંકાદહનનું તમો કર્યું કાજજી; પુંછબુઝાવા આવ્યાશિંધુ માંહેજી, ત્યારે પરસ્વેદ બિંદુ પડિઓ તાંહેજી. (ઢાળ.) પરસ્વેદબિંદુ લલાટેથી, પડિયો શિંધુ માંહે; તે સમે હું પાસે હતી, મેં ગળ્યો તતક્ષણ તાંહે. ૨ તમ સ્વેદથી એ પુત્ર પ્રગટયો, મકરધ્વજ એનું નામ; અહિરાવણે પુરરક્ષા કરવા, મુકયો આણે ઠામ. ૩ એ પુત્ર તમારો પરાક્રમી, તમ આકૃતિ મહારાજ; સ્વામી એ સેવક છે તમ તણો, જેસોંપો તે કરે કાજ. ૪ કહો તમે આવ્યા શે અરથે, અહિં શું તમારે કામ; હનુમંત કહે લાવ્યો કરી, હરણ લક્ષમણ રામ. ૫ મકરી કે' તે છે સુખી, રાખ્યા ગુપ્ત મંદીર માંહે; કાલે હોમ કરશે દેવિનો, લેઈ જશે તે સમે તાંહે ૬ માટે દેવળમાં જઈ ગુપ્ત રહેજો, આવશે અસુર તે ઠામ;ત્યારેઅહિ મહિને મારજો, લાવજો લક્ષમણ રામ,

થયાં અચેતન ત્યાંહે. ૬ ત્યારે વનદેવ્યા પંચતત્વને સોંપ્યાં, લક્ષમણે જનકકુમારી; પછે ઈન્દ્રજીતરિપુ રથમાં બેઠા, થઈ શોકાતુર ભારી. ૭ પછી રથ હાંકીને ચાલ્યા લક્ષમણ, મુકી સીતાને વન; આંસુ ચોધારે રૂદન કરંતાં, રાતાં થયાં લોચન. ૮ એમ અવધપુરીમાં આવ્યા સુમીત્રી, નમ્યા રામને પાય; સર્વ નગ્રમાં જાણ થયું, જે રામે તજ્યાં સીતાય. ૯ કૌશલ્યાદીક માતા સર્વે, રૂદન કરે બહુ પેર; રાંધ્યાં અન્ન રહ્યાં અવધમાં, શોક પડયો ઘેરેઘેર. ૧૦ હવે નર નારી સહુ નગ્ર તણી, મળી વાત કરે છે ત્યાંહે; શે અપરાધે ગર્ભવતિ શ્રીય, રામે તજી વનમાંહે. ૧૧ પેલા રજકને સર્વે ગાળો દે છે, લોક કરે ધીકકાર; એ ચંડાળ કયાંથી જનમ્યો અવધપુર, દેવા દુઃખ અપાર. ૧૨ એમ અવધવાશી શોકાતુર સર્વે, સીતા તજ્યાં જયારે વન; એ સમે એક સંદેહ છે મોટો, તે સુણો શ્રોતાજન. ૧૩ અવધવાશીજન સર્વે સુધર્મિ, સુમતિ પુન્ય પવિત્ર; પરમભક્ત સીતા રઘુવરના, વહાલું રામચરિત્ર. ૧૪ રાગ દ્વેષ હિંસા નહીં કોને, પરનિંદા પરદ્રોહ; કુતર્ક વચન મુખે નવ બોલે, નહિ ક્રોધ મદ મોહ. ૧૫ સીતા રામ પર પ્રીતિ સહુને, જાણે પ્રાણઆધાર; તો તે રામને કુવચન કેમ કહે, સ્વપ્ન વિષે નીરધાર. ૧૬ શ્રી રામરાજ વળી અવધપુરમાં, જન્મ નિવાસી જેહ; તે રજક એવો કેમ દુષ્ટ રહ્યા છે, એ મોટો સંદેહ. ૧૭ જેણે નીરભે થઈ નિંદા કરી રામની, બોલ્યો વચન કટુ ઝેર; સીતાનો ત્યાગ કરાવ્યો એણે, હશે પુરવનું વેર. ૧૮ એ સંદેહ નીરવતી

કરવા માટે, કહું યથારથ જાણ; રજકને વૈર સીતા સાથે, તે કથા છે પદ્મપુરાણ. ૧૯ વલણ—પદ્મપુરાણે પાતાળ ખંડે, શેષ વાત્સાયણ સંવાદરે; રામાશ્વમેધમાં એ કથા છે, સુણો શ્રોતા તજીને પ્રમાદરે. ૨૦ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડે વનેસીતાત્યક્ત્વાલક્ષમણસ્યરામસામિપ્યાગમનંનામઅષ્ટવિંશોધ્યાયઃ ૨૮

## અધ્યાય ૨૯

રાગ ધનાશ્રી—સુણો શ્રોતા સહુ એકે મનજી, પદ્મપુરાણની કથા પાવનજી; પાતાળ ખંડે રામાશ્વમેધ જેહજી, શેષવાત્સાયણનો સંવાદ તેહજી. ૧ (ઢાળ) સંવાદ શેષ વાત્સાયણ ઋષિનો, રામાશ્વમેધકથાય; ગાતાં સુણતાં શિખતાં, મહા પતિત પાવન થાય. ૨ જ્યારે ખટ વરસનાં હતાં સીતા, જનકરાયને ઘેર; કુમારીકા સખી સાથે રમતાં, કરતાં લીલાલે'ર. ૩ એક સમે વાડીમાં ગયાં, નિજ સાહેલી લેઈ સંગ; ત્યાં સખી સાથે ધુતક્રિડા, રમે નાના રંગ. ૪ તે સમે સનમુખ વૃક્ષ પર, બે પક્ષી બેઠાં ત્યાંહે; તે શુક શુકી આનંદમાં, કરે વાત માંહો માંહે. ૫ શુક શુકીને શ્રવણ કરાવતો, રૂડી રામકથા પાવન; ત્યારે રમત મુકી સીતાજી લાગ્યાં, સુણવા એકે મન. ૬ પ્રથમથી રામચરિત્ર સહુ, કે'વા માંડયું કરી વિસ્તાર; તદાત્મ સીતાશ્રવણમાં, લાગી રહ્યો એક તાર. ૭ રઘુવીર જન્મ ઉછવ કથા, બાળચરિત્ર ઋતુ રક્ષાય; પછે જનકપુર આગમન વળી, ધનુભંગ શ્રીવિવાય. ૮ કેકઈ વચન પ્રસ્તાવ વન, દશરથ મરણ દુઃખી લોક, ચિત્ર-

કુટ ભરતા ગમન, મળિયા રામ શમન વિશોક. ૯ દંડકારણ્ય પવિત્ર કરી, પંચવટી કીધો વાસ; સુર્પનખા વિરૂપ ખર દુખર વધ, કૃતમાયા મૃગનો નાસ. ૧૦ ત્યારે સીતાજીનું હરણ કરી, લંકા ગયો દશાનન; કીરે કથા કહી ત્યાં લગી, પછે રહ્યો ગ્રહીને મુન્ય. ૧૧ તે ચરિત્ર સુણ્યા જાનકી, ઘણું થયાં આતુર મન; અધુરી કથા કેમ મુકી એણે, લાગી ચટપટી તન. ૧૨ તે વાડીના રખવાળને કહ્યું, સીતાયે તતકાળ; હે વાપીન રક્ષક વૃક્ષ ઊપર, નાંખ હવડાં જાળ. ૧૩ આ બે પક્ષી ગ્રહણ કરીને, આપ્ય મુજ કર માંહે; એવાં વચન સુણી સીતા તણાં, તે થયો સત્વર ત્યાંહે. ૧૪ વનરક્ષકે તવ જાળ નાખી, પક્ષી આલ્યાં જોડ; તે જાનકીને સોંપીયાં, પુરણ થયા મન કોડ. ૧૫ પક્ષી ગ્રહ્યાં બે કર વિષે, પછે બોલિઆં જનકસુતાય; અલ્યા કીર કહે મુજને યથા જે, રહી અધુરી કથાય. ૧૬ અલ્યા કોની પુત્રી કોણ સીતા, કોણ તે રઘુપત્ય; જે રાવણ હરણ કરી ગયો, પછી શી થઈ તેની ગત્ય. ૧૭ ત્યારે શુક કહે બાઈ સાંભળો, મુનિ વાલ્મિકને આશ્રમ; તે વૃક્ષ ઉપર અમો રહેતાં, સ્ત્રી પુરૂષ અનુક્રમ. ૧૮ શતકોટી રામચરિત્ર પાવન, કર્યું વાલ્મિક મુન્ય; શિષ્યને નિત્ય ભણાવતા, સમજાવી અરથ રતન. ૧૯ તે સાંભળતાં નિત્યે અમો, કે'તા મુનિવર જેહ; એટલી સ્મૃતિ રહી મુને, બાકી ગયો ભુલી તેહ. ૨૦ અમો પક્ષી કેરી અલ્પ બુદ્ધિ, રૂદે રહે નહી વાત; હવે આગળ આવડતી નથી, એ કથા મુજને માત. ૨૧ જાનકી કહે પુરણ થયા વિન, નહીં જવા દેશેં

આજ; એમ કહી પંજર મંગાવ્યું; પક્ષીનેરહેવા કાજ. ૨૨ પછે પંજરમાં ઘાલી તદા, તે શુકીને નિરધાર; કર માંહેથી શુક જોર કરીને, ઊડીયો તેણીવાર. ૨૩ તે શુકી ગર્ભવતી હતી, ને પામી વિપરિત યોગ, સીતાયેઘાલી પીંજરામા, થયો સ્વામિ વિજોગ. ૨૪ તતકાળ તેણે પ્રાણ તજીઆ, શુકી પામી મરણ; પસ્તાવો સીતાયે કર્યો, પછી કાઢી નાખી ધરણ. ૨૪ તે કીરે દીઠી કામની જે, મરણ પામી ત્યાંહે; કલ્પાંત ઘણું તેણે કર્યું, દુઃખ પામીયો મન માંહે. ૨૬ પછી મન વિચાર્યું મારે મરવું, જીવું તે કોણ કાજ; ત્યાં થકી પોપટ ઉડીયો તે, આવ્યો તિરથરાજ. ૨૭ કીરે કરી મન કલ્પના, મુજ ગરભવંતિ નાર; તે વિજોગ કરાવ્યો સીતાયે, વછોડયાં સ્ત્રી ભરથાર. ૨૮ માટે જનકતનયા જાનકી તે, સગર્ભા થાયે જાણ; ત્યારે વિયોગ સ્વામિનો થાજો, સત્ય કહુ નિરવાણ. ૨૯ પ્રયાગ જળમાં તન ઝં[illegible]ાવ્યું, એવું કહીને વચન; તે રજક થઈને અવતર્યો, જે અવધપુર પાવન. ૩૦ તેણે સીતાને વન કઢાવ્યાં, દુષ્ટ વચન બોલ્યો અંધ; વિયોગ પાડયો સ્વામીનો, તે પુરવ જન્મ સંબંધ ૩૧ એજગતજનુની જાનકી, સાક્ષાત લક્ષિમરૂપ; વળીજગતપીતા શ્રીરામ તે, કોટી બ્રહ્માંડના ભુપ. ૩૨ સર્વ જીવ કેરા કર્મના ફળ પ્રદાતા એરામ; તેને નથી કાંઈઆવરાણ, છે સ્વતસિદ્ધ પુરણકામ. ૩૩ પણ લોક મારગ આચરે, કરવા ધરમ વિસ્તાર; બાકી રજક કેરા વચનથી, કેમ તજે જનકકુમાર. ૩૪ એ ઈચ્છાશક્તિરામની, જાનકી પુન્યપવિત્ર; તે રણસંબંધ જણાવા માટે, કર્યું એહ ચરિત્ર. ૩૫

માટે તર્ક ના કરશો અહિં,શ્રોતા વિવેકી જન;એ પ્રભુને નથી શોક મોહ, છે જ્ઞાન આનંદઘન. ૩૬ વળી બીજું કારણ એક છે, સીતા તજ્યાનો ભ્રમ; તે સંક્ષેપે કહું,જે યથારથ અનુક્રમ. ૩૭ વલણ—અનુક્રમે કરી એ કથા કહું, જે માટે તજ્યાં સીતાયરે; કહે દાસ ગિરિધર સુણો શ્રોતા ધરજો મન અભિપ્રાયરે. ૩૮ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકપ્રાકૃતકાંઉત્તરકાંડેરજકપુર્વજન્મકથનંનામએકોનત્રીંશોધ્યાય: ૨૯

## અધ્યાય ૩૦

રાગ મારૂ—સુણો શ્રોતા સાવધાન થઈને,સીતા તજ્યાનો મર્મ; પુર્વે પિતાનું વચન પાળવા, વન ગયા પુરણબ્રહ્મ. ૧ ત્યારે આયુષ્ય હતું ભુપતિ કેરૂં, દ્વાદશ વર્ષનું જાણ;પણ રામ વિયોગે રાય દશરથે, તજ્યા તતક્ષણ પ્રાણ. ૨ અકાળ મૃત્યુયે મરણજ પામ્યા, રહ્યા જઈને સ્વર્ગ; કર્મ અશેષ હતાં માટે તે, નવ પામ્યા અપવર્ગ. ૩ પછી વન પુરણ કરી અવધપુરીમાં, આવ્યા પુરણ કામ; સહસ્ર એકાદશ વર્ષ લગી, ત્યાં રાજ્ય કર્યું શ્રીરામ. ૪ પછી વિચાર્યું પ્રભુએ પોતે, હવે જવું સ્વધામ; પ્રથમ પિતાને મોક્ષ જ આપું, તો થાયે શુભ કામ. ૫ પ્રારબ્ધ કર્મ તણું ફળ સુખ દુઃખ, પાપ પુન્યથી હોય; તે પુરણ ભોગવ્યા વિન દેહે ગુણ મય, મોક્ષ ન પામે કોય. ૬ જ્યારે કર્મ શુભાશુભનો ક્ષય આવે, વાસના ટળે અશેષ; સરવ સંગથી મુકત થાય ત્યારે, જાય સમસ્ત કલેશ. ૭ વેદશાસ્ત્રની રીતિ એવી, મોક્ષ તણો અનુક્રમ; પણ કરતુ અ-

કરતુ અન્યથા કરતુ, સમરથ પુરણ બ્રહ્મ. ૮ મહા પાપી પ્રાણી રામ નામથી, મોક્ષને પળાય; તે દશરથની ગતિનું શું કહેવું, પુત્ર જેના રઘુરાય. ૯ વળી લોક વેદ સહુ એમજ કહે છે, અંતે જયાં મતિ જાય; થાય ગતિ તેવી તે જનની, એવો છે એક ન્યાય. ૧૦ શ્રી રામ રામ રઘુવીર જ કહેતાં, તજીયા દશરથે પ્રાણ; તો મોક્ષ ન પામે શા માટે, એ હરીની ઈચ્છા નિરવાણ. ૧૧ તે દશરથ રાજા સ્વર્ગ રહ્યા છે,એમ વિચાર્યું રામ; ન્યાયે કરી નરપતિને આપું, હું મારૂં નિજ ધામ. ૧૨ વરષ દ્વાદશાનું આયુષ્ય બાકી, તે હું ભોગવું આજ; પણ સીતાને અરધાંગજ રાખું,તો થાય વિપરીત કાજ. ૧૩ હું ધર્મ સ્થાપવા પ્રગટયો ભુતળ, પાળવા વેદનાં કર્મ; જો જાનકી સહીત એ રાજ્ય ભોગવું, ભ્રષ્ટ થાયે નિજ ધર્મ. ૧૪ એમ વિચારી પિતાનું આયુષ્ય,રામે કર્યું અંગીકાર;માટેસીતાનો પરિત્યાગ જ કીધો,મોકલ્યાં વનમોઝાર.૧૫ રજકને દુષ્ટ વચન બોલાવ્યાં, કરી પ્રેરણા રામ; તે નિમીત્યે કરી તજીઆં જાનકી, વનમાં પુરણકામ. ૧૬ માટે શ્રોતાજન સંદેહ નવ કરશો, સુણીને એહ કથાય; ચરિત્ર અટપટાં ઈશ્વરનાં, નવ જણાય તે અભિપ્રાય. ૧૭ કો હરિ ઈચ્છાનો પાર ન પામે, અલ્પ મહા મતિવાન; આકાશ તણો જેમ પાર પામવા, મશક ને ગરૂડ સમાન. ૧૮ હવે વૈદેહીને વનમાં તજીને.લક્ષ્મણ આવ્યા ઘેર, મુર્છિત થઇને સીતા પડીયાં, વળતી શી થઈ પેર. ૧૯

વલણ—શી પેર થઈ ત્યાં સીતાની, જે અચેત પડીયાં

વનરે; પછી ચાર ઘડીયે વળી મુર્છા, ત્યારે કરવા લાગ્યાં રૂદ-નરે. ૨૦ ઈતિશ્રી રામચરિત્રેસંમતવાલ્મિકી નાટકધારાયાં ઉત્તરકાંડેશ્રી રામેણસ્વધર્મ પ્રતિપાળનાર્થેદશરથમોક્ષાર્થેસી-તા ત્યાગોનામત્રિંશોધ્યાય: ૩૦

## અધ્યાય ૩૧

દોહા—જ્યારે જાનકીને મુરછા વળી, શાતા આવી તન; પાસે લક્ષમણને દીઠા નહિ,ત્યારે કરવા માંડ્યું રૂદન. ૧ લોચન જળ ધારા વહે, અંગ પછાડે આપ; પછી સીતાયે મધુરે સ્વરે, કરવા માંડયો વિલાપ. ૨ રાગ સોરઠ—વૈદેહી વનમાં વલવલે, કરે વિવિધ વિલાપ; રૃદય ભીંજે છે આંસુજળે, પામ્યાં અતિ પરિતાપ, વૈદેહી વનમાં વલવલે. ૧ હો લક્ષમણજી તમો ક્યાં ગયા, મુકી મુજને વન; આવડા નિરદય કેમ થયા, દયા નવ ધરી મન. વૈદેહી૦ ૨ હવડાં મારી પાસે હતા, ક્યાં સંતાયા હો વિર; મારા સમ દેખા ઘો મુને. આ વેળા રઘુવીર. વૈદેહી૦ ૩ હો અવધપુરીના રાજીઆ, દશરથ રાજકુમાર; શે અપરાધે મુને તજી, એકલી વન મોઝાર. વૈદેહી૦ ૪ પ્રભુ શરણાગત-વત્સલ તમો, બાંહે ગ્રહ્યાની લાજ: હું છું તમારી કીંકરી, વ-હારે ધાજો મહારાજ. વૈદેહી૦ ૫ પ્રભુ મુજ અર્થે બહુ શ્રમ કર્યો હણિયો નિશિચર સાથ; એટલું કરી અંતે તજી, ન ઘટે તમને હો નાથ વૈદેહી૦ ૬ તમ ચરણ સેવા હું ચુકી નથી, રાખ્યું છે ચિત્ત ઠામ; તે અંતરની જાણોછો પ્રભુ, અંતરજામી રામ. વૈ-દેહી૦ ૭ તમો વાત વિસ્તારી રજકની, પામ્યા મનમાં રોશ;

લંછન લાગે રવિ કુળ વિષે, જો દેશો મુજ શિર દોષ વૈદેહી૦ ૮ માટે સાય કરો મારી શામળા, લાવો મનમાં મેહેર;તેડાવો પ્રભુ પાછી મુને, ન કરીએ આવડો કેર. વૈદેહી ૦ ૯ આ વન કંટક છે બિહામણું,હું એકલડી નાર;સખાસાહેલી કો સંપ નહીં, રહું કોને આધાર. વૈદેહી૦ ૧૦ હો જનક નૃપતિ મુજ બાપજી લ્યો પુત્રીની સંભાળ, હો પિતા હું તમને વાલી ઘણું કરો મારી પ્રતિપાળ. વૈદેહી૦૧૧ જેમમચ્છ તરફડે તાપેકરી, સુકાય સરોવર પાણી; જેમ પુર્વે વનમાં પડી, નઈષિદ રાયની રાણિ. વૈદેહિ૦ ૧૧ એમ વિદેહિ વિલપેઅતીઘણું,મુખે કરતાં રૂદન; સીતા રોતાં રોયાં તરૂ, પશુ પક્ષિજન. વૈદેહિ૦૧ ૩તેણિ વેળાયે કંપિ ધરા, ભુમિજાને શોક; મનમાં રટણ કરે રામનું, જીભ્યાએ પુરાણશ્લોક. વૈદેહિ૦૧૪ હવે પ્રાણતજું હું માહરો, પાડુ નિશ્ચે તન; પછિ કેશનો પાસ કંઠે ધર્યો, ત્યારે વિચાર્યું મન. વૈદેહિ૦૧૫ જોહું ત્યાગકરૂં દેહનો,તોઆત્મહત્યા થાય; વળિ મોઢું પાપ લાગે મુને, ગર્ભ કેરિ હત્યાય. વૈદેહિ૦૧૬ એમ વિચારિને જાનકિ, કાઢયો કંઠેથીપાસ; પછિ ગાઢે સ્વ-રથી રૂદન કરે, મુકે મુખ નિશ્વાસ. વૈદેહિ૦૧૭ વલણ---નિ-સ્વાસ મુકે અધર સુકે, કરમાયું કમળવદનરે;તેવનકેરાં ખગ ગ આવિ, કરતાં આશ્વાસનરે. ૧૯ ઈતિશ્રીરામચરિત્રેસં-મતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેસીતાયામુર્છાવિરામા-

પવચનંનામએકત્રીંશોધ્યાય: ૩૧

# અધ્યાય ૩૨

રાગ સારંગ-- એણે પ્રકારે સીતા એકલડાં, વનમાં કરતાં રૂદન; તેણે સમે કંદમુળ લેવાને, નિકળ્યા વાલ્મિક મુન્ય. ૧ તે મુનિયે સીતાનું રૂદન સાંભળ્યું, પાસે આવ્યા ધાઈ; મુનિયે ઓળખી જનકસુતા, કહે તું યાં કયાંથી બાઈ. અરે સિતા મેં ઓળખી તુજને, જનકનિ તનયા જાણી; દશરથસુત શ્રી રામચંદ્ર તે, અવધપતિનિ રાણી. ૩ અરે પુત્રી આ વનમાં કયાંથિ, તું એકલડી આજ; ત્યારેસીતાયેવૃત્તાંતકહ્યું જે તજી, રઘુપતિ મહારાજ. ૪ ત્યારે મુનિ કહે બાઈ ચિંતા નવ કરશો, મુને ઓળખે છે ભગવાન; જનકરાય પણ મારો મિત્ર છે, તું મુજ પુત્રી સમાન. ૫ તું જક્તજનુનિ જનકસુતા છે, લક્ષ્મિનો અવતાર; બાઈ મનુષ્ય દેહ ભુતળમાં ધરી, તમોલીલાકરો છો અપાર. ૬ માટે ચાલ પુત્રી મુજ આશ્રમમાં, હું પાળીશ રૂડી પેર; ત્યાં ૠષિપત્નિયો સાથે રહેજો, સુખી થશો મુજ ઘેર. ૭ વળી તારા ઉદરથિ પુત્ર પ્રગટશે, બળિયા બે રણુધિર; મહા પ-રાક્રમી પુત્ર થશે તે જીતશે શ્રી રઘુવીર. ૮ એમ ઘણાં વચન કહી ધિરજ આપી, સીતાને મુનિનાથ; જનકસુતાને રોતાં રા-ખ્યાં, મુસ્તક મુકયો હાથ. ૯ ત્યારે સિતા મુનિનાં વચન સાં-ભળી, સંતોષ્યાં મનજાણ્ય; તમો પિતાશું પુત્રી તમારી, એવી બોલ્યાં વાણ્ય. ૧૦ પછી વાલ્મિકમુનિ સિતાને તેડી, આવ્યા નિજ આશ્રમ; ફળ જળ આપી સ્વાગત કીધિ, ઉતર્યાં અનુ-ક્રમ. ૧૧ ત્યારે અનેક વિપ્ર તેણે સમે, આવ્યા વન મધેથિ

અનુપ; વાલ્મિક મુનિને પુછવા લાગ્યા,જોઈસીતાનું રૂપ. ૧૨ અરે પિતા આ કયાંથિ લાવ્યા, કોણુ છે કોનિ નારી,ત્યારે મુનિએ કહ્યું એ રામનિ રાણિ, સિતા જનકકુમારિ. ૧૩ એવાં વચન સુણિ સહુ વિપ્ર કહે, એ શિદ લાવ્યા મહારાજ; વિઘ્ન થશે આપણા આશ્રમમાં, નહિ રહે કોની લાજ.૧૪એણે રાવણનું કુળકર્યું નિકંદન,મરાવ્યો મારીચરંક;વળીલોકાપવાદ લાગ્યો મોટો, એને માથે ચડયું છેકલંક.૧૫ આપણા આશ્રમમાં નવ જોઈએ, એનું સુંદર રૂપ; એ છતાં ઉપાધી થાય આપણે, એ તો કલેશનો કુપ. ૧૬ આપણે ગ્રામમુકીને સર્વે, વનમાં કીધો વાસ; ત્યારે ઉપાધિ કેમ સંગ્રહ કરીએ, રહીએ સદા ઉદાસ. ૧૭ એમ તર્ક વચન કુટિલ ઘણા બોલે, કરતા સોર બકોર; તે વિપ્ર કર્મ જડ કંઈ નવ સમજે, કેવળ વેદિયા ઢોર. ૧૮ તે વચન સુણિને પાસે આવ્યાં,જનકસુતા તેણિવાર વૈદેહિએ કરજોડી સહુ, વિપ્રને કર્યો નમસ્કાર. ૧૯ અરે મહારાજએવું શું બોલો,કઠણ વચન અતિ વંક;હવેતમેકહો તે હું કરૂં જેમ, ઉતરે મારૂં કલંક. ૨૦ ત્યારે એક વિપ્રગાજીને બોલ્યો તર્ક કરીને ત્યાંહે; અરે સીતા તું સાધવી હોય તો, લાવ્ય ભાગીરથી આંહે.૨૧ આ આશ્રમ પાસે ગંગા આવે, તો અમને સુખ થાય; ત્યારે સીતા તુજને સતિ જાચે પુજીએ તારા પાય. ૨૨ એવાં વચન વિપ્રનાંસુણીને,સીતા દુખ પામ્યાં મન માંહે; પછી ગંગાની સ્તુતિકરવાલાગ્યાં,ગદગદકંઠે ત્યાંહે. ૨૩ વલણ—ગદગદ કંઠે ગંગા કેરી,સ્તુતિ કરતાંસીતાયરે;

સર્વે મુનિવર પાસે ઊભા, જોતા તે ચર્ચા યરે. ૨૪ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તારકાંડે વાલ્મિકેનસ્વસ્યામંપ્રતિસીતાનયનંનામદ્વાત્રીંશોધ્યાય: ૩૨

# અધ્યાય ૩૩

રાગ સિંધુડો ડંકની ચાલ—જય વિષ્ણું પાદોદકી અખિલ જન પુનીતકર, દાની મનમોદકી સિંધુ અંગે; અધમઉધારણી સગર કુળતારણી, પરમ શિવકારણી માત ગંગે. જય વિષ્ણું. ૧ જય સાર સહુ તત્વનું સથન વિધીયે કર્યું, પ્રથમ પરમેષ્ટીનું પાપ વામ્યું; તેથી પુજાકરી વિષ્ણુના ચરણુની, પુનીત નખત્વાર વિસ્તાર પામ્યું. જય વિ. ૨ જય સુરસુરીબ્રહ્મ કટાહ વીદારણી, નભગતી ચારણી ધુની અપાર; દીલીપસુત કામના સફળ પુરાણ કરી, અનગ અજરી ધરી શિષધાર. જય વિ. ૩ જય રૂદ્ર શીરવાસની અખીલ અઘનાશીની, કળિ મળ ત્રાસિની અભયદાતા; પૃથ્વી પાવન કરી ધાર પ્રાચીદીશી, ચંડધની ખંડ ગિરિ શરણત્રાતા. જય વિ. ૪ જય સરિતવ જાન્હવી વિમળ ભોગાવતી, નામ મંદાકીની પાપહારી; ભુતળ ભાગીરથી પુનીત પ્રભાવતી, અલકનંદાસુર આનંદકારી. જય વિ. ૫ જય સનકાદીક વિધી રૂદ શારદ સ્તવે, સિદ્ધ મુનિ યોગી નિત્ય સેવ્યમાન; યક્ષ રક્ષાદી નર નાગ કીન્નર અમર, પુજી ગંધર્વ કરે ગીતગાનં. જય વિ. ૬ સ્મરે તો સંકટ ટળે દર્શનેઅઘબળે, સ્પર્શતાં દેહ ત્રિશુદ્ધ થાયે; સ્તવન કરતાં પામે તત્વ ત્રિલોકનુ અંત હરિચરણને શરણ જાયે. જય વિ. ૭ જય અંબ સગરા-

૯મજ મોક્ષદાયક મહા,મહાત્મ ગુણુ અતિ વિશાળજાન્હુ જાતા દાસ ગિરિધર સદા ઉભય ત્રઠ પાવની, રાખીયે આજ મોરી લાજ માતા. જય વિ. ૮ દોહા—એ ગંગાષ્ટક પાવન પરમ, જેજપેનરને નાર;મુકત થાય મહા પાપથી, પામે પદારથચાર. ૯ સ્તુતીસુણી જનકસુતા તણી, ગંગાયેતેણીવાર; ત્યારે ધારા આવી ગર્જતી, જેનો પ્રચંડ વેગ અપાર. ૧૦ ઈતિશ્રીરામચ-રિત્રેસંતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેસીતયાભાગીરથી પ્રાર્થનંનામત્રયત્રીંશોધ્યાય: ૩૩

## અધ્યાય ૩૪

રાગ મારૂ—સ્તુતિ સાંભળીને તેણીવારે, ધાયાં ગંગા સી-તાજીની વહારે; થયો ઓચિંતો ગડેડાટ, ભડકી નાઠા બ્રાહ્મણ બારે વાટ. ૧ આવી પ્રચંડ ગંગાની ધાર,ઉછળતું એક યોજન વાર; ઘુઘવાટ ગરજના થાય, ફોડે પરવત સોંસરી જાય. ૨ મુળ માંહેથી વૃક્ષ ઉખેડે, જયાં ત્યાં જળ ફરતું રેડે; ઉછળ્યા જળ સાગર જેમ.નાઠા મુનિવર મુકી આશ્રમ. ૩ કર્યાંઆગળનાનાં બાળ, સીના શરણે આવ્યાં તત્કાળ; પાહી પાહી વીદેહી કૃ-પાવાન, રાખો શરણ અમો છું અજ્ઞાન. ૪ અમો કરયું તમારૂં હેલન. કર્મ જડ અભિમાની મન; છો તમો શુદ્ધ પતિવ્રતાય, સરવ સતીયો તમારી કળાય. ૫ જો છોરૂ કછોરૂ થાય, પણકોપ કરે નહિ માય;ક્ષમા રાખો હવે જાનકી માત, સમાવો જળ આવ્યું અધાત. ૬ તણાઈ જાશે અમારાં ધામ,ત્યારે રહીશું અ-મો કોણ ઠામ; તમને વારંવાર શિર નામુ, માતા જુવો આ

બાળક સામુ. ૭ એમ વિપ્રકાલાવાલા કરે, રૂષિપત્નિયો ખોળા પાથરે; દેખી કરગરતો મુનિસાથ, સીતાયે કર્યો ઉંચો હાથ. ૮ જળ સમી ગયુ તે સ્થાન, વહેવા લાગી તે ધાર સમાન; નિવરત્યો ભય મુનિવર કેરો, સહુને વાધ્યો હરખ ઘણેરો. ૯ વાલ્મિકના આશ્રમ પાસ, વહે છે ગંગા સુક્ષ્મ સુખરાસ; ગંગાની પુજા સીતાયે કરી, સહુ મુનિયે ત્યાં સ્તુતિ ઉચરી. ૧૦ સકળ વિપ્રે પાડયુંતેનું નામ, સીતા ધારા ગંગા તેણેઠામ; મુનિ કરતા મંજનપાન, જપ હોમ ને તપ અનુષ્ઠાન. ૧૧ મઠ બાંધી રહ્યા તેને તિર, જેનું શીતળનિરમળ નિર; વૈદેહીને વખાણુતા સરવ, તે દહાડેથી વિપ્રે તજીયો ગરવ. ૧૨ એવું જાનકી કેરૂં ચરિત્ર, સુણુતાં પાપી થાય પવિત્ર; આ જગતમાં ભોગવે સુખભોગ, અંતે શ્રી હરિચરણ સંજોગ. ૧૩ વલણ.—સંજોગ થાય હરિચરણનો, કરે શ્રવણ એ આખ્યાનરે; કહે દાસ ગિરિધર કથા અદ્ભુત, સુણો શ્રોતા થઈ સાવધાનરે. ૧૪ ઇતિશ્રી રામચરિત્રે સંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેવાલ્મિકયાશ્રમેગંગામનંનામચતુરત્રીંશોધ્યાય: ૩૪

## અધ્યાય ૩૫

રાગ ધનાશ્રી—વાલ્મિક કેરા આશ્રમ માંહેજી, રહ્યાં સુખ પામી સીતાત્યાંહેજી; સરવે મુનિયે કર્યો એક વિચારજી, કોઈ નવ જાણે સીતાને આ ઠારજી. ૧ (ઢાળ.) ભાઈ વાત એ કહેશો નહિ, અન્ય કો ન જાણે મર્મ; જે જનક તનયા જાનકી, રહ્યાં આપણે આશ્રમ. ૨ એમ સીતાજી સુખ પામિઆં પો-

ષણુ કરે મુનિરાય;સ્વાગત કરે મુનિ પત્નિયો,આનંદમાં દીન જાય. ૩ વાલ્મિક મુનિના આશ્રમે, ઠરી રહ્યાં જનક કુમાર; દીન દીન વૃદ્ધી ગરભ પામે, સીતા ઉદર મોઝાર, ૪ નવ માસ ત્યાં પુરણુ થયા, આવ્યો પ્રસવ કેરો દીન;. મુનિપત્નિયો ત્યાં વૃદ્ધ આવી, પાસે રહી શુભ મન. ૫ શુભ યોગ વાર નક્ષત્ર તિથિ, શુભ લગ્ન રવિ મધ્યાન; તે સમે સુંદર પુત્ર જનમિયા, જુગલરૂપ નિધાન. ૬ પ્રથમ જન્મ્યો તે લઘુ, તે પુંઠે આવ્યો જેષ્ટ; એમ થયા પ્રસવ બે પુત્ર તે સમે, કીંદ્રિયાગ્રહ શ્રેષ્ટ. ૭ તે સમે વાલ્મિક સ્નાન કરતા, હતા ગંગા માંહે; સહુ શિષ્ય દોડીનેં ગયા,કહી વધામણી જઈ ત્યાંહે. ૮ ત્યારે વાલ્મિકે બે કર વિષે,લવ કુશ ગ્રહ્યાતા જેહ; તે સહીત આશ્રમ આવિઆ, ઊતાવળા મુનિ એહ. ૯ હવે વામ કરમાં દરભની, એક શળી તે કુશ જાણુ; દ્વિગુણી તે દક્ષણિ હસ્તમાં, તેનું નામ લવ નિ-રવાણુ. ૧૦ તે સહિત કર વાલ્મિક મુનિ. આવિઆ આશ્રમ માંહે;જાત કરમ કર્યું કુંવરનું ,વેદ વિધીએ ત્યાંહે. ૧૧ અભિ-ષેક કીધો કુશ થકી,તેનું પાડીયુ કુશ નામ;લવેઅભિષેક કર્યો તદા, લવ નામ તે અભિરામ.૧૨ હવે જેષ્ટ કુશ ને લઘુ લવ, મહા શ્યામ સુંદર વેષ; શ્રી રામનાં પ્રતિબીંબ તદવત જાણે ચંદ્રદીનેશ. ૧૩ વાલ્મિકે વધાઈ ઘણી કરી, આપીઆં દાન અનેક;સહુ દ્વિજે આશિરવાદ દીધો,શાન્તિ મંત્રાભિષેક.૧૪ જેમ શુકલ પક્ષનો ચંદ્રમા ચઢે, અધીક અધીક કળાય; એમ કુંવર વૃદ્ધિ પામતા,દીન દીન મોટા થાય. ૧૫ તન શ્યામસું-

દર કમળમુખ, આકરણુ નેત્ર વિશાળ; રામના સરખી આકૃ-તિ, બળવાન બન્યો બાળ. ૧૬ તેનું લાલણુ પાલણુ કરે નિત્યે, મુનિ વાલ્મિક જેહ; એમ કરતાં થયા મોટા, સાત વરસના તેહ. ૧૭ ત્યારે મુંજીબંધન તણો આરંભ, કર્યો ત્યાં મુનિજન વળી કામધેનુ સ્વર્ગમાંથી, મગાવી તે દન. ૧૮ અનેક મુનિવર તેડાવિઆ, તિહાં થાય મંગળ ગીત; વેદમંત્રે ધરાવ્યાં, બે કું-વરને ઉપવિત. ૧૯ સહુ વિપ્ર રાખ્યા સપ્ત દીન, ભોજન નાના ભાત; જે જે પદારથ જોઈએ તે, આપે કામદુર્ગા સાક્ષાત. ૨૦ આશિષ દીધી સરવ મુનિએ, આપ્યાં બહુ વરદાન; લવકુશ બન્યો શોભત, બળ ગુણરૂપ નિધાન. ૨૧ ભોજન કરાવી દ-ક્ષિણા દીધી, આપિઆં વસ્ત્ર અપાર; વિદાય કીધા વાલ્મિકે સહુ, વિપ્રને તેણીવાર. ૨૨ વિદાય કરી તે કામધેનું, સ્વર્ગમાં નિરવાણ; જાનકી હરખ્યાં અતિ ઘણું, જોઈ પુત્ર પરમ સુજાણ. ૨૩ પછી વેદાધ્યયન બે પુત્રને, મુનિએ કરાવ્યું ત્યાંહે; ખટ શાસ્ત્ર સકળ પુરાણ ભણીઆ, હરખતા મન માંહે. ૨૪ ધનુર-વેદની યુક્તિ સરવે, મંત્રશાસ્ત્ર વિષેક; સસ્ત્ર ગ્રેહેવાની કળા, વળી અસ્ત્ર મંત્ર અનેક. ૨૫ શતકોટી રામાયણ પુનિત, વા-લ્મિકે કરી હતી જેહ; બે રાઘવીને ભણાવી, સહુ અર્થ સાથે તેહ. ૨૬ તે રામચરિત્રનું ગાન કરતા પુત્ર રૂડી પેર; લવ કુશને ગાવા તેડી, લાવે મુનિ ઘેર ઘેર. ૨૭ સપ્ત સ્વર ત્રણ ગ્રામ આદે, રાગ ને ઊપરાગ; તે મેળવી રામચરિત્ર ગાતાં મન ધરી અનુરાગ. ૨૮ એમ ચૌદ વિદ્યા કળા ચોસઠ રાજનીતિ

નિધાનઃઋષિયે સકળતેશીખવ્યું,ભણ્યા બન્ચોકુંવરસમાન. ૨૯ અનેક ઋષિના બાળ સાથે, રમે બન્ચો વિર; નિજ માતને મુનિતણી, આજ્ઞા પાળતા મતિધીર. ૩૦ વનમાંથી કંદમુળ લાવી, મુકે મુનિવર પાસ; સેવા કરે માતા તણી, માનતા મુનિનો ત્રાસ. ૩૧સત સંગેકરીને મનુષ, જેમ વીસરે દુખ સંસાર; એમ વિસર્યાં શ્રી વીજોગનું દુખ, જોઈ પુત્રને નીરધાર. ૩૨ વલણ—એમ વિસર્યાં શ્રી વિજોગનું દુખ, જોઈ પુત્રને મહા રણધીરરે;દશ વરશના થયા રાઘવી, ત્યારે મૃગયા રમતા વિરરે. ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકી નાટકધારાયાંઉત્તર કાંડેલવકુશજન્મકથનંનામપંચત્રીંશોધ્યાયઃ ૩૫

## અધ્યાય ૩૬

રાગ મારૂ—થયા લવ કુશ દશ વરષ તણા, ત્યારે મૃગયા રમતા વિર;ક્ષત્રી ધરમ આચરતા પોતે, ધનુષ બાણ ગ્રહીધીર. ૧ એક સમે બે વિર ગયા છે, મૃગયા કરવા વન; ત્યાં ગિરિના શિખર ઉપર બેઠા,એક શ્રૃંગી ઋષિ મુનિજન.૨ મૃગના જેવી આકૃતિ તેની,દેખાય પર્વત માંહે; તે બંધુ છે વાલ્મિક મુનિના તપને બેઠા ત્યાંહે. ૩ જાનકીપુત્રે દીઠા તેને, મૃગ જાણ્યો નિરધાર; લવ કુશે બે બાણ ચઢાવી, મુકયાં તેણીવાર. ૪ તે આવી વાગ્યા ઋષિ રૂદેમાં, તજીઆ તતક્ષણ પ્રાણ; પછે તેને લેઈને બે જાણ આવિઆ, મુનિ આશ્રમ નિરવાણ. ૫ ત્યારે વાલ્મિકે ઓળખ્યો બંધુ પોતાનો,કહ્યું લવ કુશને ત્યાંહે;તમો ઘણા બળિઆ થયા માટે, મુજ વિરને માર્યો આંહે. ૬ અરે

પુત્રો લાગ્યું પાપ તમને,બેઠી બ્રહ્મહત્યાય;એવાં વચન સુણીને પુત્ર પસ્તાયા, શોક કરે સીતાય. ૭ પછે વિધીયુકતે વાલ્મિકે કર્યો, નિજ બંધુને સંસ્કાર; દાહક્રિયા ઉતરક્રિયા કીધી, શાસ્ત્રતણે અનુસાર. ૮ ત્યારે જનકસુતાએ કહ્યું મુનિવરને,જાણી વિપરીત કાજ;અરે પિતા એ તિક્ષણ ઘણીછે, સુર્યવંશ મહારાજ. ૯ વળી મોટો પ્રતાપ તમ વિધાનો, તે મહા પરાક્રમી થાય; માટે પુત્ર તણો એ દોષ નિરવર્તિ, કરો તમો મુનિરાય. ૧૦ વળી લવ કુશ કહે સ્વામિ અમને,કહો ઉપાય કરીયે તેહ; બ્રહ્મહત્યાનું મહા પાપ એ,અમ શિર બેઠું જેહ. ૧૧ ભાઈ બ્રહ્મકમળ એક સહસ્રથકી, કરો શિવ પુજન સુત જ્યારે. બ્રહ્મહત્યાનું પાપ ઉતરશે, પવિત્ર થાશો ત્યારે. ૧૨ લવ કુશ કહે ક્યાં બ્રહ્મકમળ છે, કહો તે અમને તાત; ત્યાં થકી લાવીને અમો કરીયે, શિવપુજન સાક્ષાત. ૧૩ મુનિ કહે નગર અયોધ્ધા પાસે, છે બ્રહ્મસરોવર ત્યાંહે; સહસ્ર પાંખડી કેરાં થાય છે, બ્રહ્મકમળ તે માંહે. ૧૪ તે કમળે કરી શ્રી રામચંદ્ર, શિવપુજન નીત્યે કરે છે; અનેક યોદ્ધા રક્ષા કરતા, સરોવર પુંઠે ફરે છે. ૧૫ ત્યારે વળતા હશી બે બાળક કહેછે,એના શા છે ભાર; હમણાં લાવીયે બ્રહ્મકમળ, કરી રક્ષકનો સંહાર. ૧૬ કદાપી અવધનો રાય રામ, જો ચઢી આવશે ત્યાંહે; તો તેને ઝાલી બંધન કરી,યાંહાં લાવીશું ક્ષણ માંહે. ૧૭ એવું કહીકર ધનુષ બાણ ગ્રહી, ચાલીઆ બન્યો વિર; ચંદ્ર સુરજ તેજસ્વિ જેવા, ધનુરવિદ્યાના ધીર. ૧૮ અવધપંથ પુછીને ચાલીઆ, જેવા

સિંહના બાળ; વન પરવત ઓળંગી આવ્યા, બ્રહ્મસરોવર પાળ. ૧૯ કુશે પ્રવેશ કર્યો સરોવરમાં,તોડયાં કમળ અપાર; રક્ષક ક્રોધ કરી આવ્યા, તેનો લવે કર્યો સંહાર. ૨૦ કોઈએક ઊગર્યા તે નાસી ગયા, પુરી અયોધ્ધા માંહે; સમાચાર સર્વે કહ્યા જઈને, રઘુપતિ બેઠા જયાંહે. ૨૧ મહારાજ આપણા સરોવરમાં, મુનિ બાળક બે બળવંત; કમળ અતિ ઘણાં તોડયાં તેણે, મારયા જોદ્ધ અનંત.૨૨ એવું સુણી શત્રુઘન ક્રોધે કરીને, ઉઠ્યા તેણીવાર; કોણે તોડયાં એ કમળ આપણાં, હવડાં કરૂં સંહાર.૨૩ ત્યારે શ્રી રઘુવર હશિને બોલિઆ,શત્રુઘનશુ વાણ; અરે ભાઇ જવાદ્યો એ કો હશે, મુનિવરના બાળક જાણ. ૨૪ એ આજ્ઞાકારી હશે વિપ્રના, દેશે તમને શ્રાપ; તે બાળકને જો કદાપી હણીયે, તો પણ લાગે પાપ. ૨૫ એમ ક્રોધ સમાવ્યો વિર તણો,સુત જાણી પુરાણબ્રહ્મ;પછે કમળ લેઈ બે વિર ગયા તે, મુનિવરને આશ્રમ.૨૬ માત જાનકી મુનિ વાલ્મિક જોઇ, પામ્યાં ઘણું આશ્ચર્ય; હરખી પરસ્પર વાત કરે એ, પુત્રનું અદ્દભુત વિર્ય. ૨૭ પછેવિધીએ કહીને વાલ્મિકમુનિએ, કરાવ્યુ શિવપુજન; પુત્રને હસ્તે ચઢાવ્યાં શિવને, બ્રહ્મકમળ પાવન. ૨૮ બ્રહ્મહત્યા ઊતરી લવકુશની, તતક્ષણ થયા પવિત્ર; વારંવાર વખાણે સુરમુનિ, રાઘવી કેરાં ચરિત્ર. ૨૯. વલણ—ચરિત્ર પાવન રાઘવીનાં, વખાણે સુર મુનિજનરે; નિજ પુત્રને લાડ લડાવતા, નિત્ય સીતા હરખે મનરે. ૩૦ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેબ્રહ્મ

હત્યાનિવારણાર્થેબ્રહ્મકમલૈશિવપુજનં નામષટ્ત્રીંશોઽધ્યાયઃ

## અધ્યાય ૩૭

રાગ કાફી--સુણો શ્રોતા થઈ સાવધાન, પાવન લવકુશનું આખ્યાન; બ્રહ્મકમળે પુજ્યા શિવરાય, તેથી ઉતરી બ્રહ્મહ-ત્યાય. ૧ પુત્રે વાત કહી વિસ્તારી, હરખ્યાં મુનિને જનકકુમારી; વખાણે સુતને મુનિભુપ, રામના પ્રતિબિંબ સ્વરૂપ. ૨ એકસમે આદે કવિજન, ગયા ગંગામાં કરવા મંજન; બેઠાં આશ્રમમાં વૈદેહી, પાસે પુત્ર બે પરમ સ્નેહી. ૩ સીતાની કરે ચરણ સે-વાય, ભુમિજાને તે હરખ ન માય; એકેકો પદ લેઈ ઊછંગે, સેવતા સુત પામી ઊમંગે. ૪ સુખ દુઃખની કરતા વાત, સુણી દ્રવિત થાયે ઘણું માત; લવ કુશે પુછ્યું તેણીવાર, આપણે કેમ રહ્યાં વન મોઝાર. ૫ માતા વસવા તણું કોણ ગામ, અ-મારા તાત તણું શું નામ; કુળ ગોત્ર કુટુંબ ને જ્ઞાત, કોણ વંશ પિતામહ તાત. ૬ થયો જન્મ અમારો ક્યાંહે, કેમ વસવું પડ્યું વન માંહે; તે વૃતાંત કહો સહુ માય, સુણી વચન બોલીઆં સીતાય. ૭ નગ્ર અવધપુરી પાવન, રવિકુળમાં થયા ઉત્પન્ન; અજના સુત દશરથ સાર, તેને પુત્ર પ્રગટ થયા ચાર. ૮ રામ લક્ષ્મણ શત્રુઘન ભરથ, ચારે બંધુ એ મહા સમરથ; તેમાં રામ તમારા પિતાય, જે છે કોટી બ્રહ્માંડના રાય ૯ સાક્ષાત એ શ્રી ભગવાંન, શિવ બ્રહ્મા ધરે જેનું ધ્યાન; માર્યા રાક્ષસ દુષ્ટ અપાર, ઉતાર્યો જેણે ભુમિનો ભાર. ૧૦ કર્યું રાવણ કુળ છેદન, તાર્યા અનેક પૃથ્વીના જન; વર્ષ સહસ્ર એકાદશ આજ, ગયાં કરતાં

અયોધ્ધાનુંરાજ.૧૧એક દુષ્ટ રજકને વચન,મુને તજી પ્રભુએ આ વન; એમ આદ્દીથી સરવ કથાય, માંડીને કહી પુત્ર ને માય ૧૨ ભુમિજા થયાં ગદ્દગદ્દ ત્યાંહે, આંસુ ધાર ચાલી નેત્ર માંહે; સંભારી નિજ દુઃખની વાત, ભરાયું રૂદેઅકસ્માત.૧૩ વાર્યાં માતને કરતાં રૂદન, આપી ધીરજ લુછ્યાં લોચન;એમ કાયર થાઓ કેમ, રૂઓ તો છે અમારા સમ. ૧૪ દેહનાં સુખ દુઃખ હોય જેહ, ના છુટે ભોગવ્યા વિન તેહ; તજ્યાં વિન અ-પરાધે આમ,ધર્મવંત શાના એ રામ.૧૫ શું કરીયે જો એછે પિતાય, કરીયે બીજાને હવડાં શિક્ષાય; માટે રાખો હવે મન ધીર, સત્યવાદ્દી જાણીઆ રઘુવીર. ૧૬ સુતે સમજાવ્યાં કહી ઘણું જ્ઞાન, એમ કર્યું સીતાનુ સમાધાન; માતાની સેવા ક-રતા કુમાર; એમ કરતાં થયાં વરષ બાર. ૧૭ વર્ષ દ્વાદ્દશના થયા તન, જોઈને જાનકી હરખે મન; કરે ધરમ નીતિનીવાત, એમ સુખે રહ્યાં સુત માત. ૧૮ વલણુ—માતા પુત્ર સહિત સુખ પામે, રહી એટલે એહ કથાયરે; કહે દ્દાસ ગિરિધર સુણો શ્રોતા, હવે અયોધ્ધામાં શું થાયરે. ૧૯ઈતિશ્રીરામચરિત્રેસં-મતવાલ્મિકી નાટકધારાયાં ઉત્તરકાંડેસીતયાલવકુશયોર્પતિ સ્વત્યાગકથનંનામસપ્તત્રીંશોધ્યાયઃ ૩૭

## અધ્યાય ૩૮

રાગ મેવાડો—હવે અવધપુરીમાં શ્રી મા'રાજજી, ધરમ નિજ પાળે ચલાવે રાજજી; સેવે રઘુપતિને બંધુ સમાજજી, આજ્ઞા પ્રમાણે કરતા કાજજી. (ઢાળ) સહુ કાજ કરતા રા-

જનું, લેઈ આજ્ઞા શ્રી રઘુવીર તણી; નિજ ધર્મ કર્મને પ્રજા પાળે, ગુરૂ વિષે મમતા ઘણી. ૨ શત્રુઘન લક્ષમણ ભરથને, તીંહાં થયા બબે પુત્ર; સ્વરૂપબળ વિદ્યા નિપુણ, જેણે શોભીયે વરસુત્ર. ૩ લક્ષમણના બે પુત્ર અંગદ, ચિત્રકેતુ નામ: તક્ષ પુષ્કળ પુત્ર બે થયા, ભરથને અભિરામ. ૪ સુબાહુ સુતસૈન્ય નામે, શત્રુઘન સુત સાર; એ પ્રકારે ઉત્પન્ન ખટ સુત, સુંદરરાજકુમાર. ૫ તે પુત્રને પરણાવીઆ, વિવાહ કરી શુભ ઠામ; વધુસહિત ખટસુત શોભીયે, જાણે રૂપે રતિ ને કામ. ૬ હવે શ્રોતાજન સહુ એક ચિત્તે, સુણો ધરીને ધીર; જે દીવશથી જાનકીને, તજીઆં શ્રી રઘુવીર. ૭ તે દીવસથી પુર અયોદ્ધામાં, પડવા માંડયો કાળ; વૃ-ષ્ટિ ન થાયે દેશમાં, વર્ત્યો સમયવિકરાળ. ૮ એમ વરષ દ્વાદશ વહી ગયાં, થઈ અનાવૃષ્ટિ જાણ; સહુ પીડાવા માંડી પ્રજા, દુઃખ ઉપન્યું નિરવાણ. ૯ ત્યારે અવધપુરમાં સભા કરીને, બેઠા શ્રી રઘુનાથ; ગુરૂ વશિષ્ટને પુછયું તદા, પ્રભુએ જોડી જુગહાથ. ૧૦ મહારાજ મારા રાજ્યમાં, જળ વૃષ્ટિ થઈ કેમ બંધ; તેણે પી-ડાયે મુજ પ્રજા તે, કહો કોણ પાપ સંબંધ. ૧૧ રઘુવીર કેરાં વચન સુણીને, બોલિઆ બ્રહ્મકુમાર; હે અંતરજામી જાણો છો તોયે, કહું સત્ય વિચાર. ૧૨ જે પરમ સાધ્વી જાનકી, સાક્ષાત લક્ષ્મિ રૂપ; અપરાધ પાખે સતિને તમો, તજી રવિકુળભુપ. ૧૩ તે કારણ માટે મેઘની, વૃષ્ટિ ન થાયે રામ; માટે યજ્ઞ વિધીયે-થી કરો, અશ્વમેઘ જેનુ નામ. ૧૪ એવાં વશિષ્ઠ કેરાં વચન સુણી, યજ્ઞ આરંભ્યો રઘુવીર; યજ્ઞનો મંડપ રચાવ્યો, સરજયુ

ગંગાને તિર. ૧૫ વળી બીજું કારણ યજ્ઞનું છે, સુણો શ્રોતા-જન; રામાશ્વમેધની પદ્મપુરાણે, કથા છે પાવન. ૧૬ વાત્સાયણ રૂષિ પ્રત્યે કહી, શેષ કરી વિસ્તાર; પાતાળખંડે વરણુવી, અડશેટ અધ્યાય સાર. ૧૭ કહે શેષ વાત્સાયણ સુણો, એક આસન મતિ ધીર; કહું કથા એ અશ્વ મેધની, જેમાં ચરિત્ર શ્રી રઘુવીર. ૧૮ એક સમે શ્રી રઘુવીર બેઠા સભામાં નિરધાર; અગસ્ત મુનિ ત્યાં આવિઆ, ઉઠી કર્યો બહુ સત્કાર. ૧૯ શ્રી રામચંદ્રે કરી પુજા, બેસાડયા આસન; વિનયસ્તુતિ કરી બોલ્યા, પછે પ્રભુ મધુર વચન. ૨૦ એક સંદેહ મુજમાં થયો તે, નિવારો ઘટ જાત; માનુભાવ તમને પ્રશ્ન પુછુ, કહો કરી વિખ્યાત. ૨૧ કુળ સહીત મેં રાવણ હણ્યો, કરી યુદ્ધ લંકા માંહે; તે કોણ જ્ઞાતી ગોત્ર એનું, કહો મુજને આંહે. ૨૨ એવાં વચન સુણી સીતાપતીનાં, બોલ્યા મુનીવર વાણ; હે બ્રહ્મપુરણ રામજી, સર્વજ્ઞછો સુજાણ. ૨૩ તમો કારણ છો સૃષ્ટી તણા, ઉત્પતી સ્થીતી લયકાર; વળી આત્મા અંતરજામી સહુના, વીશ્વના આધાર. ૨૪ સહુ જીવકેરા કર્મનાં, ફળ પ્રદાતા છો રામ; અખંડ જ્ઞાન અનીહ વ્યાપક, સકળ પુરણકામ. ૨૫ તોયે અજાણ્યા થઈ મુને, પુછો રાવણની ઉતપત્ય; માનુષીલીલા જણાવા, પળાવા અમને સત્ય. ૨૬ પછે અગસ્તે આદી થકી કહી, રાવણ જન્મકથાય; પૌલસ્તના કુળ વીષે પ્રગટયો, સુણો શ્રી રઘુરાય. ૨૭ તે વાત સુણી મુની મુખ થકી, જે બ્રહ્મકુળમાં જાત્ય; સહુ સભા સુણતાં બોલીઆ, ગદ્દગદ થઈ

જુગતાત. ૨૮ અહો મેં કૃત આચર્યું. નવ કરે ક્ષત્રી ધીર; મેં બ્રહ્મકુળનો વધ કર્યો, એમ બોલીઆ રઘુવીર. ૨૯ પછે ધર્મ સ્થાપન બ્રહ્મહત્યા, કરી અંગીકાર; તે સમે રઘુપતી ખેદ પામ્યા, મોહ લોકાચાર. ૩૦ઢળી પડયા તવઆસન થકી, મુર્છીત થઈ રઘુનાથ; ત્યારે અગસ્તેશ્રી રામને, બેઠા કર્યા ગ્રહી હાથ. ૩૧ કુંભજઋષિ કહે સાંભળો, સર્વજ્ઞ શ્રી રઘુરાય; તવ નામ જપતાં માત્રમાં, મહા પાપી પાવન થાય. ૩૨ તે તમારે પ્રભુ પાપ શાનું, અસંભવએ વાત; નિગ્રહ અનુગ્રહ સરવના, કરતા તમો વીખ્યાત. ૩૩ સાવધાન થઈરઘુવીર બોલ્યા, મુની સાથ વચન, મેં અવતરી રઘુવંશમાં, હણ્યું બ્રહ્મકુળ પાવન. ૩૪ મહા પાપ એ મુજથી થયું, તે નીવારો મુનીરાય; ઊપાય કહો તે હું કરૂં, જેમ ટળે બ્રહ્મહત્યાય ૩૫ ત્યારે ઘટોદ્ભવ કહે અરે રઘુપતી, તમો પુણ્ય પવીત્ર; અવતાર કારણ ધર્મસ્થાપન, કરો મનુષ્યચરીત્ર. ૩૬ તમોનીયંતા સહુ જગતના, નીરલેપવ્યાપક એક; નથી તમારે શુભ અશુભ કંઈ, સમ વીષ મનુષ્ય વીષેક. ૩૭ તથાપી કરો ધરમ સ્થાપન, લોકસંગ્રહ અર્થ; ઉપાય કહું તે આચરો. જે વેદ પંથ સમર્થ. ૩૮અશ્વમેધ યજ્ઞ કરો પ્રભુ, જેથી ટળે મહા પાપ; વળી ઘટારત રઘુવંશમાં, પ્રભુ પુત્ર રૂપે આપ. ૩૯ કુંભજ તણાં વાયક સુણી નીશ્ચે થયું મન રામ; અશ્વમેધનો આરંભ કરવા, ઊઠયા પુરણ કામ ૪૦ વલણ.— પુરણકામ શ્રી રામજીયે, અશ્વમેધનો આરંભ કર્યો; હવે યજ્ઞ કેરી કહું કથા, તે શ્રોતાજન શ્રવણેધરો. ૪૧ઈતીશ્રીરામ ચરિત્રે

સંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેશેષવાત્સાયાણુસંવાદે અગસ્તાજ્ઞયાશ્રીરામેણુઅશ્વમેધારંભોનામઅષ્ટત્રીંશોધ્યાય:

## અધ્યાય ૩૯

રાગ આશાવરી—હવે અશ્વમેધનો આરંભ કરવા, ચાલીઆ શ્રી રઘુવીર; મંડપ રચાવ્યો ચાર જોજનનો,સરજયુગંગાને તીર.૧ દેશ દેશમાં દુત મોકલી,મુનિવરને તેડાવ્યા;વળી સગા સંબંધી રાય હતા તે, સૈન સહીત તિહાં આવ્યા. ૨ સુગ્રીવ વિભીષણુ નળ નીળ અંગદ, શરભને જાંબુવાન; ગવાક્ષકેશારી રસભની આદે, આવી મળ્યા બળવાન. ૩ વશિષ્ઠ વિશ્વામીત્ર કુંભજરૂષિ, ગૌતમ ને વામદેવ;ભારદ્વાજ ને યાજ્ઞવલ્કયમુનિ, અત્રી અંગિરા એવ.૪ નારદ અસીત કપીમુનિ,પરવત શુક્રાચારજ મુન્ય; વ્યાસ હરિ તપરાશર બ્રહસ્પતી, લોક સમજોત કરંન્ય. ૫ એવા મુનિવર અતિ ઘણા આવ્યા,સાથેશિષ્ય અપાર;ચારે વેદ પરાયણુ સર્વે; ત્રિકાળજ્ઞાનીસાર. ૬ સર્વનીપુજા કરીશ્રી રામે,બેસાડયા આસન;અહોભાગ્ય મોટું આજમળિઆ, માનુભાવ પાવન.૭હું મહાપુરૂષનાં દરશાન પામ્યો, યજ્ઞ નીમીત્તેઆજ;સત્સંગસમ લાભ નહીં,અપવર્ગસ્વર્ગભુરાજ ૮સર્વ મુનિ માહોમાંહે કરે ચર્ચા, આત્મનિરૂપણુ જ્ઞાન; તત્વસંખ્યા નિર્વેદ વખાણે, ભક્તિયોગ ને ધ્યાન. ૯ કેટલા દીન એમ કરતાં વિત્યા, આવ્યો સમય વસંત; વશિષ્ઠ અગસ્તની આજ્ઞાયે કર્યો, યજ્ઞ આરંભ શ્રી કંત.૧૦હવે યજ્ઞનું સાહીત્ય સર્વે મેળવ્યું, વેદ વિધીએ પ્રમાણુ; બંધુ પ્રધાન સકળ જન

કરતા, કારજ તે નીરવાણ.૧૧ અશ્વ અનોપમ આણીને બાં-
ધ્યો, મનવેગી શ્યામ કરણ; પીત પુંછ રકત વદન જ શોભે,
ઊજવળ જેનું વરણ. ૧૨ શ્રી રામચંદ્ર દીક્ષા લેઈ બેઠા, આ-
પીઆં દાનં અપાર; સાથે સોનાની સીતા કરીને, બેસાડયાં
તેણીવાર. ૧૩ ભુમી શયન બ્રહ્મચર્ય જે પાળે, ભોગરહીત સુ-
ખકારી; મૃગનુ શૃગ કટીયે ખોસ્યું,અજીતમેખળા ધારી.૧૪
આચારજ મુની વશીષ્ઠ થયા,જે યજ્ઞકર્મના જાણ;ચારદીશાયે
નીમ્યા બેબે, મંત્રવેત્તા નીરવાણ. ૧૫ અસીત દેવળ બે પુર્વ
દ્વારે, અંગીરા ને ગૌતમ વામ; જાતુકરન્ય જાબાલી પશ્ચીમ,
દક્ષીણ કશ્યપ અત્રી નામ. ૧૬ અગસ્ત મુની તે કર્મ અધી-
ષ્ઠાતા, અધ્વર્ય વેદ વ્યાસ; યજ્ઞદ્વાર પાળણરૂષી, બ્રહ્મસ્થાને
વીધીનો વાસ. ૧૭ હવે આચારજ ઋત્વિજ મળીને, કરાવ્યું
અશ્વ પુજન;કનકપત્ર તેને શીર બાંધ્યું,વશીષ્ઠે લખીનેવચન.
૧૮અવધપુરીના રાજાદશરથ, મુગટમાણી નૃપ ધીર;રઘુવંશી
રઘુકુળના મંડન, પુત્ર તેના રઘુવીર. ૧૯ રાવણરીપુ ખળદળ
ગંજન,રથપંડીત શ્રી રામ;એક બાણ એક પત્નિ વચન.એક
ભકતના પુરણકામ.૨૦ તેજ રામનો યજ્ઞતુરી.નૃપ જીતવાં મુ-
કયો જાણ: જે બળીઆ હોય તે બાંધજો ભાઈ, મુકીને આશા
પ્રાણ. ૨૧એવું પત્રલખીનેવશિષ્ઠ ગુરૂએ,બાંધ્યું અશ્વનેશિષ;
તેની પુઠળ રક્ષા કરવા શત્રુઘન, સજજ થયા તે દીશ. ૨૨ શ્રી
રામચંદ્રે શીક્ષા ઘણી દીધી, શત્રુઘનને ત્યાંહે; અરે ભાઈ હું
કહું તે રીતે આચરજે રણ માંહે. ૨૩ જે મદોન્મત વિર થશા

નપુંસક, પળાય મુકી ધીર; સ્ત્રી વિપ્ર સાધુજન સાથે, યુદ્ધ કરીશ ન વિર. ૨૪ વળી શસ્ત્રરહિત મુર્છિતની ઉપર, કરવો ઘટે નહિં ઘાય; એમ શત્રુઘનને સમજાવીને, શિક્ષા કહી રઘુરાય. ૨૫ ત્યારે તેણે સમે ત્યાં જનક તણો સુત, લક્ષ્મિનિધી એવું નામ; તે હાંશી વચન હશિને બોલ્યો, સાંભળીયે શ્રી રામ. ૨૬ તમો શિખામણ શું ઘો સમજાવી, શત્રુઘનને આજ; પણ જેવી રીત તમારા કુળની, તેવું કરશે કાજ. ૨૭ તમો કહ્યું જે સ્ત્રી વિપ્રને, શસ્ત્રરહિત જે જન; તેની ઉપર ઘા નવ કરવો, બોલ્યા એવું વચન. ૨૮ પણ પ્રથમ તમારા પિતાયે માર્યો. વિપ્ર શ્રવણ નિરધાર; તમે પૌલસ્ત ઋષિના કુળનો, કર્યો છે સંહાર. ૨૯ વળી નારી તાડીકાને વમો મારી, મુકીને એક બાણ; કીરાત તપસ્વીને વળી હણીયો, શસ્ત્ર રહિત નિરવાણ. ૩૦ તે દહાડે કયાં ધરમ ગયો તો, હવે કરો છો વડાઈ; એવાં શાલક કેરાં વચન સુણીને, બોલિઆ જનકજમાઇ. ૩૧ અરે જનકવિદેહ તણા સુત છો, તમો શું જાણો એ રીત; વિરરસ કેરી વાત ન જાણો, સન્યાશીશું પ્રીત. ૩૨ એવા હાંશીવચન પરસ્પર કરતા, પ્રતિઉત્તર એમ વાળી; તે સુણી સભાજન સરવે હસિઆ, લીધી માંહોમાંહે તાળી. ૩૩ વલણ.—

તાળી લેતા માંહોમાંહે, સર્વે હસિઆ સભાના જનરે; એવો આનંદ વાધ્યો અંગમાં, જોઈ યજ્ઞ મહોત્સવ મનરે. ૩૪

ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંશેષવાત્સ્યાયનસંવાદેઅશ્વમેધીકેશ્રીરામેણશત્રુઘનબોધોનામએકોનચ-

ત્વારીંશોધ્યાયઃ ૩૯

# અધ્યાય ૪૦

રાગ કાફી--આવ્યો મહુરત કેરો દીન, થયાં તત્પર સરવે જન; શત્રુઘનની સાથે વિર, અશ્વરક્ષક જાયે ધીર. ૧ તે સમે ભરથ કેરો પુત્ર, રણપંડિત બળિયો સુત્ર;તેનું પુષ્કળજી એવું નામ; જેના રૂપથી લાજે કામ. ૨ વરષ દ્વાદશનો છે કુમાર, જાણે સકળ વિદ્યા અનુસાર; તે શત્રુઘન કેરી સંગ, જાવાને શસ્ત્ર સજીઆં અંગ. ૩ ભાથા ટોપ કવચ કોડંડ, ધર્યાં ભુષણ ભાર અખંડ; લઈ માત તણી આજ્ઞાય, આવી લાગ્યો કૌશલ્યાને પાય. ૪ સુમિત્રા કેકૈને નામ્યું શિષ, દીધી સરવ માતાએ આશિષ; પછે ચાલ્યો ત્યાં થકી તન, આવ્યો પોતાને રંગભોવન. ૫ વધુ પુષ્કળજીની જેહ, કાન્તિ નામે મહા સતિ તેહ; જેના રૂપ થકી રતિ લાજે, સુંદરી શુભ વેષ વિરાજે. ૬ વરષ દ્વાદશમાં વય જેની,અંગ ઉપમા શી કહું તેની;છેપતિવૃત મંડન એહ, જાણે પતી પરમેશ્વર જેહ. ૭ નીજ સ્વામીને આવતો નરખી,હરીવદની હૈયામાં હરખી;એટલે ત્યાં પુષ્કળ આવ્યો, ભરી મોતીની થાળે વધાવ્યો. ૮ હસી બોલ્યો સુણો હે નાર, આજ છોડે છે યજ્ઞ તોખાર; રક્ષાને જાયે શત્રુઘન, સૈન સહીત ઘણા રાજન. ૯ હું જાઉછું કાકાને સંગ, જીતવા ભુપતી રણજંગ; ત્યાં જાવાને વીલંબ જ થાય, માટે આપો મુને આજ્ઞાય. ૧૦ સુણી નાથનાં એવાં વચન, સામું જોયું ભરી લોચન; પછી ગ્રહી નીજ સ્વામીનો હાથ, બોલી મધુર વ-

ચન હે નાથ. ૧૧હું તો દાસી તમારી સ્વામીન,એક વિનતી ધરજો મન, તમો જાણુશો જે કંઈ આશ, હશે ભોગ તણો અ-ભીલાષ. ૧૨ પણુ સાચું કહું છું આજ, જાઓ સુખ થકી મ-હારાજ; કાકાની પાળજો આજ્ઞાય, જીતજો પૃથ્વીના રાય. ૧૩ કરજો જુદ્ધ રહી સનમુખ, નવ ધરશો મરણનું દુઃખ: થોડું જીવી જો કીર્તિ કરીયે, ઘણું જીવ્યાની આશા ન ધરીયે.૧૪ જશરહીત જીવ્યા ઘણા દીન,તેણે શું થયું કાજ સ્વામીન;ઉભે લોકમાં અપજશ થાય,મનુષ્યા દેહ એળે જાય.૧૫ તમો કહેશો ભોગવીયે ભોગ, ઘણું જીવીને સુખ સંજોગ; પણુ અન્ય જ-ન્મમાં સ્વામીન, અહાર નિંદ્રા ભય મૈથુન. ૧૬ પશુ પક્ષીમાં એ સુખ હોય, વીષે સંતુષ્ટ નવ થાય કોય;કોટી કલ્પ ભોગવે કામ, તોય જીવ ન પામે વિરામ. ૧૭ હુન હોમે અગ્નિ જેમ, વાધે અદકી જવાળા તેમ; એવી વાસના કેરી પ્રવાય. ભોગવે નવ તૃપ્તિ થાય. ૧૮ વીષેમાં દોષ દેખે જયારે, તેનુ મન પાછું વળે ત્યારે; રોગ જેવા જયારે ભાસે ભોગ, ટળે ત્યારે એ મુળ સંજોગ. ૧૯ એવો સંસાર મીથ્યા જાણી, પછી ભજવા પુરૂ-ષપુરાણી; માટે કહું છું જોડીને હાથ, મન ધીરજ રાખજો નાથ. ૨૦ જયારે યુદ્ધ કરો સ્વામીન, મુજમાં નવ ધરશો મન; રખે પુંઠ દેખાડતા પાછી,થશે કુળની કીર્તિ આછી.૨૧ રઘુકુળમાં છે જન્મ તમારો, ને પરંપરા મન વીચારો; જો પીતામહ કેરાં કરમ, માર્યો વૃષપરવા નીજ ધરમ. ૨૨ કરી દેવ તણી રક્ષાય, અદ્યાપી લોક કીર્ત્તિ ગાય; વળી કાકાજી કેશવરામ, માર્યો

રાવણ જેનું નામ ૨૩ તમો કહેવાઓ તેના પુત્ર, કુળદીપક ધ-રમના સુત્ર; માટે રાખજો કુળની લાજ, વખાણે જેમ ભુપ સમાજ. ૨૪ પાછા ફરશો ધરી જો ભીત, તો થાશે મુને મહા-વીપરીત, જેઠ દીએર સહિયેરનો સાથ, દેશે મેણાં ઘણાં મુને નાથ. ૨૫ વળી મહિએરીઆ મોઝાર, કહેશે કાયર તુજ ભર-થાર; એમ કહી સમજાવ્યો સ્વામિ, પદ નાથ તણે શિર નામી. ૨૬ કરી પુજા બેસાડી પાટ, કર્યું કુમકુમ તિલક લલાટ; ચોખા ચોઢી કરી મનુહાર, આરોપ્યો કંઠે પુષ્પનો હાર. ૨૭ આપ્યુ તાંબુળ કરી અરચન, પછી દીધું અલિંગન; લાગીપાયે જોડીને હાથ, ધરી નેહ વળાવ્યો નાથ. ૨૮ બેઠા પુષ્કળજી રથ માંહે, લેઈ આજ્ઞા ત્રિયાની ત્યાંહે; ખેડયા પવનવેગીતોખાર, આવ્યા જીહાં છે શ્રી દેવમોરાર. ૨૯ વલણ—જીહાં વિરાજે શ્રી રઘુ-પતી, ત્યાં આવ્યા પુષ્કળ વિરરે; પાયે લાગી આજ્ઞા માગી, જોઈહરખીઆ શામશરિરરે. ૩૦ઈતિશ્રીરામચરિત્રેસંમતવા-લ્મિકીનાટકધારાયાં ઉત્તરકાંડેઅશ્વમેધીકેપુષ્કળ શ્રીરામસા-મીપ્યાંગમનં નામચત્વારીંશોધ્યાય: ૪૦

## અધ્યાય ૪૧.

રાગ મેવાડો—ફણીધર કહે સુણો વાત્સાયણમુનિ, પાવન યજ્ઞ કથાયજી; પુષ્કળજી સજજન થઈને આવ્યો, જીહાં બેઠાશ્રી રઘુરાયજી. ૧ ત્યારે રૂદે ચાંપીને ઉછંગ બેસાડયો, પુષ્કળને શ્રી રામજી; પછે શત્રુઘન સુમંતની સાથે, બોલીઆપુરણકામજી. ૨ અરે ભાઈ આ પુષ્કળને તમો, સાંચવજો રણ માંહેજી; યુદ્ધ

સમે એની પાસે રહેજો,રક્ષા કરજો ત્યાંહેજી. ૩ પછે એવું કહીને આજ્ઞા આપી, ચાલીઆ શત્રુઘનજી; પુષ્કળજી તે સાથે ચઠીયો, ભરથજી કેરા તનજી. ૪ વળી જનકવિદેહી તણો સુત કહીયે, લક્ષ્મિનીધી એવું નામજી; તે નીજ સૈન્યા લઈ સાથે ચઢિઓ,અશ્વરક્ષાનેકામજી. ૫ વળીસુગ્રીવઅંગદજાંબુવાન, નળ નીળ શરભ હનુમંતજી; ગવાક્ષ કેશરિ આદે કપી સહુ, ચાલીઆમહાબળવંતજી. ૬ વળી અન્યકેટલા સંબંધીરાજા, ચઢીઆ સૈન્ય સહીતજી; સુમંત પ્રધાન પોતાના છે, વળી સૈન્યાપતી રણુજીતજી. ૭ વૈશાખ માસ પુર્ણિમાને દીન, વાર લગ્ન પાવનજી; સરજયુ તીર ઉપરથી અશ્વને, છોડી મુકયો તે દીનજી. ૮ નાહાના પ્રકારનાં વાજીંત્ર વાજે સૈન્ય તણો નહિં પારજી; હાક વાગી શત્રુઘન કેરી, પ્રથ્વી સહે નહિ ભારજી. ૯ તે અશ્વ સ્વઇચ્છાએ કરી ચાલે, પુંઠળ સરવે વીરજી; ગિરિ સરીતા ઓળંગી જાતા,રાખી મનમાં ધીરજી. ૧૦ અદકા વેગે સરવથી ચાલે, યજ્ઞતુરી તેણીવારજી;સ્વઇચ્છાએ કરી આવ્યો પ્રથમે,અહિછત્ર નગર મોઝારજી. ૧૧ દમન નામે નૃપતિમહા બળિઓ,રાજ કરે પુર માંહેજી;તે શ્રી રામચંદ્રનો ભકત હતો, માટે યુદ્ધ કર્યું નહિં ત્યાંહેજી. ૧૨ તે રાજય લક્ષ્મિ સોંપીને મળીઆ,દમન ભુપતીનામજી;શત્રુસુદનની સાથે ચાલ્યો,અશ્વ રક્ષાને કામજી. ૧૩ હવે ત્યાં થકી આગળ અશ્વ ગયો, ઋષિ ચ્યવનતણે આશ્રમજી;ત્યારે શત્રુઘનેસુમંતને પુછયું,વનદેખી મહા રમ્યજી. ૧૪ આ વનમાં આશ્રમ છે કોનો, કોણ મુનિ

મહાનંતજી; એવાં વચન સુણી શત્રુઘન કેરાં. બોલ્યો પ્રધાન સુમંતજી.૧૫ એક ભ્રગુવંશમાં પ્રગટ થયાછે, તે ચ્યવન રૂષિ તેનું નામજી: તે આ વનમાં આશ્રમ બાંધી, રહેછે આણે ઠામજી.૧૬ જેણે માનભંગ મઘવાનતી કીધો. કરાવ્યો નૃપ ઘેર યાગજી; અશ્વનિકુમારને અપાવ્યો પોતે, યજ્ઞતણો જે ભાગજી. ૧૭ સુમંતનાં એવાં વચન સુણી બોલ્યાશત્રુઘન તેણીવારજી; તે ચ્યવન રૂષિનીકથા કહો મુજને, મુળ થકી વિસ્તારજી. ૧૮ વલણ—મુળ થકી વિસ્તાર એનો, કહો તે મુજને મિત્રરે; એવાં શત્રુઘનનાં વચન સુણી, કહે સુમંતચ્યવન ચરિત્રરે. ૧૯

તિ શ્રી રામ ચરિત્રે સંમત વાલ્મિકીનાટક ધારાયાંઉત્તરકાંડે અશ્વ મેધીકે સુમંતશત્રુઘનસંવાદેએકચત્વારીંશોધ્યાય: ૪૧

## અધ્યાય ૪૨

રાગ ધનાશ્રી—રૂષિ વાત્સાયણને કહેછે અનંતજી, શત્રુઘન સાથેબોલ્યાસુમંતજી; પુર્વે ભ્રગુરૂષિ વન મોઝારજી, આશ્રમ બાંધી રહે નર નારજી૧ (ઢાળ.) આશ્રમ બાંધી રહે ભ્રગુરૂષિ, અગ્નિહોત્રી ત્યાંહે; ગયા એક સમયે લેવા સમીધ, સંધ્યા સમે વન માંહે. ૨ ત્યારે દમન નામે અસુર આવ્યો, કુંડ કીધો ભંગ; સગર્ભ હતી મુનિપત્નિ તેને, ચાલિઓ લેઈ નિજ સંગ ૩ વૃક જાય હરણી હરી જેમ, એમ ચાલીઓ લેઈ મુનીનાર; થયો ગર્ભશ્રાવ તેણે સમે, પડયો પુત્ર પ્રથ્વી મોઝાર. ૪ તેજ પુંજ અગ્નિ શિખા સરખો, બોલીઓ ક્રોધ વચન; અરે દુષ્ટ અઘટીત કૃત્ય કરે થજો, ભસ્મ બળી તુજ તન. ૫ એવું કહે-

તામાં તે દમન રાક્ષસ, બળ્યો ક્ષણમાં ત્યાંહે; મુનિપતિન તે સુત લેઇ વળતી, આવી આશ્રમ માંહે. ૬ એટલે ભ્રગુ તિહાં આવિઆ, પતિનિયે કહ્યું વરતંત; તે સુણી મનમાં ખેદ પામીઆ, ચઢયો ક્રોધ અનંત. ૭ અલ્યા અગ્નિ હું સેવું તુને, તું દેવ છે પરતક્ષ; થયુ વિઘ્ન તે કેમ રહ્યો સાંખી, જોઈને નિજચક્ષ. ૮ પછે શ્રાપ દીધો અગ્નિને, સુણ વન્હિ કહું એક વાત; તુજ દેખતાં આવ્યો અસુર, કરી ગયો મહા ઉતપાત. ૯ તેં વાર્યો નહિં કેમ દુષ્ટને, સાંખી રહ્યો શું મુઢ; માટે સરવ ભક્ષિ અનળ થાજે, શ્રાપદીધોગુઢ. ૧૦ એવો શ્રાપ સુણીનેસ્તુતિકીધી, ભૃગુ તણી હુતાશ; કૃપાનિધી કરો અનુગ્રહ, ત્યારે બોલીઆ વચન પ્રકાશ. ૧૧ તું સરવભક્ષિ થઈશ પણ, રેહેજે સદા પાવન; અપવિત્ર નહિ થાયે કદા, એવો કર્યો અનુગ્રહ મન. ૧૨ પછી જાતકરમ કર્યું તે સુતનું, ચ્યવન પાડયું નામ; મોટા થયો ઉપવિત આપ્યું, ભણ્યો વિદ્યા કામ. ૧૩ પછેઆજ્ઞા લેઈનિજપિતાની, તે ગયો રેવા તીર; ઊપકંઠે આસન વાળીને, તપ કરવા બેઠો ધીર. ૧૪ દશ સહસ્ર વર્ષજ વહી ગયાં, કર્યોઘોરતપ તે દીશ; થયા રાફ ઉધેઈ તણા, અંગે વૃક્ષ જાળાં શિષ. ૧૫ પછે એકદાશર્યાતા રાજા, ચંદવંશી જેહ; સહકુટંબનિકળ્યોતીરથ, કરવા આવ્યો વનમાં તેહ. ૧૬ તે રહ્યો કરીવિશ્રામ ત્યાં, સહુ સૈન્યશું રાજન; મંડુકી પુત્રી રાયની, નીકળી રમવા વન. ૧૭ તે કન્યા રમતી આવી જ્યાં, તપ કરે વિપ્ર ચ્યવન; છે છીદ્ર ઉધેઇ રાફમાં, ઝગમગે મુની લોચન. ૧૮ કર માંહે લેઇને દરભશલાખા,

ઘાલી તેહ મોઝાર; તેણે નેત્ર ફોડયાં મુનિ તણાં, નીકળી રૂધી-
રની ધાર. ૧૯ તે સમે ઘણો ઉત્પાત વરત્યો, રાય સૈન્યા માંહે;
થયાં બંધ સરવે જીવનાં,શિષણુ ગુદ્દા બે ત્યાંહે. ૨૦તે રાયે જા-
ણી વારતા,તે, આવ્યો મુનિવર પાસ; કરી પ્રાર્થના પરણાવી
કન્યા, ગયો ભુપં અવાસ. ૨૧ પછી ચ્યવન ઋષિ તે કન્યા
સાથે, રહ્યા કરી આશ્રમ;ઘણી સેવા કરતી સાધવી,પાળે પો-
તાનો ધરમ. ૨૨ જેમ અત્રિની સેવા કરે, અનુસુયા એકેમન;
એમ સેવા કરતાં ચ્યવન કેરી, વહી ગયા બહુ દીન. ૨૩ એક
સહસ્ત્ર વરસ વિતી ગયાં, કરતાં મુનીની સેવ; એક સમે અ-
શ્વિનીકુમાર,આવ્યા મુનિ આશ્રમ દેવ. ૨૪ સતિયે પુજા તેની
કરી,બેસાડિઆ આસન;સત્કાર અતિશે જોઇને, તે થયા દેવ
પ્રસન્ન. ૨૫ અરે સાધવી તુ માગ્ય વર, જે ઈચ્છા હોયોજ;-
ત્યારે સતી કહે મુજ પતિ તણાં, દ્રગ આપીયે મહારાજ. ૨૬
ત્યારે વૈદ કહે ઈંદ્રે અમારો,યજ્ઞ કેરો ભાગ;તે બંધ કીધો જો-
રથી, કરીયો અમારો ત્યાગ. ૨૭ તે અમને પાછો અપાવો,
ત્યારે ચ્યવન બોલિઆ વાણ; તમને અપાવું યજ્ઞ કેરો, ભાગ
નિશ્ચે જાણ. ૨૮ મુની વચન લેઈ વૈદે રચ્યો, એક કુંડ પુરણ-
વાર; ઔષધી નાંખી તેહમાં, મંત્રીત કર્યો નિરધાર. ૨૯પછી
ચ્યવન ઋષિનો કર ગ્રહી, ઊઠાડિઆ છે ત્યાંહે; બે દેવ ત્રીજા
મુનિ વળતા, પ્રવેશ્યા તે માંહે. ૩૦કરી સ્નાનબહારે નીકળ્યા,
ઉપકંઠ ઉભા તેહ; થયું દીવ્ય રૂપ મુની તણું, ખટદશ વરસની
દેહ. ૩૧ અલંકાર મંડિત વરૂણ, વય રૂપથી લાજે કામ;

મુનીપતિન જોઈ આશ્ચર્ય પામી,ઓળખીઆ નહી શ્યામ. ૩૨
પછી સ્તુતી કીધી દેવની,ત્યારેસોંપીયો ભરથાર; તે વૈદ નિજ
લોકે ગયા, વરતીયો જયજયકાર. ૩૩ તે સ્ત્રીયે મુનિ આજ્ઞા
થકી, દ્રહમાં કર્યું છે સ્નાન; અદભુત કાન્તિ શોભતી, થઈ ર-
તી રૂપ સમાન. ૩૪ પછી યોગમાયાને બળે, નિરમ્યું વિમાન
મુનીશ; સંપન તેમાં ભોગ સરવે, અધીક વઈભવ ઈશ. ૩૫
નિજ સ્વામીને લેઈ સુંદરી, ચઢી તે વિમાન મોઝાર;એક સ-
હસ્ત્ર દાસી સેવતી, સેવક તણો નહિ પાર. ૩૬ પતિન સહીત
એમ ઘણા દીન, ભોગવિઆ મુનિયે ભોગ; તૃપ્તિ થયા પછી
ત્યાગ કીધો, ગ્રહ્યો મનમાં જોગ. ૩૭ પયોષણી તિરે સહિત
પતિન, રહ્યા કરી આશ્રમ; તપ ધ્યાન ને અનુષ્ઠાન કરતા, આ-
ચરે નિજધર્મ. ૩૮એક સમે ત્યાં સરયાતી રાજા,આવ્યો આ-
શ્રમભુપ; મન ખેદ પામ્યો કુડજાણયું,જોઈ રૂષિનું રૂપ. ૩૯પછે
પુત્રીયે વૃત્તાંતસરવે,કહ્યું માંડી પિતાય; તે સુણી હરખ્યો ભુપ-
તિ, લાગ્યો મુનિને પાય.૪૦ ત્યારે ચ્યવન કહે હો રાયજી, કરો
યજ્ઞ તમ ઘેર આજ; મેં વચન આપ્યું દેવને, તે થાય સિદ્ધિ
કાજ. ૪૧ પુત્રી જમાત્રને તેડી રાજા, આવિયો નિજ ઘેર; આ-
રંભ યજ્ઞ તણો કર્યો,વરિયા મુનિ બહુ પેર. ૪૨ અશ્વિનીકુમા-
રને ભાગઆપ્યો,ચ્યવન ઋષિયે ત્યાહે; મારવા આવ્યો ઈન્દ્ર
મુનીને, વજ્ર ગ્રહી કર માંહે. ૪૩ હણુવા કારણકર્યો હસ્તઉંચો,
થયો હાહાકાર;સ્થંભ સ્થંભ બોલ્યા મુનિ, સ્થંભીયો કર તે-
ણીવાર. ૪૪ પીડા ઘણી થઈ ઈન્દ્રને, સ્તવિયા તદા મુનિજન;

કરો ક્ષમા મુજ અપરાધ મારો, અનુગ્રહ સ્વામીન. ૪૫ મુનીયે કૃપા કરી ઈન્દ્રને કહ્યું, આજથી નીરધાર, અશ્વની કુમારને યજ્ઞ કેરો, ભાગ આપો સાર. ૪૬ તે દીવસથી થયો ચાલતો, યજ્ઞ કેરો ભાગ: ૪૭ આખ્યાન એ મુનિ ચ્યવનનું જે, સુણે નર ને નાર; મહા પાપથી મુકાય તે, પામે પદારથ ચાર. ૪૮ સુમંત કહે હે શત્રુઘન તે, ચયવનનું આ વન; સુંદર સ્થળ સોહામણું, આશ્રમ છે પાવન. ૪૯ વલણ—પાવન આશ્રમ મુનિ તણો, તિહાં આવ્યા શત્રુઘનરે; ચયવન રૂષિને પાયે લાગીઆ, પામીઆ સહુ દરશનરે. ૫૦ ઈતિશ્રી રામચરિત્રે સંમત વાલ્મિકી નાટકધારાયાંઉત્તરકાંડેઅશ્વમેધીકેસુમંતશત્રુઘન સંવાદેચયવનો પાખ્યાને દ્વિચત્વારિંશોધ્યાય: ૪૨

## અધ્યાય ૪૩

રાગ પરજ—ચયવનૠષિને આશ્રમ આવી, ઉતરીયો સહુ સાથ; શત્રુઘન આવી પાયે નમીઆ, દીધી આશીષ તિહાં મુનિનાથ. ૧ પયોષ્ણી માંહે સ્નાન કરી, માગી મુનિવરની આજ્ઞાય; પછે તિહાં થકી અશ્વ તે આગળ ચાલ્યો, પુંઠળ વિર પળાય. ૨ તે અશ્વ આવ્યો વાજીપુરમાં, જીહાં સુધર્મિ નામે ભુપાળ; તે રાય રામનો ભક્ત હતો માટે, આવી મળ્યો તતકાળ. ૩ તેણે સ્વાગતકીધીશત્રુઘનની, સંતોષ્યોસહુસાથ; ખાનપાન બહુ વિધીનાં આપી, પાયે નમ્યો નરનાથ. ૪ તેણે સાતસેં હસ્તિ ભેટ કર્યા. સ્વેત કાન્તિ ચંદ્ર સમાન; એક સહસ્રરથ કંચન મણિમય, અશ્વ સારથીવાન. ૫ વળી અશ્વ

ઉજવળ દશસહસ્રજ આપીઆ,વસ્ત્ર ભુષણ ભંડાર, તે એટલું આપીને સાથે,ચાલ્યો ભુપતી તેણીવાર. ૬ તિહાં થકી આગળ અશ્વજ ચાલ્યો,પુંઠળ યોદ્ધ પળાય;એટલેએક તિહાં પરવત દીઠો, શી કહુ તેની શોભાય. ૭ સુવર્ણ રજતમણિં સ્ફટીકનો, મંડીતછે શત શૃંગ;જેમાં ઘોષ થાય ઘણા પ્રવાહ જળના, ગુંજે શુક ભૃંગ. ૮ અનેક વૃક્ષ વિશાળ વિરાજે, વન સઘન ચોપાસ; અપ્સરા સહીત દેવ તિહાં આવી કરતા વિવિધ વિલાસ. ૯ પાસે ગંગાના તરંગ ઉછળે, ઉજવળ કરપુરવંત; પ્રતિબિંબ પડે માંહે પરવતનું, તેની રચના થાય અનંત. ૧૦ વળી ચારે પાસેભોમીરૂપાની, ઝળકેતેજ અપાર; એવી શોભા જોઈ શત્રુઘન પુછે, સુમંતને તેણીવાર.૧૧ અરે મિત્ર આ ગીરિ વિચીત્ર છે, એનો શો મહિમાય; એવાં વચન સુણીને સુમતિ બોલિઓ,સાંભળો કહું અભિપ્રાય.૧૨ નિલગિરિ એનું નામ જ કહીએ, સ્ફટીકનો ચોપાસ; શ્રી પુરૂષોત્તમ સાક્ષાત સદા, એમાં રહ્યા કરીને વાસ. ૧૩ અહિં સરવે દેવ નિત્યે આવે છે, પુજવા શ્રી ભગવાન; એ પરવતનુ દરશન નવ પામે, જે હોયે અધમ અઘવાન.૧૪જે વિષ્ણુ ભકિતથી વિમુખ હોય, નિજ ધર્મ રહિત જે જન; નીલ તેલ ઘ્રત લાક્ષ મધુ, કરે વિક્રય જે કંચન. ૧૫ મદપાની ને પરત્રિય લંપટ, પરનિંદક મતવાદી; સજજન વંચક મધુર વસ્તુ, કરે ભક્ષણ રસના સ્વાદી.૧૬ પમાડે દુખપતિ સાધવીસ્ત્રીને,ભુકન્યા વિક્રય કરતા;વિશ્વાસઘાત કરે પંકિતભેદ, ગો દ્વિજની વૃત્તિ હરતા. ૧૭ બ્રહ્મણ

સંધીમાં ભોજન મૈથુન, ક્ષૌર કરાવે જેહ; એવા પાપી પ્રાણી નીળગિરિ, સ્વપને નવ દેખે વહ.૧૮ મહા પુણ્યવાન પ્રાણીતે પામે, પરવતનું દરશન; એ પુરૂષોત્તમનું ક્ષેત્ર ૭ કહીયે, મુક્તિતણું ભોવન.૧૯ નિત્યે આવતા સ્વર્ગ નિવાસી, કરવા પ્રભુ અરચન; ધુપ દીપ નૈવેદ આર્તિ, કરતા નિર્મળ મન. ૨૦ એ પ્રભુનો મહાપ્રસાદ મળે, જન અશન કરે જો કોય; તે પ્રાણિ નિશ્ચે પદ પામે, રૂપ ચતુરભુજ હોય. ૨૧ સુમંત કહે સુણો શત્રુઘન, એવો પ્રસાદનો મહિમાય; તે તણું દ્રષ્ટાંત કહું એક, ઈતિહાસની કથાય ૨૨ વલણ—કહું કથાય એક ઇતિહાસની, તે સુણો શત્રુઘનરે; શેષ કહે વાત્સાયણ ઋષિને, ગિરિ મહિમા પાવનરે.૨૩ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેઅશ્વમેધીકેનીળગિરિદર્શનોનામત્રોચત્વારીંશોધ્યાય:

## અધ્યાય ૪૪

દોહા--વાત્સાયણને શેષ કહે,સુણીએહો મુનીજન;શત્રુઘનને સુમંત કહે, ગિરીમહીમા પાવન.૧ રાગ બીલાવર--કંચનપુરએકનગ્ર વિશાળ,રાજ કરે રત્નગ્રીવ ભુપાળ;વિશાળાક્ષી એવું રાણીનું નામ,શોભેરૂપેજેવાં રતિ ને કામ. ૧ તે પુરમાં નહો વ્યાધીને રોગ, ઘણા દીન વિત્યા બે ભોગવતાં ભોગ;આવ્યો તેને વૃદ્ધપણે વૈરાગ, ઉતર્યો વીષે પરથી અનુરાગ. ૨ રાણીશું બોલ્યો તે રાય વચન, હવે ભોગ રૂચે નહી મારે મન; આયુષ્ય વૃથા ગયું આપણું,હવે સાધન કરીયે મોક્ષ જ તણું. ૩ રાય રાણી એમ કરે વીચાર, એટલે આવ્યો એક તાપસ

દ્વાર; રાયે કર્યું તેનું પુજન, કરજોડી બોલ્યો તેશું વચન. ૪ મોક્ષ પામવાને માહારાજ, કંઈ પાવનકારી તીરથ બતાવો આજ; ત્યારે તપસ્વી કહે સુણ રાય, પૃથ્વીમાં તીરથ ઘણાં કહેવાય. ૫ પણ નીળગીરી પુરૂષોત્તામ ધામ, આપે ધર્મ અર્થ મોક્ષ ને કામ; ગંગા સાગરનો સંગમ ત્યાંહે, પાસે ગણ્ડકી વીષ્ણુ તે માંહે. ૬ તે સ્વનસીદ્ધ અરચા ભગવાન, બ્રહ્મ પ્રતીષ્ઠીત મુર્તિ જ્ઞાન; જે શાલીગ્રામની પુજા કરે, તે જન ભવસાગર તરે. ૭ એ નીળગીરી છે તેની પાસ, પામે મોક્ષ કરે જે વાસ; એ ગીરીનુ મહીમા છે ઘણું, સુણો દ્રષ્ટાંત કહુ તે તણું. ૮ પુરવે કીરાતપ્રથુક એવું નામ, કરતો તે જીવહિંસાનું કામ; એક સમે ચઢયો ગીરીશ, વીષ્ણુપ્રસાદ મળ્યો તે દીશ. ૯ ભક્ષણ કરતાં છુટી દેહ, થયો ચતુરભુજ તતક્ષણ તેહ; બેસી વીમાન ગયો અપવર્ગ, દેવનાં દુંદુભી વાગ્યાં સ્વર્ગ. ૧૦ તે માટે તીહાં જાઓ ભુપ, જુઓ જઈ પુરૂષોત્તામ રૂપ; એવાં તાંપસ કેરાં સુણી વચન, રાણી સહીત આવ્યો રાજન. ૧૧ ગંડકી ગંગામાં કર્યું સ્નાન, પુજ્યા મુનીવર કરી સનમાન; પછી નીળ ગીરીઊપર ચઢીઓ ભુપાળ, પ્રભુ દરશન પામ્યો તતકાળ. ૧૨ વીષ્ણુ નઈવેદ્યનો કીધો આહાર, કુટુંબ સહીત પામીઓ ઊદ્ધાર; કહે સુમંત હો શત્રુઘન એવો છે નીળગીરી પાવન. (દોહા) પાવન છે પરવત સદા, જ્યાં પુરૂષોત્તમનો વાસ; પાપી દેખે નહી કદા, પ્રાણી પુન્ય પ્રકાશ. ૧૪ શ્રોતાજન સરવે સુણો, કહું એક એનો મરમ; એ નીળાચળવાશી પ્રભુ, પુરૂષોત્તમ પરીબ્રહ્મ. ૧૫ તે પ્રભુપ્રીતે

પધારીઆ,દેશ ઊડીશા માહે;ઈન્દ્રદ્રુમનએકભુપતી લાવીઓ પ્રભુને ત્યાંહે. ૧૬ જગન્નાથ જેને કહે, નામ સકળ સંસાર; મહાપ્રસાદમાં ભેદ નહિં, વરણાવરણ વિચાર. ૧૭ એ નીળાચળવાશી પ્રભુ, જગન્નાથ જુગદીશ;દરશન કરતાં દુખ ટળે, પાપ જાય તે દીશ. ૧૮ સુમંતે શત્રુઘન પ્રતે, કથા કહી તેણીવાર, તે સુણી આગળ ચાલિઆ.કરી પરવતને નમસ્કાર.૧૯ ઈતિશ્રી રામચરિત્રે ઉતર કાંડે અશ્વમેધીકે શ્રી પુરૂષોત્તમ પ્રસાદ મહિમા વર્ણનંનામ ચતુશ્ચત્વારીંશોધ્યાય: ૪૪

## અધ્યાય ૪૫

રાગ આશાવરી—નીળગિરીથી અશ્વ જ ચાલીઓ પુંઠળ જોધ પળાય;ચક્રાંક નામે નગ્રમાં આવીઓ, તિહાંછે સુધર્મિ રાય.૧દમનપુત્ર તે રાય તણો,તેણે બાંધીઓ યજ્ઞ તોખાર;પછી તેની સાથે ઘણું યુદ્ધ થયું, કહેતાં ગ્રંથ પામે વિસ્તાર. ૨ શત્રુઘને તે રાયને જીતીઓ. છોડાવીઓ કેકાણ; નિજ સેન્ન લેઈ નૃપ સાથે ચાલીઓ, અશ્વરક્ષાને જાણ. ૩ તિહાં થકી તેજ પુરમાં આવીઓ, યજ્ઞતુરી તતકાળ; મહા રમ્ય નગર છે કનક મણિમય, સત્યવંત ભુપાળ, ૪ એક વિશાળ મંદીર દેવ તણું છે, કામાક્ષી જેનું નામ; તે સરવ કામના પુરણ કરવા, રહી છે તેણે ઠામ. ૫ સ્થંભરાય નામે એ પુરમાં, કરતો પુર્વે રાજ; તેને સંતાન કંઈ ઉદે થયું નહીં માટે ચિંતા કરે મહારાજ. ૬ ત્યારે એક સમે જાબાલી ઋષિ તે, આવિઆ રાયને ઘેર; આતિથ્ય પુજન બહુ વિધ કીધું, કહી સહુ દુઃખની પેર.૭ પછી જાબા-

લીરૂષિયે વિધીયુકતે કરી, ગૌ પુંજાવી ત્યાંહે; ત્યારે સત્યવાન તેને પુત્ર થયો, નૃપ હરખ્યો ઘણું મન માંહે. ૮ તે પુત્ર મહા ધર્મિષ્ટથયો,લાગિઓ કરવા પુરનું રાજ; વિષ્ણુ ભકિતપરાયણ પોતે,કરે પરમારથ કાજ. ૯ તે પુર પાસે અશ્વજ આવ્યો, અનુચરે દીઠો ત્યાંહે; તેણે જાણુ કર્યુંજઇભુપતીને, ત્યારે હરખ્યો ઘણું મન માંહે. ૧૦ પછી શત્રુઘનની સામે ગયો, તે સભા સહિત રાજન; સ્વાગત કરીને તેડી લાવ્યા, સહુને કરાવ્યું ભોજન. ૧૧ વ રાયે સરવે અરપણ કીધું, રાજ દ્રવ્ય ભંડાર; પછી નિજ સૈન્યા લેઈ સાથે,ચાલિઓ રાખવા યજ્ઞ તો ખાર. ૧૨ હવે તિહાં થકી અશ્વ તે આગળ ચાલીઓ,આવ્યું મહા એક વન; પણ શ્રોતાજન સુણો એક ચિતે, તિહાં થયું મોટું વિઘન. ૧૩ છે રાવણના સખા વિદ્યુતમાળીને, ઊગ્રદંત એવું નામ;તે બન્યો વિરે જતાં હય દીઠો, રહેતા તેણે કામ. ૧૪ એણે ઓચિંતુ અંધકાર કરીને, કીધું હયનું હરણ; તે આકાશ મારગે લઈને ચાલીઓ, નાગણી ભીતી મરણ. ૧૫ ત્યારે તે સમે હાહાકાર જ વરતીઓ, ભય પામિઆ ઘણું મન; તે અંધકારમાં નવ સુજે,અકળાયા સહુ જન. ૧૬ પછી ભરથ પુત્ર પુષ્કળજીતેણે, મુકયું રવિનું બાણ; ત્યારે થયો પ્રકાશ ટળ્યું આવરણ, સહુ દીપ્ત દિશા નિરવાણ. ૧૭ત્યારે કરવા લાગીઆ શોધ અશ્વની, દીઠો જતાં આકાશ; એવું દેખી તદા મારૂતસુત કુદીઓ, ક્રોધ કરીને તાસ. ૧૮ તે વિદ્યુતમાળી સાથે કીધું,હનુમંતે ઘણુ યુદ્ધ; તોય દુષ્ટ ન પરાજય પામ્યો, પછી વિચારી બુદ્ધ. ૧૯

વામ કરે કરી ઝડપ મારી, અશ્વ ઝાલીઓ કરી રીસ; દક્ષિણ હસ્તે ક્રોધ કરીને,ઉડાડયું અસુરનુ શિષ.૨૦ પછી પુષ્કળજીએ ઉગ્રદંતને,ણારીઓ મુકીને બાણુ; બન્યો દુષ્ટને હણીને લાવીઆ, યજ્ઞ તણો કેકાણ. ૨૧ દેવે પુષ્પની વૃષ્ટિ કરીને, વખાણીઆ ઘણું તેણીવાર; શત્રુસુદન મન આનંદ પામીઆ, વરતીઓ જેજેકાર. ૨૨ સોરઠ—વરતીઓ જેજેકાર પછી, અશ્વ તિ-હાંથી પાછો વળ્યો; દક્ષિણપંથ મોઝાર, ચાલીઆ જોદ્ધા સહુ મળી. ૨૩ ઇતિશ્રીરામચરિત્રેસંમત વાલ્મિકીનાટકધારાયાં ઉત્તારકાંડેઅશ્વમેધીકેવિદ્યુતમાળીઉગ્રદંતયોર્મરણંનામપં-ચચત્વારીંશોધ્યાયઃ ૪૫

## અધ્યાય ૪૬

રાગ ધનાશ્રી—દક્ષિણ પંથે વળીઓ તોખારજી, પુંઠળ ચાલ્યું સૈન્ય અપારજી; રક્ષા કરતા મહા શુરવીરજી, અસ્વ તે આવ્યો રેવાની તીરજી. ૧ (ઢાળ.) રેવા તણા ઉપકંઠ ઉપર, આવ્યો યજ્ઞ તોખાર; મહા દિવ્ય વન રળિયામણું,શોભા તણો નહીં પાર. ૨ ત્યાં રમ્ય આશ્રમ છે ઘણા, મુનિ વૃંદ ઠામોઠામ; તે મધ્ય આશ્રમ એક મોટો, દીઠો એ અભિરામ. ૩ શત્રુઘને વળી સુમંતને, પુછીયું તેણીવાર; અરે વિર કહો કોણ મુનિ, મોટા રહે આણે ઠાર. ૪ સુમતી કહે હો શત્રુઘન,મનશીલ મુની મહાનંત; આરણ્ય મુનિ જ્ઞાની મહા વિત ભકિતવંત.૫ એવું સુણી તદા શત્રુઘને કર્યો, તે વનમાં વિશ્રામ; ત્યાં સૈન્ય સરવે ઊતાર્યું, શંકરી ત્રઠ અભીરામ. ૬ પછે સાજ મંડળ લેઈને, ચા-

લીઆ શત્રુઘન; આરણ્યને આશ્રમ આવીઆ, કરવા મુનિ દરશાન. ૭ સહુ રામ નમીઆ મુનિને,ત્યારે કર્યો ઘણોસત્કાર; પછે મધુર વચને માન દેઈ,બેસાડીઆ તેણીવાર. ૮ ત્યારે વિપ્રવર કહે અરે વિરો, કોણ છો તમો આજ; શે અરથે તમો નિકળ્યા, તે કહો મુને મહારાજ. ૯ શત્રુઘને વૃતાન્ત સરવે,યજ્ઞ કેરૂં જેહ; આરણ્ય મુનિને સરવ સુણતાં, કહ્યું માંડી તેહ. ૧૦ તે સુણી હસ્યા આરણ્ય મુનિ, વળી થયા ગદગદ પ્રેમ; પછે શત્રુઘનશુ બોલીઆ, મુનિ વચન મંગળ ક્ષેમ.૧૧ અરે શત્રુઘન સાવધાન થઈને, સુણો કહું તે માંહે; લોમશમુનિ આવ્યા તા પુરવે, મારા આશ્રમ માંહે. ૧૨ આતિથ્ય પુજન મેં કર્યું, બેસાડીઆ આસન; પછે વિનય કરી લોમશ પ્રતે, મેં પુછયું પ્રશ્ન વચન.૧૩ મહારાજ મૃત્યુલોકમાં,ધરી જન્મ મનુષ્યાદેહ;કલ્યાણ કેમ થાય જીવનું,મને કહો કારણ તેહ.૧૪ લોમશમુનિ તવ બોલીઆ, મુજ સાતે મધુર વચન; ભગવાનનીભકિતવિના,નથી બીજું સાધન અન્ય.૧૫જે પુરણબ્રહ્મ અખંડવ્યાપક, અંતરજામીરામ;નિયંતામાયાતણા,ભકતના પુરણકામ.૧૬ઊદ્દ્ભવ સ્થિતિ લય સૃષ્ટિના,જીવના જીવનપ્રાણ; ઈશ્વર તણા ઈશ્વર છે, વેદ જે નિરવાણ.૧૭ જે બ્રહ્માદી દેવના નામી,કોટી બ્રહ્માંડના રાય;જેની કટાક્ષે કાળ કંપે,લોકપતિસમુદાય.૧૮એવા પ્રભુને સેવિએ નિત્યે,સ્મરણકરિએ નામ;ચરિત્ર સુણીએ ગાન કરીએ, અરપીએ મન કામ. ૧૯ ભજીએ સદા ભગવાનને, આશકિતએ અનુદીન;નિત્યે ધ્યાન

ધરિએ હરી તણું, અરપીએ તન મન ધન. ૨૦ એકાંત ભક્તિ થકી, જેવા હરી થાય પ્રસન; એ સમાન થાયે લાભ એવું, નથી સાધન અન્ય. ૨૧ સર્વંત્ર વ્યાપક છે પ્રભુ, ચર અચરમાં નિરધાર; તોય ભકત અરથે ધરમ સ્થાપન, ધરે છે અવતાર. ૨૨ જુગોજુગમાં જન્મ હરિના, ચરિત્ર નિરમળ કર્મ; તે શ્રવણ કીરતન થકી પ્રાણી, થાય પાવન પર્મ. ૨૩ હમણાં તે પ્રગટ્યા છે પ્રભુ, શ્રી રામ પુરણબ્રહ્મ; સાક્ષાત લક્ષ્મિ સહીત પોતે, ન જાણે કો મરમ. ૨૪ ઘણા દુષ્ટ પ્રગટ્યા પ્રથ્વીમાં, પીડાયા બ્રાહ્મણ દેવ; તેણે ધરમનું છેદન કર્યું, ઘણું પાપ પ્રગટ્યુ એવ. ૨૫ ત્યારે અવતર્યા પોતે પ્રભુ, હરવા તે ભુમીનો ભાર; કાકુસ્થ કુળમાં રાય દશરથ, અયોધ્યાપુર સાર. ૨૬ માતા કોશલ્યાથકી, થયા પ્રગટ પોતે રામ; સુમીત્રાથી થયા લક્ષ્મણ, શેષ પુરણ-કામ. ૨૭ કેકઈ થકી બે વિર પ્રગટ્યા, ભરથ શત્રુઘન; એમ પુત્ર ચાર પ્રગટીઆ, ચતુર વ્યુહ પાવન. ૨૮ તેણે બાળલીલા બહુ કરી પછે થયા તરૂણ કીશોર; ઉપવિત પહેર્યાં ભણ્યા વિદ્યા, ચતુરના ચિત્ત ચોર. ૨૯ પછે વિશ્વામીત્રની યજ્ઞ રક્ષા, કરી જુગજીવન; લોમશ કહે આરણ્યમુની, તે કથા કહું પાવન. ૩૦

વલણ—પાવન રામચરિત્ર સરવે, કહું સંક્ષેપે સમુદાયરે; આરણ્યમુનિ કહે શત્રુઘનને, સુણે છે સરવ સભાયરે. ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેઅશ્વમેધીકેશત્રુઘનારણ્યસંવાદેલોમશકૃતરામાયણેષડ્ચત્વારીંશોધ્યાયઃ ૪૬

# અધ્યાય ૪૭

રાગ ધનાશ્રી—ઋષિ વાત્સાયણને કહે છે શેષજી, લોમશ બોલીઆસુણો હો મુનેશજી;વિશ્વામિત્રે જાચીઆરઘુરાયજી, યજ્ઞ તણી કરવા રક્ષાયજી.૧ ( ઢાળ. ) રક્ષા કરવા યજ્ઞની, ચાલિઆ રામ લક્ષ્મણ વિર; કર શર અમોઘની ખંગ કટી, કોડંડ ધર રણધીર. ૨ તિહાં માર્યા સુબાહુ તાડીકા, કરી યજ્ઞની રક્ષાય; પછી રામ લક્ષ્મણ સહિત કૌષિક, જનકપુરમાં જાય. ૩ શિવ તણું ત્રંબક તોડીયું, રામે સ્વયંવર માંહે;તે લક્ષ્મિ સીતા જનકપુત્રી, વર્યાં પોતે ત્યાંહે. ૪ પંદર વરસના રામજી, ખટ વરસનાં સીતાય; તે સમે પરણી આવિઆ, પુર અયોધ્યા રઘુરાય. ૫ પછે વરષ દ્વાદશ કરી લીલા, શ્રી સહિત ભગવાન; ત્યારે અપર માતે માગીયું,રાયની પાસ વચન.૬ તે પિતુવચન પાળવા માટે,ચાલિઆ પુરણકામ;સીતાલક્ષ્મણસંગ લેઈને, વસ્યા વનમાં રામ. ૭ વરસ ચતુરદશ વન રહેવા, પણ કર્યું તે દીશ; ત્યારે અષ્ટાદશ વરસનાં સીતા, રામ સતાવીશ. ૮ દ્વાદશ વરસ પુરણ થતાં, આવિઆ પંચવટી મોઝાર; તેરમે વરસે સુરપનખાને, વીરૂપ કરી નીરધાર ૯ મારીચને મૃગ કર રાવણ, આવિઓ તે ઠામ; તે માયા મૃગને હણ્યો પોતે, રામ પુરણકામ. ૧૦ માઘ માસે કૃષ્ણ અષ્ટમી, સુરજ આવીએ શિષ શ્રી જાનકીનું હરણ કીધું, રાવણે તે દીશ. ૧૧ મારગ જાતાં જટાયુએ, યુદ્ધ કર્યું રાવણ સાથ; તેને હસી સીતા લેઈ પુરમાં, ગયો લંકાનાથ. ૧૨ પછી રામ લક્ષ્મણ શોધ કરતા,

આવીઆ રશીમુખ; તિહાં વાળી વાનર મારીયો, સુગ્રીવને આપ્યું સુખ. ૧૩ રાજ સોંપ્યુ સુગ્રીવને, રહ્યા કેટલા દીન તાંહે, પછી સુદ્ધિ લેવા મોકલીઆ, બળીઆ કપિ ભુ માંહે. ૧૪ માર્ગશિર સુદી દશમીએ, મળીઆ સંપાતી હનુમંત; એકાદશીએ સમુદ્ર ઓળંગ્યો, મારૂતસુત બળવંત. ૧૫ તે રાત્રીએ શોધ્યું નગર, નવ જડી જનકની બાળ; પછી અશોકવનમાં આવિઆ, દ્વાદશી પ્રાતઃકાળ. ૧૬ મુદ્રિકા આપી રામની, કહ્યા સીતાને સંદેશ; અશોકવન ઉજાડીયું, હણિઆ અસુર મહા બળવેશ. ૧૭ અક્ષે કુમારને મારીયો, આવ્યો ઈન્દ્રજીત અબળવંત; ચતુરદશીએ બાંધીઆ, બ્રહ્મપાશથી હનુમંત. ૧૮ પુનમે લંકા પ્રજાળી, ફરી કુદ્યા પવનકુમાર; માર્ગશિર કૃષ્ણ પ્રતિપદા દીન, આવીઆ સાગર પાર. ૧૯ મધુવન ઉજાડયું ષષ્ટિયે, મળીઆ સપ્તમી શ્રી રામ; વૃત્તાન્ત સહુ માંડી કહ્યું, કપીએ કર્યુ જે કામ. ૨૦ પ્રયાણ કીધું નવમીએ, કપીએ સૈન્યશું રઘુવીર; તે સાત દીવસે આવિઆ, શ્રી રામ સાગર તિર. ૨૧ વિશ્રામ કરીને ત્યાં રહ્યા. કપીસૈન્યા ઠામો ઠામ; પોષ શુદ ચતુરથીને દીન, મળીઆ વિભીષણને રામ. ૨૨ યુકિત બતાવી રામને, ઉતરવા સિંધુ પાર; આસનવાળી ચાર દીન, ત્યાં બેઠા જુગદાધાર. ૨૩ પછે નવમીએ મળીઓ જળનીધી, તેણે પુજીઆ શ્રી રઘુનાથ; શુદ દશમીએ બાંધવા માંડા, પાજય મળી કપિ સાથ. ૨૪ ત્રયોદશીએ પુરણ થઈ, કુચ કર્યું શ્રી રઘુરાય; ચતુરદશીએ ચાલીયા, આવિઆ સુવેલુ દ્વિતિયાય. ૨૫ વી–

શ્રામ કરીને તિહાં રહ્યા, સૈન્યા સહિત રણધીર; અષ્ટમીને નદી આવીઆ જે, શુક સારણ બે વિર. ૨૬ પછી પોષ વદી દ્વાદશીનો, દીન થયો જેણીવાર; હાજરી લીધી કપિદળની, પે સુરજકુમાર. ૨૭ ત્રયોદશીથી ત્રણ દીન કરી, રાવણે સિદ્ધ સૈન્યાય; માઘ શુદ પ્રતીપદા અંગત, વિષ્ટિકરવાં જાય. ૨૮ પછી બીજથી અષ્ટમી લગી, વઢયા વાનર રાક્ષસ ગર્વ; નાગ પાશે નવમીએ, ઈંદ્રજીતે બાંધીઆ સર્વ. ૨૯ ત્યારે ગરૂડ આવીઆ દશમીએ, થયા મુક્ત બંધન સુર; એકાદશીએ યુદ્ધ કર્યું, જે મધુકેતુ અસુર. ૩૦ દ્વાદશીએ મુર્છિત કર્યા, રાક્ષસે સહુને ત્યાંહે; ત્રયોદશી સાવધાન થઈ, યુદ્ધ કર્યું માંહોમાંહે. ૩૧ ચતુરદશીથી પ્રતિપદા લગી, થયું યુદ્ધ મહા ઘોર; પછી નીળ કપીએ મારીયો, જે ધુમ્રકેતન જોર. ૩૨ બીજથી તે ચતુરથી લગી, થયો રામ રાવણ સંગ્રામ; રાવણ પરાભવ પામીયો, તે નાઠો મુકી મામ. ૩૩ પછે કુંભકરણને ઊઠાડીયો, તે આવિયો રણ માંહે; ચતુરદશી લગી યુદ્ધ કર્યું, પછી રામે મારીયો ત્યાંહે ૩૪ અમાસે પામ્યો શોકરાવણ, બંધ રહ્યું તવ યુદ્ધ: ફાલ્ગુણ શુદ પ્રતીપદાયે, ચઢીયો ઈન્દ્રજીત વીરૂદ્ધ. ૩૫ તે ચતુરથી લગી વઢયો વળતા, આવીઆ રાક્ષસ પંચ; તે પુનમ સુધી યુદ્ધ કરી, પછી મરણ પામ્યા સંચ. ૩૬ ફાગણ વદી પ્રતિપદાયે, ઈંદ્રજીતે કર્યો સંગ્રામ; સહુ સૈન્યને ઘાયલ કર્યું, તેણે જીતીઆ શ્રી રામ. ૩૭ ઔષધી કરતાં પાંચ દીન વિત્યા, રહ્યું યુદ્ધ બંધ; પછે લક્ષ્મણેઈન્દ્રજીતસાથે, કર્યો મોટો દ્વંદ. ૩૮ અષ્ટમીથીત્રયોદશી

લગી, તે વઢયા કરીને રીસ; લક્ષમણે માર્યો ઈન્દ્રજીત, દુઃખી થયો દશશિષ. ૩૯ સહગવન કરિયું શુલોચના, પડયો તે દીવસ સંગ્રામ; પછે રાવણ ચઢિયો યુદ્ધ કરવા, ઊભા સનમુખ રામ. ૪૦ ચૈત્ર સુદી અષ્ટમી લગી, યુદ્ધ કર્યું મહા રણરંગ; પછે નવમીએ રાવણે મારી, શક્તિ લક્ષમણ અંગ. ૪૧ દશમીએ લાવ્યા દ્રોણાચળ, હનુમંતજી તેણીવાર; રહ્યું બંધ યુદ્ધ તે દીવસે, ઉઠયા સુમીત્રિ નીરધાર. ૪૨ એકાદશીએ મોકલ્યો, માતલિ ઈન્દ્રે ત્યાંહે; રથ રાખી નમિયો ચરણ, બેઠા રઘુપતી તે માંહે. ૪૩ પછે દશાનન સાથે કર્યો, પ્રભુએ મહા સંગ્રામ; ચૈત્ર વદી ચૌદશે, મારીયો રાવણને શ્રી રામ. ૪૪ પુષ્પની વૃષ્ટિ કરી દેવે, થયો જેજેકાર; એમ વિજય પામ્યા હણીને, પૌલસ્તનો પરિવાર. ૪૫ માહા સુદી દ્વિતીયાને દીને, કરીયો યુદ્ધ આરંભ ત્યાંહે; તે ચૈત્ર વદી ચૌદશે, પુરણ સતાશી દીન માંહે. ૪૬ તે માંહે પંદર દીવસ પડીઆ, શોક માટે જેહ; બોહોતેર દીવસ ખરેખરૂં, યુદ્ધ થયુ નિશ્ચે એહ; હવે ચૈત્ર કેરી અમાસે કરીઆ, રાવણને સંસ્કાર; તેનીદાહક્રિયા ઉતરક્રિયા. તે કરાવી જુગદાધાર. ૪૮ વૈશાખ શુદી દ્વિતીયા દીને, વિભીષણને આપીયું રાજ; અક્ષેતૃતિયા જાનકીને, મળીયા શ્રી મહારાજ. ૪૯ ચતુર્થીએ ચઢયા તે પ્રભુ, બેઠા તે પુષ્પવિમાન; સીતા લક્ષમણ કપિદળ, વિભીષણ સહીત ભગવાન. ૫૦ ભારદ્વાજને આશ્રમ રહ્યા, પંચમી પુરણકામ; ષષ્ઠિએ નંદીગ્રામમાં, ભરથને મળિઆ રામ. ૫૧ સપ્તમી આવ્યા અવધપુરમાં, રામ બેઠા રાજ;

વરસ ચતુરદશ થયાં પુરણ, સિધ્યાં સરવે કાજ. ૫૨ જયારે રાવણે હરણ કર્યું તદા, રેહ્યા સીતા રામ વિયોગ;તે ચાદ માસને દીન એકાદશે, થયો ફરી સંજોગ. ૫૩ તેતરિશ વરસનાં જાનકી, બેતાલીશ વરસે રામ; તારે અવધપુરમાં રાજ કરવા, બેઠા પુરણ કામ. ૫૪ વરસ એકાદશ સહસ્ર સુધિ, રાજ કર્યું મહાભાગ;એક રજકનાકુર વચનથી,કરિઓજાનકિનો ત્યાગ. ૫૫ પછે અગસ્તના ઊપદેશથી, કરિઓ યજ્ઞ શ્રિ રઘુનાથ; એમ રામચરિત્ર કહ્યાં સહુ,લોમશે મારિ સાથ. ૫૬ એ ગાતાં સુણતાં શિખતાં, મહા પતિત પાવન થાય; કરે કૃપા શ્રિ રઘુવિર અંતે, ચરણ શરણ પળાયે. ૫૭ લોમશે રામાયણ કહી, એ વિશદ રામ ચરિત્ર; તે શત્રુઘન મેં કહ્યું તમને, રસીક પુન્ય પવિત્ર. ૫૮ મેં મળવા માટે રામને, રાખિયું છે આ તન;કાંઈ ફેરા વાળ્યો કાળ પાછો, કરૂં નીત્ય ભજન. ૫૯ હવે અવધપુરમાં જઈશ હું,કરવા પ્રભુ દરશન;રઘુપતિ સાનીધ્ય નીશ્ચે, હવે મુકિશ મારૂં તન. ૬૦ એમ શત્રુઘનને કહી કથા, આરણ્યમુનીએ તાંહે; તે સુણીને આશ્ચર્ય પામ્યા, હરખિઆ મન માંહે.૬૧ હવે શ્રોતાજન સહુ સાંભળો,રઘુપતિ ચરિત્ર અપાર; ધરમ સ્થાપન ભક્તકારણ,જુગેજુગ અવતાર.૭૨ માટે સંદેહ કો કરશો નહીં, શ્રોતા વિવેકિ જન; ભાવે કરિને રામના ગુણ, સુણિ ધરજો મન. ૭૩આટલા ગુણ છે રામના, કરે માપ સંખ્યા જેહ; તે અલ્પ બુદ્ધિ જાણવા,જે ધરે મન સંદેહ.૭૪ ભુમિ રજકણ ગગન તારા, મેઘબિંદુ પ્રમાણ; બુધવાન તે ગ-

ણુના કરે, હરિગુણ અપરમીત જાણ. ૬૫ તે માટેજન આળસ તજી,કરો હરિકથામૃત પાન;ત્રય તાપ વામે અભય પામે,મુળ શ્રી ભગવાન. ૬૬ ઈતિશ્રીપદ્મપુરાણમાં,પાતાળ ખંડ કહેવાય, રામાશ્વમેધમાં વરણવ્યો,છત્રીશમો અધ્યાય. ૬૭ વાત્સાયાણ મુની પ્રત્યે કહ્યું,શેષે કરી વિસ્તાર;તે શત્રુઘનને નીવેદીયુ, આરણ્યમુનીએ સાર. ૬૮ વલણ—આરણમુનીએ શત્રુઘનને, કહ્યું રામચરિત્રરે; કહે દાસ ગીરિધર જે સુણે ભાવે, તે પ્રાણી થાય પવિત્રરે. ૬૯ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટક ધારાયાં ઉત્તરકાડેઅશ્વમેધીકેશત્રુઘનારન્યસંવાદેલોમશકૃતરામાયણે સપ્તચત્વારીંશોધ્યાયઃ ૪૭

# અધ્યાય ૪૮

રાગ મેવાડો—શ્રી રામચરિત્ર સુણીને શત્રુઘન,મનમાંથયા છે પ્રસન્નજી; આરણ્યમુની પછી તિહાં થકી ચાલીઆ, કરવા રામ દરશનજી. ૧ અવધપુરીમાં આવીઆ તતક્ષણ, સરજયુ ગંગાને તીરજી; યજ્ઞમંડપમાં દીક્ષા લેઈને,જીહાં બેઠા શ્રી રઘુવીરજી. ૨ મુનીવરને જોઈ રઘુપતી ઉઠયા, સભા સહીત તેણીવારજી; ઉત્તમ આસન પર બેસાડયા, પુજન કીધું અપારજી. ૩ અહો ભાગ્ય મોટું આજ મુજને,મળીઆ માનુભાવજી;મુજને પાવન કીધો મુનીવરે, બોલીઆ જાનકી નાવજી. ૪ જે મોટા પુરૂષ જગતમાં વીચરે,લોકનું કરવા કલ્યાણજી;ઈચ્છારહીત ઊપકારજ કરતા,સ્વારથ નહી નીરવાણજી.૫ તીરથમાં સ્નાન કરે પ્રાણી સહુ,પાપ મુકીને જાયજી;પછે સંતચરણના

સ્પર્શ થકી, તે તીરથ પાવન થાયજી.૬ એવા પુરૂષનો સંગકરે ક્ષણ,તે જન થાય અભંગજી;અપવર્ગસ્વર્ગ નહી તે તુલનાએ, જે સુખ લાવ સતસંગજી.૭ એમ શ્રીપતી બોલીઆ શ્રીમુખ વાયક,સુણતાં સર્વ સભાયજી; વારંવાર વખાણે મુંનિ, બ્રહ્મણ્યદેવ રઘુરાયજી. ૮ પછે આરણ્યમુનીએ રામચંદનું, ધરવા માંડીયું ધ્યાનજી; એક દ્રષ્ટે કરી અંગો અંગનું, રૂપ સુધારસ પાવન.૯ ઘનશ્યામતનમનમોહનછબી,વારૂ કોટીક કામજી; ચારૂ ચરણ તલકંજ સકોમલ,નખમણિ તેજનું ધામજી. ૧૦ કળશ છત્ર ધ્વજઅંકુશ આદે,રેખા અષ્ટાદશસારજી;ત્રિવિધી તાપ પાપજ ટાળે, શરણાંગત આધારજી. ૧૧ જાનુ જંઘા સકુમાર કટીએ,પીતાંબર પરીધાનજી; કટી મૃગ શૃંગ મેખલા મણિમય.નાભીગંભીર ગુણવાનજી.૧૨ ઉદરઊદારવીરાજેત્રીવલી,ઊનરતરદય વિશાળજી; ઊતરી વસ્ત્ર ને બ્રહ્મ સુત્ર મણિ, મુકતાફળની માળજી ૧૩ઉસ્કંધ પુષ્ટ ભુજ કરી કર કોમળ,આ જાન બાહુ વિરાજેજી; કડાં સાંકળાં અંગદ મુદ્રીકા,પુનરંભવ વિધુ લાજેજી.૧૪ કંબુ કંઠ ઉન્નત ત્રીરેખા,ચારૂ ચિબુકસુદેશજી;અધરબિંબરદપદીકપંકિતસમ, મધુરહાસ્યકુટીકેશજી. ૧૫ ગલ સ્થળ શુભ તીક્ષણ નાશા,રાજીવનેત્ર વિશાળજી;અણીઆળાંઆકરણ લગી, માંહે કૃપા રંગકરૂણાળજી.૧૫ વંક ભ્રકુટી કોદંડ શી જોણે,કૃતાન્તને કંપાવેજી;કેશરી તિલક લલાટે કુમકુમ, અક્ષત મધ્ય સોહાવેજી. ૧૭ મકરાકૃત કુંડળ કાને,પ્રતિબિંબ પડેછે ગાલજી; સુધા સરોવરમાં રમતાં માનુ,

મદન મચ્છનાં બાળજી. ૧૮ અતિ સકુમાર અસિત કછ વાળ્યો, અંબોડો શિર કેશજી; તે પર ઝળકે મુગટ મણિમય, જેમ ઘન ઘટા દીનેશજી. ૧૯ મુની મંડળ વેષ્ટિત બેઠા, મૃગચર્માસન ભગવાનજી; નખશીખ છબી આરણ્યમુનીએ, કર્યું રામનું ધ્યાનજી. ૨૦ પછી નેત્ર દ્વારે કરીને ઉતાર્યા, રૂદે માહે રઘુવીરજી; ચાર ઘટિકા સ્થિર થઈ ઠરિયા, રાખી મનમાં ધીરજી. ૨૧ પછી બ્રહ્મરંધ્ર ફાટીયું મુનીવરનું, નિકળ્યું તેજ અપારજી; શ્રી રામચંદ્રના મુખમાં પ્રવેશ્યું વરત્યો જેજેકારજી. ૨૨ સાયુજ્યમુકિત પામીઆ મુનિવર, સરવે જોતાં જાણુજી; આરણ્ય રૂષિએ એણીપેર તજીઆ, રામની સાનીધ્ય પ્રાણજી. ૨૩ તે સમે દેવનાં દુંદભી વાગીઆં, પુષ્પની થઈ વરષાયજી; સરવ મુનીએ આશિષ દીધી, પ્રસન્ન થયા રઘુરાયજી. ૨૪ એમ આરણ્ય મુનીવર મુકિત પામીઆ, કૃપા કરી શ્રી રામજી; એ કથા સુણે તે જન પામે, ધરમ અર્થ મોક્ષને કામજી. ૨૫ શેષનાગ કહે મુનિ વાત્સાયણ, એવા દેવ મોરારજી; હવે યજ્ઞ તણો તુરી આગળ ચાલ્યો, તેનો કહું વિસ્તારજી. ૨૬ વલણ—વિસ્તાર કહું તે મુની આશ્રમથી, કયાં ગયો યજ્ઞ તણો તુરી; સહુ શ્રોતાજન સાવધાનથઇને, એકવારબોલોશ્રીહરિ. ૨૭ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેઅશ્વમેધીકેશ્રીરામચંદ્રધ્યાનાંત આરણ્યઋષિમોક્ષોનામઅષ્ટચત્વારીંશોધ્યાય:

## અધ્યાય ૪૯

દોહા—આરણ્ય તણા આશ્રમ થકી, ચાલીઓ યજ્ઞ તોખાર;

શત્રુઘન આદે સહુ, પુંઠળ યોધ અપાર. ૧ રાગ મારૂ—પુંઠે અગણિત યોદ્ધા વિર, ચાલ્યો જાય રેવાજીની નિર; એટલે દ્રહ આવ્યો એક, અતિ ઉંડો ને જળ છે વિષેક. ૨ તે રેવાના દ્રહ મોઝાર, પ્રવેશ્યો તેમાં યજ્ઞતોખાર; થયો ગુપ્ત દેખાય ન ત્યાંહે, હાહાકાર થયો સૈનમાંહે, ૩ શત્રુસુદને જાણી વાત, ત્યારે પામીઆ ઘણું પરિતાપ; ચિંતાતુર થઈને જાણ, કહેવા લાગીઆ તે સહુને વાણ. ૪ ભાઈઓ હવે કરીશું કેમ, કરો ખોળ જડે હય જેમ; કહ્યું એમ જયારે શત્રુઘન, ત્યારે સુમંત બોલ્યો વચન.૫ ગયો અશ્વ રેવા જળ માંહે,બીજાથી નવ આવે આંહે; જળમાં પેસવાની ગતિ આજ, ત્રણ જણને છે મહારાજ. ૫ એક તમો બીજા હનુમંત, ત્રીજો પુષ્કળ મહા બુધવંત; સુણી મંત્રીનાં વચન ગંભિર, થયા તત્પર ત્રણે વિર. ૭ સૈન સકળ રહ્યું છે બહાર; ત્રણે પેઠા તે દ્રહ મોઝાર: જયારે ઊંડા ગયા જળ માંહે; દીઠું પુર એક રમણિક ત્યાંહે. ૮ તેની મધ્યે છે કંચન મેહેલ, શોભા સ્વરગ તણી તિહાં સેલ; તેની શી વરણવું શોભાય, જોતાં રચના ભુલે બ્રહ્માય. ૯ મણિ સ્થંભ ઘણા તે માંહે, અશ્વ બાંધેલો દીઠો તાંહે; મેહેલમાં મણિ પર્યંક સાર,તે ઊપર બેઠી એક નાર. ૧૦ છત્ર ચામર વિંજન થાય, ઘણી કીંકરી કરતી સેવાય, શત્રુઘન પુષ્કળને મારૂતિ, ત્રણ વિરે દીઠી તે સતી. ૧૧ જોઈ વિસ્મે પામીઆ તેણીવાર, કર્યો છે દેવીને નમસ્કાર; તે છે રૂદ્રદેહા સાક્ષાત, ત્રણ વરિને પુછી વાત. ૧૨ કહે: ભાઈ તમારૂં શું નામ, કેમ આવીઆ તમો આ ઠામ; ત્યારે

મારૂ તીયેતેરથાન,કહ્યું યજ્ઞ તણું વર્તમાન.૧૩તે સુણીનેદેવી તતકાળ, ઘણું પસ્તાવા લાગી બાળ; અરે દુઃખીઆ મેં મોટા સાધ, કર્યો રામ તણો અપરાધ. ૧૪ અમો અશ્વ બાંધ્યો છે એહ, લેઈ જાઓ.સુખેથી તેહ;એવું કહીને આપીયું એક અસ્ત્ર, મહા અમોઘ તીક્ષણ શસ્ત્ર.૧૫ વૈરી વિદારણ તેનું નામ, શત્રુઘનને આપ્યું ને ઠામ;પછે બોલી તે દેવી વચન,સુણ સમરથ શત્રુઘન.૧૬ આગળ મણિભુપ સાથે યુદ્ધ. તિહાં થશે મહા મોટો વિરૂદ્ધ; તે સમે મુકજો અસ્ત્ર સાર. વિજે પામશો એક જ વાર.૧૭ મંત્ર યુકિત બતાવી સમસ્ત,ભરથાનુંજે ગ્રહ્યું તે હસ્ત; માગી દેવી તણી આજ્ઞાય, અશ્વ છોડીને વિર પળાય. ૧૮ રેવા જળથી નિકળીઆ બહાર, ત્યારે વરત્યો જેજેકાર; મળ્યા સૈનને શત્રુઘન, થયો હરખ તે સહુને મન. વલણ—હરખ વાધ્યો સહુ વિરને, ચાલીઆ કરતા જેજેકારરે; એક દેવપુર નામે નગ્રમાં, આવ્યો યજ્ઞ તોખારરે.૨૦ ઇતિશ્રીરામચરિત્રેસંમત વાલ્મિકી નાટકધારાયાંઉત્તરકાંડેઅશ્વમેધીકેરેવાજ્ઞઅશ્વપ્રાપ્તિનાર્મએકોનપંચાશતમોધ્યાય: ૪૯

## અધ્યાય ૫૦

રાગ સારંગ—હવે ચક્ષુશ્રવા કહે સુણો મુનિવર, વાત્સાયણ મતી ધીર; તે દેવરાજપુર કેરી રચના, શોભા ઘણી ગંભિર. ૧ મણી હેમ તણાં મંદીર છે સર્વે, સ્ફાટીક રત્ન જડાવ; ગગન ચુંબીત અતી ઊંચાં દીસે, શિખર કળશ ધ્વજાય. ૨ બત્રીશ લક્ષણા પુરૂષ સકળ છે, ઘેર ઘેર પદ્મણી નાર; પતિવૃતા ઘણું

પાળે ત્રિયા સહુ, એક પતિન નર સાર. ૩ પદ્મરાગ મણિ કેરી ભુમી, સ્ફાટીક છે તે માંહે; તેણે કરી પક્ષ શુકલ કૃષ્ણનો, ભેદ જણાય ન ત્યાંહે. ૪ તે પુર જોઈને મોહ પામે છે, દેવતાઈ છે વાસ; મહા પુણ્યવાન પ્રાણીનો થાયે, પુરમાં.જન્મં નિવાસ. ૫ હવે વિરમણિ રાજા તે સુધરમે, રાજ કરે છે ત્યાંહે; સાક્ષાત શ્રી મહાદેવ રહ્યા છે, વશ થઈને ઘર માંહે. ૬ વળી ચાર પુત્ર છે બળીયા રાયને, ધનુર્વિદ્યાના ધીર; તે રૂકમાંગદ ને શુભાંગદ નામે, પ્રબુધ ને સિંધ વિર.૭તેચાર મધ્યે રૂકમાંગદ મોટો,કામરૂપ કહેવાય;તે સુંદરીયોનેસંગ લેઈને,નિકળ્યોવનક્રિયાય. ૮ તે વન સઘન ફળ ફુલયુકત છે બોલે કારંડવ મોર; કોકીલા હંસ પારાવત પોપટ, મેનાં બપૈયા ચકોર. ૯ ખટ રિતુ વાસ કરીને સદા રહી, ચાલે ત્રિવિધી સમીર, સઘન કુંજમાં કામનિઓશું,ક્રિડા કરતોવિર.૧૦નૃત્ય ગાન કરી રીઝવે રંભા,થઈ રહ્યોછે થેઇકાર;તે વનમાં શ્રીરામચંદ્રનો,આવ્યો યજ્ઞ તોખાર. ૧૧તે દીઠો પ્રિયાયે પતિને કહ્યું, જુઓ અશ્વ અનોપમ રંગ, પછી પત્ર વાંચી રૂકમાંગદે ઝાલ્યો, પામી હરખ ઊમંગ. ૧૨ વાજીંત્ર વાજતે પુરમાં આવ્યો, કહી પીતાને વાત;ત્યારે ભુપે તે હયબંધાવ્યો તતક્ષણ,જાણીશંભુનો પ્રતાપ.૧૩ત્યારે શિવે કહ્યું આ ભુપતી એ હય, બાંધવો ન ઘટે આજ; જે પુરાણબ્રહ્મ પુરૂષોત્તમ કહીયે. શ્રી રામચંદ્ર મહારાજ. ૧૪ તે પ્રભુ કેરો યજ્ઞતુરી નૃપ,આપીને લાગોપાય;હું જેનું ધ્યાનધરૂંછું નિત્યે, તે છે એ રઘુરાય. ૧૫ એવાં વચન સુણી તે સદાશિવ કેરાં,

બોલ્યો ભુપતિ વાણ;હવે પુરૂષારથ શું મારૂં જો આપું,પાછો યજ્ઞ કેકાણ. ૧૬ પ્રજા પાળવી પુત્ર સમી,ગૌ બ્રાહ્મણ રક્ષા ધર્મ રણમાં સનમુખ યુદ્ધ જ કરવું, એ ક્ષત્રીનો ધર્મ. ૧૭ માટે કાયર થઈ હવે નવ મુકું,યજ્ઞ તણો હય આજ;વળી તમસરખા સ્વામિ શિર મારે;ચિંતા શી મહારાજ. ૧૮ એવાં વચન સુણી તે વિરમણિનાં,પ્રસન્ન થયા મહાદેવ;ભોળાનાથ નિજ ભકતની સાથે, બોલીઆ વચન તતખેવ. ૧૯ અરે ભુપ હવે અશ્વ ન આપીશ, કર જઈને સંગ્રામ; તુને રઘુપતિનાં દરશન કરાવું, તો શંકર મારૂં નામ. ૨૦ એમ પુંઠ થાબડી આજ્ઞા આપી,ભુપને શ્રી ભગવાન;ત્યારે ચતુરંગ દળ સિદ્ધ કરી,રાયે વજડાવ્યાં નિ-શાન. ૨૧ હવે અસ્વ હર્યો તે રક્ષકે,કીધું શત્રુઘનને જાણ, ત્યારે ભરથાનુજને ક્રોધ ચઢયો,અલ્યા કોણે હર્યો કેકાણ. ૨૨ સાચી વાત કહી નહી કોણે, ચિંતાતુર થયા મન; એટલે અકસ્માત તીહાં આવિઆ, નારદ બ્રહ્મા તન. ૨૩ ત્યારે શત્રુઘને પુજા કરી પુછયું,કહો મુજને મુનિરાય;આ અશ્વનુ હરણ કર્યું હશે કોણે, મુજને ચિંતા થાય. ૨૪ ત્યારે નારદ કહે સુણ દશરથનંદન, દેવરાજપુર ગામ; પુર્વે દેવે વસાવ્યું એ પુર, વિરમણિ નૃપ નામ. ૨૫ તે રાય શિવનો પરમ ભકત છે,વશ કરીઆ મહાદેવ; તેણે પોતાના મંદીરમાં રાખીઆ. કરતો નિત્યે સેવ. ૨૬ વળિ ચાર પુત્ર એ ભુપતીને,તેમાં રૂકમાંગદ છે જેષ્ટ; અશ્વનું હરણ કર્યું તેણે સહુ, વિર મધ્યે છે શ્રેષ્ટ. ૨૭ એવું વૃતાન્ત કહીને નારદ, પામિઆ અંતરધાન; હવે શત્રુઘન સાવધાન થયા ને,

વજડાવીઆં નિશાન. ૩૮ વલણ—નિશાન વાગીઆં બે વિરનાં, થયા યુદ્ધ કરવા સાવધાનરે; સામાસામી રણસ્થંભ રોપિઆ, આવીયું સૈન્ય સમાનરે. ૨૯ ઇતિશ્રીરામચરિત્રેસં-મતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડે અશ્વમેધીકેદેવ રાજપુરે વિરમણીનાંઅશ્વબંધનંનામપંચાશત્તમોધ્યાય: ૫૦

## અધ્યાય ૫૧

રાગ સામેરી—અનીહાંરે શત્રુઘને સૈન્ય કર્યું સાવધાન, યુદ્ધ કરવાને ઉભા બળવાન; અનીહાંરે વ્યુહ તણી રચના કીધી અ-પાર, બળિયો યોદ્ધ રહ્યા તેને દ્વાર. ૧ (ઢાળ.) દ્વાર વ્યુહને જોધ રાખ્યા, જુક્ત કરી બહુ પેર; ચતુરંગ દળનો દુર્ગ રચીયો વિકટ ગતી ચોફેર. ૨ એમ વ્યુહ તણી રચના રચી, રણ માંહે શત્રુઘન; એટલે આવ્યો સૈન્ય સાથે, વિરમણી રાજન. ૩ સે-નાપતિ આગળ થયો, રિપુવાર નામે જેહ; તેની પુંઠળ ચાર સુત, રાયના ચઢીયા તેહ. ૪ રૂકમાંગદ ને શુભાંગદ વળી, વિર સિંધ પ્રબુધ; તે કવચ ભાથા ધરી અંગે, આવિયા કરવા યુદ્ધ. ૫ વળિ રાય કેરો જમાત્ર છે, બળમીત્ર નામે જેહ; નિજ સેન લેઈ થઈ રથારૂઢ, ચઢીયો યુદ્ધ કરવા તેહ; તેની પુંઠળ વિરમણી નૃપ, ચઢીયો સેન અપાર; છત્ર ચામર થાયે બોલે, બંદીજન જશવિસ્તાર. ૭ યુદ્ધ થવા માંડયું પરસ્પર, બોલતા મારોમાર; સિંહનાદ કરતા શુર, થાય શસ્ત્રના ચળકાર. ૮ આવ્યો પુષ્કળ સામો રૂકમાંગદ, ચઢી કનક રથમહા વિર; અભીમાનશું બો-લવા લાગ્યો, પુરૂષ વચન ગંભિર. ૯ ત્યારે પુષ્કળે બહુ બાણ

મુકીયાં છેદ્યાં તે નૃપ તન; દશ બાણુ માર્યાં ભરથસુતને, પીડા પ્રગટી તન. ૧૦ ત્યારે પુષ્કળે તવ વીશ માર્યા, રાજકુંવરને ત્યાંહે; બન્યો વિર સમાન કહાવે, નિપુણ છે યુદ્ધ માંહે. ૧૧ જેમ ષડાનંન ને તારકાસુર, એમ વડે બે વિર; પછી પુષ્કળેદશ બાણુ માર્યાં, ધરી મનમાં ધીર. ૧૨ રાજપુત્રનો રથભંગકીધો, અશ્વ માર્યા ચાર; ધ્વજદંડ છેદી હણ્યો સુત, પડીયો પ્રથ્વી રાજકુમાર. ૧૩ ત્યારે બીજે રથ રૂકમાંગદ બેઠો, બોલ્યો ક્રોધ વચન; હવે જોજે પરાક્રમ માહરૂં, તું ભરથ કેરા તન. ૧૪ એવું કહી ભ્રામ્યકાસ્ત્ર મુકયુ, રાજકુંવરે ત્યાંહે; પુષ્કળ તણો રથ એક યોજન, ઉડાડયો નભ માંહે ૧૫ પ્રથ્વી પડયો પછી ભ્રમાણ કરવા, લાગીયો ઘણું તેહ; ઘણું જત્ન કરીને સારથીએ, સ્થિર કર્યો એહ. ૧૬ પછી સનમુખ આવી પુષ્કળે, પવનાસ્ત્ર મુકયું તાસ: તેણે રૂકમાંગદનો રથ ઉડાડયો, ભમ્યો ઘણું આકાશ. ૧૭ તે ગયો રવિમંડળ લગી, તિહાં લાગ્યું તેજ અપાર: થયો દગ્ધ રથ હય સારથી, તાપે કરી તેણીવાર. ૧૮ પછી સર્વે સંકટ હરણુ હરનું, કર્યું સ્મરણ કુમાર; શિવની કૃપાયે આવી પાછો, પડયો પૃથ્વી મોઝાર. ૧૯ તે રૂકમાંગદ મુરછીત થયો, પડયો વિકળ થઈને ત્યાંહે; ત્યારે ત્યાં હાહાકાર વરત્યો, રાય સેના માંહે. ૨૦ તે જોઈ કોપ્યો વિરમણિ નૃપ, આવ્યો તેણેઠાર; ક્રોધ કરીને ગાજીઓ, ત્યારે ધરા કંપી અપાર. ૨૧ પછી રાયે આવી પુષ્કળશું, કરવા માંડયો સંગ્રામ; તે ભુપ કેરૂં યુધ્ધજોઈ, મા'રથી મુકે મામ. ૨૨ ચારે પાસે મુકતા, રાઘવી બાણ અ-

પાર; સેના સમુદ્ર માં એકલો જોઈ, ધાયા પવન કુમાર. ૨૩ પ્રચંડ પરવત પ્રાય તન, તોમર ગ્રહ્યું છે પાણ; એવા મારૂતિને જોઈને, પછી બોલ્યા પુષ્કળ વાણ. ૨૪ હે મહાપુરૂષ તમો શું કરવા, આવ્યા અહીં કપિરાય; એ ભુપના શા ભાર છે, હવડાં કરૂં શિક્ષાય. ૨૫ હનુમંત કહે હો વિર સુણ, એ ભુપ બળિઓ એવ; દાનેશ્વરી મહા શુર છે, એને સહાય શ્રી મહાદેવ. ૨૬ એવાં વચન સુણિ હનુમંતનાં, ધાયો બીજો રાજકુમાર; મહા વિર શુરવિર સિંધે, કરવા માંડયું યુધ્ધ અપાર. ૨૭ વળી શુભાંગદની સાથે વઢતો, લક્ષ્મિ નિધી બળપુર; પ્રબુધ પુત્રની સાથે વળગ્યો, સુમદ કપિવર શુર. ૨૮ વિરમણિશું વઢે પુષ્કળ, થયો તિહાં સંગ્રામ; બળવંત શુરા ચતુર પુરા, ન મુકે કો ઠામ. ૨૯ ભરથાત્મજે દશ બાણ માર્યાં, રાયના હૃદે માંહે; ત્યારે રાજાએ શર ત્રણ મુકયાં, ક્રોધ કરીને ત્યાંહે. ૩૦ પુષ્કળ તણું લલાટ વેંધીયું, ચાલી રૂધીરની ધાર; રથ ભંગ કીધો રાઘવીનો; અશ્વ મારીઆ ચાર. ૩૧ ત્યારે બીજે રથ કાન્તિપતિ, બેઠો ધરી મન રીસ; પછી કવચટોપ ધનુષ નૃપનું, છેદ્યીયું તે દીશ. ૩૨ રથ ભંગ કીધો રાયનો, ભેદીયું સર્વે અંગ; તન માંહેથી ચાલ્યું રૂધીર, પુષ્કળે રાખ્યો રંગ; ૩૩ નરપતી બેઠો અન્ય રથ, મન ચઢયો ક્રોધ અપાર; જેમ અખંડ મેઘ તણી ઝડી, એમ મારતો શરમાર. ૩૪ સંહાર કરિયો સૈન્યનો, હય હણિઆ આણી રીસ; ફાટે કુંભસ્થળ વિશિખથી, પાડતા ગજવર ચીસ. ૩૫ શ્રોણીતની સરિતા વહી, ગજ રથ અશ્વ તણાય; જેમ

તામરપરણિ ચઢે પુરે, ઘોર કરતી જાય. ૩૬ પિશાચ કરતા ભક્ષ ભૈરવ, ભુત ને વૈતાળ; જોગણિ નાચે નગ્ન કર ગ્રહી, નરક પાળની નાળ. ૩૭વળી સિંચાણા વાયસ વરૂ, શુકર શૃં-ગાલ ને કંક;સર્વને મોટું પર્વ આવીયું,કરે ભક્ષ નિશંક. ૩૮ એમ વિરમણિએ શરે ઢાંકયો,રવિ થયું અંધકાર; તે સમે રા-ઘવ સેનામાં, વરતીઓ હાહાકાર. ૩૯ વલણ—હાહાકાર વરતીઓ તદા કર્યો વિરમણિએ સંહારરે;એવું જોઈને પુષ્કળ કોપીઆ, કર્યું રામસ્મરણ તેણિવારરે. ઈતિશ્રીરામચરિત્રેસં-મતવાલ્મિકીનાટકધારાયાંઉત્તારકાંડેઅશ્વમેધીકે વિરમણિપુષ્કળ સંગ્રામો નામ એક પંચાશ તમો ધ્યાય: ૫૧

## અધ્યાય ૫૨

રાગ મારૂ—કર્યું રામસ્મરણ તેણિવાર, કોપ્યો પુષ્કળ વિર અપાર; મુકીયું દીવ્ય બાણ તતકાળ, તેણે છેદી સકળ શર જાળ. ૧ અંધકારનો કીધો નાશ,થયો દીનમણિ કેરો પ્રકાશ; પછી રાયની સનમુખ આવ્યો,કરોધ વચન કરી બોલાવ્યો. ૨ અરે વિરમણિ સુણ વ્યકત, તું છે શિવજી તણો મહા ભકત, હવે જોજે પ્રાક્રમ મારૂં, તારૂ સેન સકળ સંહારૂ. ૩ તને ત્રણ બાણે નિરધાર, કરૂં મુરછીત આણીવાર; ના કરૂં જો મુરછીત આપ, તો હજો મુજને મહા પાપ. ૪ જે જગતપાવની ગંગ, તેની નિંદા કરે જે કુસંગ; તેનો દોષ મારે શિર રાય, પમાડું જો નહી મુરછાય. ૫ એમ કહીને મુકયું એક બાણ, મહા અમોઘ તિક્ષણ જાણ; દીઠો આવતો તે શર ભુપ, તેની સન-

મુખ સાધ્યો અનુપ. ૬ તે શરે શર છેદયો જ્યારે, લાજ્યો પુ-
ષ્કળ તેણીવારે; બીજું બાણ મુકયું ભરથ તન, છેદયું તે પણ
વળિ રાજન. ૭ ત્યારે શોકાતુર થયો વિર, ગઈ સરવે મનની
ધીર; પછે શુર થયા સાવધાન, કરયું ગુરૂ વશિષ્ઠનું ધ્યાન. ૮
સંભાર્યા પોતે શ્રી રઘુનાથ, ત્રીજું બાણ કાઢી ગ્રહ્યું હાથ; માત
પિતા ભકિતનું પુન્ય, બાણ મધ્યે મુકયું રઘુતન. ૯ પછી શર
કીધો સંધાણ, વાગ્યો રાય હૃદેમાં જાણ; આવી મુરછા પડીયો
રાજન, ગતિભંગ થઇને તન. ૧૦ હરખ્યો પુષ્કળ તેણીવાર,
સરવે કહેતા જયજયકાર; કર્યો સકળ સેનાનો અંત. એમ
વિજય પામ્યો બળવંત. ૧૧ મા'વિરે મારી મુષ્ટિ ત્યાંહે, રા-
જપુત્ર તણા હૃદે માંહે; થયો મુરછીત તેણિવાર, મુખે ચાલી
રૂધીરનીધાર. ૧૨ જોઈ બંધુ પિતાની પેર. ધાયા વિર બે લેવાને
વેર; શુભાંગ પ્રબુધ્ધ એવું નામ, આવ્યા કરતા મહા સંગ્રામ.
૧૩ તેણે મારૂતિ સાથે ત્યાંહે, ઘણું યુધ્ધ કર્યું રણ માંહે; નિજ
પુચ્છે કરી હનુમંત, રથ સહીત બાંધી આ બળવંત. ૧૪ પછા-
ડયા તેને પ્રથ્વી મોઝાર, પડયા મુરછીત થઇ નીરધાર; રાયનો
જમાત્ર બળમીત્ર, તેને સુમદે કર્યો જેમ ચીત્ર ૧૫ વળીસેના-
પતી રિપુવાર, સુગ્રીવે કર્યો તેનો સંહાર; શત્રુઘનજય પામ્યા
એમ, પોતાના યોદ્ધ કુશળ ક્ષેમ. ૧૬ સરવે રાય તણો પરિ-
વાર, પડયો મુરછીત થઈ નીરધાર; તે. જોઇને કોપ્યા મહાદેવ,
કરમાં ગ્રહ્યું પિનાક તતખેવ. ૧૭ બેઠા રથમાં શંકરરાય, ચ-
ઢયા ભકતની કરવા સહાય; ભુત; પ્રેતની સેના સાથ, આવ્યા

રણુમાં ગિરીજાનાથ. ૧૮ ક્રોધ શિવનો કાળ સમાન, આવ્યા સુર જોવા બેસી વિમાન; ગિરિ ડોલ્યા પ્રથ્વી ચઢી ચાક, તે સમે હરની વાગી હાક. ૧૯ વલણ—હાક મારી શંકરે, કયાં ગયો શત્રુઘનરે; કહે દાસ ગીરીધર સુણો શ્રોતા, એમ કોપ્યા પંચવદનરે. ઈતિશ્રીરામચરીત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં અશ્વમેધીકે વિરમણિપક્ષેણુ મહાદેવસંગ્રામાગમનંનામદ્વિ-પંચાશતમોધ્યાય: ૫૨

## અધ્યાય ૫૩

છંદ—યુધ્યે ચઢયા પંચવદન, કોપ્યા ક્રોધ આણી મન; કરમાંગ્રહ્યું શુળપિનાક,કરી ગર્જનામારી હાક.૧ મસ્તકજટાજુટ સઘન, ગજનું ચર્મ ઓઢયું તન; ધરી શ્મશાન વિભુતી અંગ, શોભે અલંકાર ભુજંગ. ૨ રાજે અર્ધચંદ્ર લલાટ, ક્રોધ કરે ભસ્મ સ્વરાટ; ઉપવિત સર્પનુ જગદીશ, વહેતી ગંગની-રમળ શિષ. ૩ દીઠા સર્વ જન પરતક્ષ, આનન પંચનેત્રી ચક્ષ; કંઠે રૂંઢ કેરી માળ, કરમાં ગ્રહ્યું બ્રહ્મકપાળ. ૪ સાથે સેન મહા વિક્રાળ, ભૈરવ ભુત ને વૈતાળ; વાજે ડાક ડમરૂ શંખ, શિંગિપાણુવગેમુખડંખ. ૫ કરવાભક્તકેરીસહાય,યુધ્યે ચઢયા શંકરરાય; પોતે વિરાજીઆ રથ માંહે, આવિઆ રામસેના જયાંહે. ૬ એવું જોઈ શિવનું રૂપ, કંપી સકળ સેનાભુપ; કરી ગર્જના ઘોર પ્રચંડ,વ્યાપ્યો શબ્દ સકળ બ્રહ્માંડ. ૭ ધ્રુજી ધરા સળકયો શેષ,પર્વત સિંધુ સરિત અશેષ;ડોલ્યા દેવ દશે દીગ-પાળ, જાણે હવો પ્રલેકાળ. ૮ મુકયાં શિવે બાણુ અપાર, ગણુ

સહુ કરે મારો માર; એવો થયો મહા સંગ્રામ, નાઠા જોધ મુકી મામ. ૯ પુરવે ત્રિપુરમર્દન જેમ, વ્યાપ્યો કરોધ શિવને તેમ; કરવા માંડયું યુદ્ધ મહા ઘોર, પાડે ચીસ કરતા શોર. ૧૦ કીધો સેનનો સંહાર, ત્યારે હવો હાહાકાર; બોલી આશંભુ કરોધા શક્ત, ક્યાં છે વિરમણિ મુજ ભક્ત. ૧૧ કોણે કર્યો મુરછીત એહ, તેને હણું નિરસંદેહ; એમ કહી કોપીઆ શુલપાણુ, ગાજીઆ મેઘ ગંભિર વાણુ. ૧૨ વઢતા નંદી ને હનુમંત, ભૃગી સુબાહુ બળવંત; ગણુ ચંડાશ ને કુશરાય, ચંડ ને સુમદ કપી કહેવાય. ૧૩ પુષ્કળ વીરભદ્ર સમાન, ભૈરવ લક્ષ્મિનીધી બળવાન; શિવની સાથે શત્રુઘ્ન, વઢતા કરોધ આણી મન. ૧૪ દોહા.—કરોધ કરી વઢતા સહુ, યોદ્ધા સરવ સમાન; પછે પુષ્કળ ઉપર કોપીઆ, જે વીરભદ્ર બળવાન. ૧૫ ઈતિશ્રી રામચરિત્રે સંમત વાલ્મિકી નાટક ધારાયાં ઉત્તર કાંડે અશ્વમેધીકે શત્રુઘ્ન મહાદેવ સંગ્રામો નામત્રી પંચાશ તમો ધ્યાય: ૫૩

## અધ્યાય ૫૪

રાગ સામેરી—વીરભદ્ર વળતો કોપીયો. શિવ તણો ગણુ સમરથ; તેણે ગદા મારી ભંગ કીધો, પુષ્કળ કેરો રથ. ૧ ત્યારે અન્ય રથે આરૂઢ થઈ, યુદ્ધ માંડયું તેણીવાર; અહોરાત્રી વઢતાં વીરને, એમ વહી ગયા દીન ચાર. ૨ પછી પુષ્કળને લેઈ ઉડીયો, વીરભદ્ર તે નભ માંહે; મહા ઘોર યુદ્ધ કર્યું તદા, જુવે દેવ સરવે ત્યાંહે. ૩ પછી પુષ્કળને લેઈ પછાડયો, પ્રથ્વી ઉપર તેણીવાર; ત્યારે મુર્છા પામ્યો ભરથનો સુત, હવો હાહાકાર. ૪

ત્યારે શત્રુઘન ઘણું શોક પામ્યા, જોઈ મુરછિત બાળ; પછી શિવની સાથે યુદ્ધ કરવા, માંડીયું તે કાળ. ૫ હવે શત્રુઘન ને શિવવઢેછે, ઘોર તે સંગ્રામ; વિમાનબેસી દેવ જોતા, યોદ્ધામુકે મામ. ૬ એમ અહોરાત્રી દીન એકાદશ, યુદ્ધ થયું નિરધાર; શત્રુઘને પછી મુકીયું, બ્રહ્માસ્ત્ર તેણીવાર. ૭ મુખ વિકાશી તે શસ્ત્ર ગળિયું, એવા ઈશ અખંડ; પછી પંચવદને મુકીયું, પશુ-પતાકાસ્ત્ર પ્રચંડ. ૮ તેણે શત્રુઘનનું હૃદે ભેદયું, પડયા મુરછીત ત્યાંહે; ત્યારે હાહાકાર હવો તદા, તે રામ સેના માંહે. ૯ હવે શત્રુઘન પુષ્કળને, લીધા સારથીયે જેહ; રથ માંહે વાલી લેઈ ગયો, એકાંત રાખ્યા તેહ. ૧૦ એવું જોઈને અંજની નંદન, ગ-ર્જના કરી ઘોર; શિવ તણી સનમુખ યુદ્ધ કરવા, આવ્યો પ-વનકીશોર. ૧૧ અરે શંભુ મેં રશિમુખમાં, પુરવે સુણ્યું તે એહ; શિવ રામનામહા ભકત છે, વળી પરમવૈષ્ણવ જેહ. ૧૨ તે તમો અઘટીત કર્મ કીધું, જાણી જોઈને આજ; રામના બંધુ પુત્રને તમો, હણ્યા શ્રીમા'રાજ. ૧૩ હે ઈશ તમને ઘટે નહીં, આ કૃત્ય કરવું આંહે; એવાં વચન સુણી મા'વિરનાં, પછે બોલીયા શીવ ત્યાંહે. ૧૪ અરે વત્સ તું કહે ખરૂં, ઈષ્ટ દેવ મા'રા રામ; પણ ભકત આધીન હું થયો, માટે કર્યું એવું કામ. ૧૫ એવું સુણીને સિંહનાદ કીધો, કોપ્યો પવનકુમાર; એક પ્રૌઢ પરવત શિવની ઉપર, નાખીયો તેણીવાર. ૧૬ તેણે શિવ તણો રથ ભંગ કીધો, મારીયા તોખાર; ત્યારે નંદી ઉપર ઈશ બેઠા ચ-ઢયો ક્રોધ અપાર. ૨૭ મહા પ્રલે કેરા અગ્નિવત, એક ત્રિશુળ

ઝાલીયું હાથ, હનુમંત ઉપર નાખીયું, કરી જોર ગીરિજા નાથ. ૧૮ પવનાત્મજે આવતુ ઝાલીયું, કર વિષે તતખેવ; તે ત્રિશુળ કીધું ભંગ તવ, કોપીઆ શ્રી માહાદેવ. ૧૯ પછે શિવે મારી શક્તિ એક, હનુમંતના હૃદે માંહે; ક્ષણેક મુરછીત થઈ રહ્યા, અંજનીનંદન ત્યાંહે ૨૦ સાવધાન થઈ ઉઠયા પછી, એક ગ્રહ્યું વૃક્ષ વિશાળ; બે કરે ગ્રહી શિવ અંગ ઊપર, ઝાપટીયું તતકાળ. ૨૧ શિવ તણા તનમાં થયા કચ્ચર, રહ્યા તા જે નાગ; જ્યાં ત્યાં તે નાશી ગયા, સ્થળ મુકીને મહાભાગ. ૨૨ એવું જોઈને મદનારીને, મન ચઢી સબળી રીસ; બે હસ્તમાં ગ્રહી મુશળ માર્યું, મારૂતીને શિષ. ૨૩ તે ચુકાવ્યું મહા વિચીક્ષણ, અંજની નંદન જેહ; પછી પ્રથ્વી ફોડી રસાતળમાં, ગયું મુશળ તેહ. ૨૪ ત્યારે વજ્રદેહે કરી વૃષ્ટિ, વૃક્ષ ને પાષાણ; તે નીવારણ કરતા તદા, માહાદેવ મુકી બાણ. ૨૫ પવનાત્મજે પછી નંદી પુંઠળ, પુંછ વિંટયું ત્યાંહે; શિવ સહીત નંદી ફેરવ્યો, ઘણીવાર તે નભ માંહે. ૨૬ ત્યારે અકળાયા ઘણું અનંગ અજરી, થયા વ્યાકુળ મન; વાત્સલ્ય ભાવે વિર સાથે, બોલીઆ મધુર વચન. ૨૭ અરે અહોસીતા શોકહારણ, મહાજતી બળવાન; થયો પ્રસન્ન હું તુજ પરાક્રમ જોઈ, માગ તું વરદાન. ૨૮ ત્યારે મારૂતી કહે સુણો સ્વામી, સત્ય કહું મહારાજ; આ શત્રુઘન પુષ્કળની આદે, પડયા મુરછીત આજ. ૨૯ તે માટે હું ઔષધી લાવું, દ્રાણાચળથી આંહે; તમો રક્ષા કરજો ત્યાં લગી. તન સાચવજો રણ માંહે. ૩૦ ત્યારે શિવ કહે જા સુખે કરી, નવ ધરીશ

ચિંતા મન; હું રૂડી રીતે કરીશ રક્ષા, રાખીશ સૌનાં તન. ૩૧ એવું વચન લેઈ શંભુ તણું, પછી ઉડયો પવનકુમાર; મુખેશ્રી રામનું નામ જપતો, જાય વેગે અપાર. ૩૨ વલણ—અપાર વેગે અંજની સુત, ઊડયો જાય આકાશરે; શ્રી રામકૃપાયે આવી ઉભો, દ્રોણાચળની પાસરે. ઈતિશ્રીરામ ચરિત્રે સંમત વાલ્મિકી નાટક ધારાયાં અશ્વ મેધીકે હનુમંત દ્રોણાચળાં પ્રતિગમનંનામ ચતુર પંચાશતમો ધ્યાયઃ ૫૪

## અધ્યાય ૫૫

રાગ મારૂ—દ્રોણાચળની પાસે હનુમંત, આવી ઊભા મહા બળવંત; કર્યું લાંગુલ શેષાકાર, બાંધ્યો ગિરિવર તેણીવાર. ૧ ઉખેડે પરવતને જેવે, એક કૌતક પ્રગટયું તેવે; ત્યાં દેવ મુકયા સુરરાય, કરવા ઐાષધીની રક્ષાય. ૨ લેઇ આયુદ્ધ ઊઠયા તેહ, શસ્ત્ર માર કર્યો જેમ મેહ; જોઈ કોપે ચઢયા કપીનાથ, ઘણું યુદ્ધ કર્યું તે સાથ. ૩ તેમાંથી કેટલાએક દેવ, નાશીને કહ્યું ઈન્દ્રને એવ; ઈન્દ્રે જાણીઆ શ્રી હનુમંત, રામભકત મહા બળવંત. ૪ જીતે નહીં તેશું કરતાં વિરોધ, તે માટે ન કર્યો કાંઈ ક્રોધ; પછે દેવ સકળની સાથ, ઈન્દ્રે મોકલીઆ સુર ગુરૂનાથ. ૫ આવીઆ અંગીરસ તેણે ઠાર, જયાં રહ્યા છે પવનકુમાર; ઉભાબ્રહસ્પતિ સનમુખ અગ્ર, તેની પુંઠળ દેવ સમગ્ર. ૬ સ્તુતિ કરવા લાગિઆ તેહ, કરૂણામૃત વાણી જેહ; સુણો શ્રોતાજનનિરધાર, બોલિઆવાચસ્પતિતેણીવાર. ૭છંદલાવણી જય હનુમંત મહા બળવંતા, નમો નમો તુજને; પવનપુત્ર પ્ર-

ણુતારતી મોચન, ધન્ય મહા ભુજને. ૧ અંજનીનંદન સુરજ શિષ્ય,મહામતિફાલ્ગુણુ જાતા;સીતા શોકહારણુ ભયવારણુ, શરણુંાગત ત્રાતા. ૨ શ્રી રામચંદ્રના પરમ પ્રિયે છો, અનન્ય દાસ કા'વો; કપિવંશના જીવન મહાજન, મન કરૂણા લાવો. ૩ લંકા દહન ગહન ગુણુ ગંભીર, ક્ષય અક્ષય કરતા; નીશિચર વીપીન અશોક શોકદા, અદ્દભુત કૃત ધરતા. ૪ પ્રાણુ તણા દાતાર થયા, રણુમાંરામાનુજને; જય હનુમંતા મહા બળવંતા નમો નમો તુજને. ૫ ઉદધી ક્રમણુ ત્રિવિક્રમ,કેશરીસુતરાક્ષસ હંતા;અગ્ર સચીવ સુગ્રીવના, વજ્રતનુકીર્તિવંતા.૧ પીગનેત્ર નેરકતવદનશુચિ,ઉર્ધ્વ રેત રહેવું;દર્પહાદશાનન દીર્ઘવાળધી, કાળડંડ જેવું. ૨ મહિકાવતી પતિ મરદન રૂપ,ધર્યુંજે મહાકાળી; થયો નથી થાશે નહિ, સ્વામી સેવક તુજ ટાળી. ૩ તુજ નામ થકી ભય સંકટ, રોગ વિયોગ સકળ નાસે; ડાકેણુ શાકેણુ ભુત પ્રેત, નાટક ચેટક ત્રાસે. ૪ કહે ગિરિધર ભુધર ભય ભંજન, સાર કરો મુજને; જય હનુમંતા મહા બળવંતા,નમો નમો તુજને. ૫ ( દોહા )બ્રહ્મચારી અવિકારી મન, ધરમ સત્ય વ્રત ધીર; રૂદ્ર અંશ જતિ વજ્રતન, જય જય જય મહાવિર. ૧ સુરગુરૂયે એવી સ્તુતિ કરી, ગદગદ દીન વચન; તે સુણીને બોલીઆ મારૂતિ, થઈ મન માંહે પ્રસન્ન. ૨ રાગ મારૂ બોલીઆ પ્રસન થઇ હનુમંત,કહ્યું બ્રહસ્પતિને વૃતાન્ત; રામ બંધુ પુત્ર સૈન્યાય, તે સરવે પામ્યા છે મુરછાય. ૧૯ લેઇ ઔષધી જાવું જરૂર, માટે ક્યાં કરો મુજને અસુર; એવું

સુણી જે હતી ગિરિ માંહે, હવે ઔષધી આપી ત્યાંહે. ૨૦ લેઈ કરમાં તે પવનકુમાર, આવ્યા સૈન્ય પડયું તે ઠાર; શત્રુઘન પુષ્કળ આદે વિર, અન્ય રાજકુંવર રણધીર. ૨૧ કર્યો ઔષધી કેરો સ્પર્શ, ઉઠયા થઈ સચેત ઉત્કર્ષ; લાગ્યો ઔષધી પવન સમાન, ઉભે સૈન્ય થયું સાવધાન. ૨૨ સરવે પામીઆ સુખ અપાર, વધ્યો હરખ થયો જેજેકાર; મારૂતિને વખાણે સહુ રાય, મુખે ધન્ય ધન્ય કહેતા જાય. ૨૩ વલણ.—ધન્ય ધન્ય કહેતા ઊઠયા સર્વે, ફરી કરવા માંડીઓ સંગ્રામરે; વિરમણિ ને શત્રુઘન, યુદ્ધ કરતા તેણે ઠામરે. ૨૪ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકી નાટકધારાયાં ઉત્તરકાંડે અશ્વમેધીકે ઔષધ્યાતયનાતસૈન્યાસજીવનંનામ પંચ પંચાશતમો ધ્યાયઃ ૫૫

## અધ્યાય ૫૬

રાગ સામેરી—અનીહાંરે વિરમણિ સાથે શત્રુઘન, યુદ્ધ આરંભીયું કરી ક્રોધ મન; અનીહાંરે સામાસામી રાખ્યા છે રથ, મુકે છે બાણ મહા સમરથ ૧ (ઢાળ.) સમરથ શત્રુઘને તદા, અગનાસ્ત્ર મુકીયું બાણ; મેઘાસ્ત્ર સાંધ્યું વિરમણિયે, શાન્તિ થઈ નિરવાણ. ૨ ભરથાનુંજે વાતાસ્ત્ર મુકીયું, મેઘ કીધો દુર; ત્યારે તે સમે પરવતાસ્ત્ર મુકીયું વિરમણિ નૃપ સુર. ૩ શાત્રુઘને વજ્રાસ્ત્ર મુકીયું, નારાયણ મણિ ભુપ; સમાન ઉતર્યા એમ બન્યો, વિઘાયે તદરૂપ. ૪ શિવમંત્ર ભણી પંચ બાણ મુકીઆં, મણિભુપે તેણીવાર; તે રામાનુજને રૂદે વાગીઆં, થયું દુઃખ અપાર. ૫ પછે દત્ત દેવી તણો શર, વૈરી વિદારણ જેહ; શત્રુઘને તવ મુ-

કીયો, મણિભુપ ઉપર તેહ. ૬ તે રૂદ્રે વાગીઆ રાયને, પડયો થઈ તદા ગતિ ભંગ; એમ વિજે પામીઆ શત્રુઘન, રાખ્યો ઘણો રણરંગ. ૭ વળી સૈન્ય સહુ મુર્છિત કર્યું, મુર્છાસ્ત્ર મુકીયું બાણ; એવો પરાજય જોઈ ભકતનો, કોપે ચઢયા શુધપાંણ. ૮ ત્યાં રથારૂઢ થઈ યુદ્ધ કરવા, ચઢયા છે શિવરાય; તે કરોધથી સહુ દેવ કંપ્યા, મહા પ્રલય જેમ થાય. ૯ મહારૂદ્ર કેરા કરોધની, પ્રગટી તે જવાળ પ્રચંડ; દાઝવા લાગીઆ સરવ જન તે, તેજ વ્યાપ્યું બ્રહ્માંડ. ૧૦ ઘોર સમય વરત્યો તદા, તે ઉભય સૈન્યા માંહે; ત્યારે શત્રુઘન વ્યાકુળ થયા, સહુ ધીરજ ગઈ છે ત્યાંહે. ૧૧ પછે સંભાર્યા શ્રી રામને, ભરથાનું જે તેણીવાર; લોચન સજળ ગદગદ ગિરા, કર્યો આરતનાદ પોકાર. ૧૨ હે દીનબંધુ દયાસિંધુ, પ્રણુત દુઃખમોચન; વહારે ધાજો અમારી, રઘુપતિ કમળલોચન. ૧૩ હે રામ રામ રમાપતિ, સંકટહરણ સ્વામીન; વિહારી સરજયુ તિરના, રઘુવીર જુગજીવન. ૧૪ એમ સ્મરણ કરતાં માત્રમાં, પ્રગટયા ત્યાં ભગવાન; લાવણ્ય કોટી મનોજ તન, ઘનશ્યામ રૂપ નીધાન. ૧૫ બેઠા હતા દીક્ષિત થઈ પ્રભુ, જેવા સરજુ તિર; તે સ્વરૂપે પ્રગટયા ત્યાંહાં, સૈન્યમાં શ્રી રઘુવીર. ૧૬ દીક્ષિત રામે સરવને, આપ્યાં તદા દરશન; કર થકી નાખી શસ્ત્ર પાયે, પડયા પંચવદન. ૧૭ પછે કર ગ્રહી ઉઠાડયા શિવને, ભેટીઆ શ્રી રામ; કરજોડી સ્તુતિ કરી શિવે, સુણો પુરણકામ. ૧૮ હે નાથ મેં આપ્યું હતું, મણિભુપને વરદાન; તે વચન મારૂં પાળીઉં, કર્યું સત્ય શ્રી ભગવાન; ૧૯

એવું કહી મણિરાયને, સકુટુંબ તેણીવાર; દરશન કરાવીઆં રામનાં, વરત્યો જેજેકાર.૨૦વળી શત્રુઘન હનુમંત આદે, મળ્યા શ્રી રણધીર; પછી સન્ય સર્વે ઊઠાડયું, કરી કૃપાદ્રષ્ટિ રઘુવીર ૨૧.રાય વિરમણિએ રાજયવક્ષિમ, દેહ કુટુંબ પરિવાર; રામાર્પણ સર્વે કરી, પાયે નમીઓ તેણીવાર. ૨૨ પછી રાયના સુત રૂકમાંગદને, આપીઉં રામે રાજ; મણિભુપે સેવા બહુ કરી, સંતોષ્યો સરવ સમાજ.૨૩ વળી શત્રુઘનને ધીરજ આપી, પોતે શ્રી ભગવાન; પછી સદાશિવ શ્રી રામ બન્યો, થયા અંતરધ્યાન. ૨૪ તે શત્રુઘન પાસે રહ્યો, દેવરાજપુરનો નાથ; અશ્વરક્ષા અર્થે ચાલીઓ, સેન લેઈને સાથ. ૨૫ આખ્યાન એ મણિભુપનું, જે સુણે નર ને નાર; તેનાં સરવ સંકટ દુ:ખટળે, કરે કૃપા દેવમોરાર. ૨૬ વલણ--કરે કૃપા તેને મોરારી, હરે દુ:ખ સંકટ સમુદાયરે; કહે દાસ ગિરિધર સુણો શ્રોતા, રામાશ્વમેધ કથાયરે. ૨૭ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટક ધારાયાં ઉત્તારકાંડેઅશ્વમેધીકે મહાદેવ પ્રતિજ્ઞા પાલનાર્થેશ્રી રામાવિર્ભાવોનામષટ્ પંચાશતમોધ્યાય: ૫૬

# અધ્યાય ૫૭

રાગ સુરતી મહિનાની ચાલ.--દેવરાજપુરથી પછી, ચાલીઓ યજ્ઞ તોખાર; પુંઠળ સરવ ભુપતિ, સાથે સૈન્ય અપાર. ૧ ભરતખંડ માં હે થઈ,નિકળ્યો આગળ ત્યાં હે;સહુ દેશ ઓળંગીને આવિઓ, હિમકુટ ગિરિ જયાંહે. ૨ તે પરવત ઉંચો અતિ ઘણો, વિસ્તાર યોજન એક; વન રસિક રળિયામણું,

વૃક્ષ વિશાળ વિષેક. ૩ કેશુ કદંબ ને કદળી, શાલ ને તાલ ત-
માલ; ધાત્રી અશોક ને આમલી, લીમ લવીંગ રસાળ. ૪
બકુલ મંદરા ને માલતી, ચંદન ચંપક છોડ; બીલી બદામ
બદ્રી ઘણી. દાઢમ દ્રાક્ષ અખોડ. ૫ નાગ પુન્નાગ ઈલાયચી,
ચારૂ ચીરોજી ખજુર; જાઈ જુઈને કેતકી, સીતાફળી રસપુર.
૬ મુચકુંદ મરૂવો ને મોગરો, કેવડો ફણુસ નારંગ; શતપત્રી
ને શેવંત્રી, વધી રહ્યા વેણુ ઉતંગ. ૭ સાગ શીશમ ને સરગવો,
શ્રીફળી સુખડ સાર; વડ પીંપળ પાને કરી, કરમદી કરે કલાર.
૮ ઘુલર ગુંદી ને ગેગડી, રાયણુ રાતી ચોળ; લલિત લતાઓ
ભુમી લળી, ત્રિવિધી પવન ઝકોળ. ૯ તે વનમાં એવી ફુલી,
વનસ્પતિ ભાર અઢાર; સદા વસંત સોહામણો, બોલે છે પક્ષિ
અપાર. ૧૦ હંસ કારંડવ કોકીલા, ક્રીડે કળાકર કીર; મધુકર
ગુંજે અતિ ઘણા, ચાલે સુંગધી સમીર. ૧૧ એવા તે વનમાં
આવિઓ, રામનો યજ્ઞ તોખાર; ઓચિંતો સ્થંભી રહ્યો પ્રથ્વી
ઊપર તેણીવાર. ૧૨ ચારે ચરણુ ચોંટી રહ્યા, હાલે ન ચાલે
એહ; રક્ષક જોઈ વિસ્મે થયા, પ્રગટયો મન સંદેહ. ૧૩ ત્યારે
શત્રુઘનને ચિંતા થઇ, સ્થંભ્યો કેમ કેકાણુ; અનેક ઉપાય કર્યા
પણ, ચાલે નહિ નિરવાણ. ૧૨ પછે મારૂતીએ નિજ લાંગુલ.
વિંટયું અશ્વને અંગ; ખેંચે ઘણું ખંખારીને, તોય ના હાલે તુ-
રંગ. ૧૫ ત્યારે શત્રુઘને ત્યાં સુમંતને, પુછીયું તેણીવાર; કો
મહા પુરૂષ અહીં હોય તો, પુછીયે તેને વિચાર. ૧૬ ત્યારે સે-
વકને ત્યાં દોડાવિઆ, ચારે દીશાએ સુમંત; રહેતા હતા તે વ-

નમાં, શૌનક મુનિ મહાનંત. ૧૭ અનેક મુનીના મંડળ માંહે, શોભતા શૌનક તેહ; હરિનાં ચરિત્ર વખાણતા, આત્મનીરૂપણ જેહ. ૧૮ એવા મુનીને જાણી કરી, કરવા ચાલ્યા દરશન; રાજમંડળી લેઈને, ત્યાં ગયા શત્રુઘન. ૧૯ વલણ—શત્રુઘન લેઇ રાજમંડળ, આવ્યા મુનિવર પાસરે; પ્રદક્ષણા કરી પાયે લાગીઆ, ત્યારે મુનીએ દીધી આશરે. ૨૦ ઇતિશ્રીરામચરિત્રે સંમતવાલ્મિકીનાટકધારાયાંઊત્તરકાંડેઅશ્વમેધીકેશૌનકાશ્રમેઅશ્વસ્થંભનંનામસપ્તપંચાશતમોધ્યાય: ૫૭

## અધ્યાય ૫૮

રાગ આશાવરી—હવે શૌનકમુનીને પાયે લાગીઆ, શત્રુધ્ન આદે નરેશ; આદર કરી સહુને બેસાડયા, કુશળ પુછીયું મુનેશ. ૧ ત્યારે સકળ વૃત્તાંત કહ્યું શૌનકને, શત્રુઘને તેણીવાર; કહો મા'રાજ કેમ સ્થંભ્યો અમારો, યજ્ઞ તણો તોખાર. ૨ એવાંવચનસુણી શૌનકમુનિ બોલ્યા, ધ્યાન કરીને મન; અશ્વ સ્થંભિઓતેનું કારણ કહું, તે સાંભળો શત્રુઘન. ૩ગૌડદેશમાં કાવેરી ત્રઠ, તપ કરતો દ્વિજ એક; સાત્વીક એવું નામ જ તેનું, કરીયુ કષ્ટ વિષેક. ૪ પછી કાળે કરીને મરણ જ પામ્યો, સાત્વીક બ્રાહ્મણ જેહ; દીવ્ય રૂપ ધરી વિમાન બેશી, ગયો સ્વર્ગમાં તેહ. ૫ તે તપના પુન્ય પ્રભાવે કરી, ભોગવે મનગમતા ભોગ; અનેક અપછરા સાથેરમતો, પામ્યો સુખ સંજોગ. ૬ તે એક સમે વિમાનમાં બેશી, સંગ લેઈ ઘણી નાર; મેરૂના શિખર ઉપર તે આવ્યો, જેની છે શોભા અપાર. ૭ જયાંનુ-

વૃક્ષની તળે બેઠો,જ્યાં જાંબુવતી સરિતાય;સ્રીયો અનેક સા-થે કરતો, નીશંક થઈ ક્રીડાય. ૮ ત્યાં મુની કેટલા બેઠા તેની, લાજ ધરી નહીં મન; વળી અવગણુના કરી સકળ વિપ્રની, બોલીઆ વ્યંગ વચન.૯ ત્યારે મુનીવર ક્રોધ કરી બોલીઆ, અલ્યા નીરલજ અસુર સમાન; આસુરી બુદ્ધિ તેં કરી માટે, અસુર થજે અઘવાન. ૧૦ એવો મુનીએ શ્રાપ દીધો તતક્ષણુ, થયો રાક્ષસ તેણીવાર; પછી કરજોડીને અનુગ્રહ પુછીઓ, મુ-નીવરને નીરધાર. ૧૧ ત્યારે માનુભાવ મુની કહે અલ્યા, જઈ રહે હીમગિરિ વન માંહે; શ્રી રામચંદ્રનો યજ્ઞતુરી તે, ફરતો આવશે ત્યાંહે.૧૨ત્યારે સ્થંભન કરજે તેહ તુરી,તું જુક્તિ કરી તે ઠાર; હનુમંત રામચરિત્ર ગાશે, પામીશ તવ ઉદ્ધાર. ૧૩ સુણો શત્રુઘન તે શ્રાપથી, રાક્ષસ થયો નીરવાણુ;આ વન વિષે આવી રહ્યો, તેણે સ્થંભાવ્યો કેકાણુ. ૧૪ માટે મારૂતી પાસે રામકથાનું, ગાન કરાવો સાર; તે શ્રવણુ કરીને શ્રાપ મુકાશે, ચાલશે તોખાર.૧૫એવાં વચન સુણી શત્રુઘન બોલ્યા,શૌનક પ્રત્યે વાણુ; અરે મ'રાજ એ વિપ્ર સાત્વીક, મહા તપસ્વી જાણુ.૧૬તે રાક્ષસયોની પામ્યો ક્ષણુમાં,નીવરત્યો તપ મહી-માય;એ કરમતાણી જે ગહન ગતિ તે, કહો મુને મુનીરાય.૧૭ જે કર્મવિપાકે કરીને પ્રાણી,નર્ક સ્વર્ગને પામે;તે કારણુકહો વિસ્તારી, જે થકી સંદેહ સકળ વિરામે. ૧૮ વલણુ—સંદેહ જાયે મન તણો, કહો કરમ ગતિ ધારરે; એવાં શત્રુઘનનાં વ-ચન સુણી, બોલીયા શૌનકમુની તણીવારરે. ૧૯ ઈતિશ્રીરા-

મચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેશત્રુઘનશૌનક સંવાદેરાક્ષસપુર્વજન્મકથનંનામઅષ્ટપંચાશતમોધ્યાયઃ૫૮

## અધ્યાય ૫૯

રાગ બીલાવર—શૌનકમુનિ તવ બોલીઆ વાણ, સુણો શત્રુઘન ચતુરસુજાણ; જે હરણ કરે પર ત્રિયા પર ધન,તેને જમના દુત કરે બંધન. ૧ તેને નાખે તામીશ્ર નર્ક મોઝાર, એક સહસ્ત્ર વરસ દુઃખ સહે અપાર; પછે શુકર યોની પામે તેહ, એવું પાપ કરે નર જેહ. ૨ જે ભુતદ્રોહ કરી ઊદર જ ભરે, નીજ કુટુંબનુ પોષણ કરે; અંધ તામીશ્ર નર્ક જેનું નામ, તે જીવને નાખે તેણ ઠામ. ૩ ક્લેશ પામે ત્યાં પ્રાણી ઘણું, એવું ફળ ભોગવે તે તણું; જે નર જંતુબંધન કરે, દુઃખ દેઈ તેનું વીત્તહરે.૪ રૈ રૈ નર્કમાં જાયે તેહ,દુઃખ પામે પાપીજનજેહ; જે નિંદે તીરથ ને વેદ પુરાણ, ગૌ બ્રાહ્મણ ભક્ત દેવને જાણ ૫ તેને નાખે કાળ શત્રુ નરક મોઝાર, એક સહસ્ત્ર યોજન તેનો વીસ્તાર;તે સહસ્ત્ર વરસ લગી ભોગવે દુઃખ,એવો ખળ નિંદક નવ પામેસુખ. ૬જે યોગ્યદંડ કરે થઇ ભુપ,વાડંડે ભકતદ્વિજ સાધુરૂપ; તેને શુકરમુંગી નરક મોઝાર, નાખીને મારે ઉપર માર.૭ કઠોર ડાઢ જમદુત જ તણી, તેમાં વેદના પમાડે ઘણી; જે ગૌ બ્રાહ્મણની વૃત્તિ હરે, તે અંધકુપ નરકે સંચરે. ૮ જે પરસ્વ હરણ કરે પાપીષ્ટ, નવ અરપે બ્રાહ્મણ સાધુ ઈષ્ટ; પોતે મધુર અન્ન ભક્ષણ કરે, તે ક્રુમી ભોજન નરકે સંચરે. ૯ જે સુવરણ મણી ચોરે પરકમાં, તેને નાખે દુષ્ટનામા નરકમાં; જે

પંક્તિભેદ કરે અતી ઘણું, કરે પોષણુ નીજ દેહ જ તણું. ૧૦
તેને કુંભીપાક નાખે તતકાળ,માંહે તસ તેલની આવે જવાળ;
જે વેદપંથ માથે પગ ધરે, ચંડાળ સ્રીશું ગમન જ કરે. ૧૧
લોહ સ્થંભ તસ સાથે તે જન, કરાવે તેશું આલિંગન; વળી
વઈતરણીમાં તે અંશનો, કરાવે ભક્ષણુ રકત માંસનો. ૧૩ જે
દંભે કરીને લોકને વાય, ધુતીને તેનું સરવસ ખાય; વૈશાસન
નરકને પામે તેહ, પછી પામે તે ચંડાળનો દેહ. ૧૩ જે વૃશલી
સાથે ગમન જ કરે, તે પુયનામા નરકે સંચરે;જે રજસ્વળાશું
રમે અજ્ઞાન, તેને રેતકુંડમાં કરાવે પાન.૧૪ જે લુંટે ગ્રામ લ-
ગાડે લાહે, તેને નાખે અગ્નિકુંડ જ માંહે;જે કપટ કરી વીખ દે
પાપીષ્ટ,તે જીવને અશાન કરાવે વિષ્ટ.૧૫ કુડી સાખ પુરે જે
જન, અધોમુખીનર્કમાં થાયે પતન;જે ગુરૂને તિરસ્કારજ કરે,
વા બ્રાહ્મણુ ભકત નો દ્રેશ જ ધરે.૧૬ ડંસ કરેતેનેવીંછી સ્વા-
ન,પડે અશીપત્રનરકે અજ્ઞાન;જે પરનો ધર્મ નિંદે અતીઘણું,
કરે અભીમાન આચારજ તણું. ૧૭ તે નીચ યોની અવતરે
કાકા,શ્વાન શુક ને વીડાળ વરાક;જે જીભ્યાને સ્વાદે કરેસુરા-
પાન, તેને જમ લોહરસ પાયે નિદાન. ૧૮ જે જીવ અભક્ષા
ભક્ષણુ કરે, અગમ નાગમન કર્મ આચરે; તે પડે અધો મુખી
નરકમોઝાર,વળી જમ કીંકર ઘણો મારે માર.૧૯વિશ્વાસઘાત
જે પ્રાણી કરે, તે શુળમુખી નરકે સંચરે; જે રૂડા પુરૂષનું ભુંડું
ચહાય, તે સર્પડંશ નરકમાં જાય. ૨૦ એ વીન નરક ઘણાં છે
જેહ, પાપી જીવ ભોગવે તેહ; શૌનક કહે સુણો શત્રુઘન, એ

પાર ન આવે કરતાં કથન. ૨૧જેવું કર્મ તેવું ફળ ભોગવે,જ-
ન્મ ધરી સુખ દુઃખ જોગવે; પાપ તણું ફળ દુખ જાણજો,
પુન્યનું ફળ સુખ પ્રમાણજો. ૨૨ એવું બોલીઆ જ્યારેશૌનક
મુન્ય, તે સુણીને પુછે શત્રુઘન; શે પાપે કરી દુખ રોગ જ
થાય, તે માનુભાવ કહો મુને કથાય. ૨૩ વલણ—તે કથા કહો
શે પાપે કરી, દુખ રોગ થાયે તનરે; એવાં શત્રુઘનનાં વચન
સુણી, પછે બોલીયા શૌનક મુન્યરે. ૨૪ઇતિશ્રીરામચરિત્રેસં-
મતવાલ્મિકીનાટકધારાયાંઊત્તારકાંડેઅશ્વમેધીકેશૌનકશત્રુ-
ઘનસંવાદેકર્મવિપાકકથનંનામએકોનશષ્ટિતમોધ્યાય ૫૯

## અધ્યાય ૬૦

દોહા—હવે શૌનક મુનીવર બોલીઆ, સુણો રઘુપુંગવ રણ-
ધીર; પુરવ પાપે પ્રાણીને, આવે રોગ શરીર. ૧ તમને તેનો
ભેદ કહું, અનુક્રમ કરીને આજ; નિષ્ચે કરમ વિપાકનો, મન
ધરજો મહારાજ. ૨ (ચોપાઈ.) પુરવે જે મદપાની જંત,તેના
હોયે કાળા દંત; અભક્ષા ભક્ષ જે જન કરે, ગુલ્મ રોગ ઉદરે
વિસ્તરે. ૩ ઉત્તર મુખે કરે ભોજન પાન, તેનું ઉદર હોયે ક્રમી-
વાન; મંઝારાદીકનું સ્પરસ્યું અન્ન, તેને જે જન કરે આસન.
૪ તેને કુખે દુરગંધી હોય,તેની પાસે ન બેસે કોય; ગંકિતભે-
દથી ભોજન કરે, તેનેઉદર વાયુ વિસ્તરે.૫ કરે વિઘન ભોજન
સંજોગ, તેને થાય અજીરણ રોગ; થઈ ધનવંત દાન નવ કરે,
મંદાગ્નિ તેને ઉંદરે. ૬ છાહારોગી વિખ દનાર, વાત પડાપદ
રોગી અપાર; સુન્ય વાદી અંગે કફ વાત, અતી વિષયની

નિરબળ જાત. ૭ જે સરવ જન પરિતાપાં મુળ, તેના ઉદરમાં આવે શુળ; જે અગ્નિ લગાડે વન મોઝાર, તેને થાયે રોગ અતિસાર. ૮ દેવ જળાશયે કરે મુત્ર વિષ્ટ, હોય તેને ઉદર બંધ કીષ્ટ; ગરભપાત કરે જન જેહ. વંઝાદોષ ભોગવે તેહ. ૯ જે સજનવંચી ચોરી ખાય, તેને ઉદરે ચુંક જ થાય; પ્રતિમા ભંગ કરે જે જન, પ્રતિષ્ટા રહિત થાયે તેનુ તન. ૧૦ જે સત્ય વચન ખંડી કરે વાદ, પક્ષે બોલે તજી મરજાદ; ત્યાગ દેખાડી ભોગવે ભોગ, પક્ષાઘાત થાયે તેને રોગ. ૧૧ જે જુવે એક સ્વારથ દ્રષ્ટે ઘણું, એક નેત્ર થાયે તે તણું; જેના નેત્રમાં દ્વેષ જ ઘણો, સહી ના શકે સદગુણુ કો તણો. ૧૨ જુવે જાર તસ્કર અભિપ્રાય, નેત્રહીણુ તે અંધ જ થાય; બ્રાહ્મણુ દેવનું ચોરે ધન, તેનાં ગળી જાય હસ્ત ને તન. ૧૩ ત્રાંબુ ચોરે રકત વિકાર, પાંડુ રોગ કાંસુ હરનાર; પીંગટ મુરધની પિતળ ચોરે, તિલ ચોરે ત્રિયાજ્વરનું જોર. ૧૪ કંચન ચોરે કુબડો થાય, રજત ચોરની સ્વેત જ કાય; વાત રોગ તલ તસ્કરે, અન્ન ચોરે તે ભુખે મરે. ૧૫ નગ્ન ફરે જે ચોર વસ્ત્રનો, છીદીત તન ચોરક શસ્ત્રનો; અસત્ય બોલે તો થાય બોબડો, રૂપ માની હોય કુબડો. ૧૬ પિતા પત્નિશું રમે જે જન, લિંગ રહીત થાયે તેનુંતન; ગુરૂપત્નીશું ગમન જ કરે, મુત્રકૃચ્છ તેને વિસ્તરે. ૧૭ કન્યાગમન કરે નર જેહ, રકતદુષ્ટ થાય તેનીદેહ; ગમન કરે જે ભગની સંગ, ગજકરણુરોગથાય તેને અંગ. ૧૮ ભ્રાત પત્નિીશું જાર જ રમે, ગુલ્મકુષ્ટરૂજ તેને દમે; સ્વામીની ગમન કરેજે જન, ફેદુ

રોગ થાયે તેને તન. ૧૯ પિતુ ભગની જે જન ભોગવે, ભગેંદ્ર રોગ તે જન ભોગવે, માતુલપત્નિશું રમે રંગ, જુઠું થાય તેનું વામ અંગ. ૨૦ પિતાબંધુ પત્નિ સંજોગ, તેને હસ્ત થાયે વારંવાર પતરોગ; મીત્ર નારીશું રમે જે જાર, મરતપત્નિ થાયે વારંવાર. ૨૧ હરશ રોગ થાયે ગોત્રગમન, પુંશ્ચલ્લીપતી વિસ્ફુટીક તન; પુત્ર સ્ત્રીશું રમે અનુકુળ, મંદ મંદ આવે અંગશુળ. ૨૨ તપસ્વિનીશું કરે જે સ્નેહ, તેને નિશ્ચે થાય પ્રમેહ; પશુયોનીશું ગમન જ કરે, તે પ્રાણી ભોગ વિષે નવ ઠરે. ૨૩ જે વેષ દેખાડી ધુતી ખાય, તેને રોગ જળંધર થાય; જીવ તણી જે હિંસા કરે, તે પ્રાણી નરકે સંચરે. ૨૪ એટલા દોષ સંક્ષેપે કહ્યા, એ વિન અન્ય ઘણા એક રહ્યા; કથન કરતાં નાવે પાર, માટે કિંચીત કર્યો વિસ્તાર. ૨૫ નર નારી જે કૃત્ય આચરે, તે દુખ પામે રોગે મરે; હે શત્રુઘન શૌનક ભણે, સર્વ જંતુ વશ કરમજ તણે. ૨૮ જેની રૂડી દેહ આકૃતી, રૂડા ભોગ ને રૂડી મતિ; શુભાચરણુ સુખ પરમાણજો, તે પુન્યવાન પ્રાણી જાણજો. ૨૭ જેનું કરૂપ ને દેહ રોગીષ્ટ, દુખી દરીદ્ર કુમતિ પાપીષ્ઠ; પણ સર્વ પાપનું પ્રાયશ્ચિત એક, શ્રી રામનામ મહા મંત્ર વિવેક. ૨૮ કોટી કર્મ એથી મુકાય પાપ તણી મતિ સહુ ટળી જાય; હરિથી જે જીવ વિમુખ થઈ ફરે, તેને તીરથ પાવન નવ કરે. ૨૯ લેતાં નારાયણનું નામ, પામે ધર્મ અર્થ મોક્ષ ને કામ; તે માટે સુણો શત્રુઘન, માનો અમારૂં સત્ય વચન. ૩૦ અશ્વની પાસે જઈ ગુણવાન, રામચરિત્ર કરાવો ગાન; તેથી અસુરનો

થશે ઉદ્ધાર, તતક્ષણ ચાલશે યજ્ઞ તોખાર. ૩૧ એવું સુણી રીપુસુદન રાય, શૌનક મુનિને લાગ્યા પાય; આજ્ઞા માગી આવ્યા ત્યાંય, અશ્વ યજ્ઞનો થંભ્યો જ્યાંહ. ૩૨ હનુમંતે ગાન કર્યું તેણીવાર, તવ રાક્ષસ તે પામ્યો ઉદ્ધાર; દીવ્યરૂપ તે વેળા થયો, વિમાનબેસીનેસ્વરગે ગયો. ૩૩ તતક્ષણ ચાલ્યો યજ્ઞ તોખાર, કરતા સરવે જયજયકાર; ઈતિશ્રી પદ્મપુરાણ મોઝાર પાતાળખંડે વર્ણવી નીરધાર. ૩૪ રામાશ્વમેધ તણી જે કથાય અડતાળીશમો એ અધ્યાય; શેષે વાત્સાયણને કહી, શૌનકથી શત્રુઘન લહી. ૩૫ નિશ્ચે કરમવિપાક જ તણો, નામ તણો મહીમા અતિ ઘણો; તેહ કથા પ્રાકૃતમાં કરી, શ્રોતાજન બોલો શ્રી હરી. ૩૬ ઈતિ શ્રી રામચરિત્રે સંમત વાલ્મિકી નાટક ધારાયાં ઉત્તર કાંડે અશ્વ મેધીકે શૌનક શત્રુઘન સંવાદે કર્મ વિપાક કથનં નામ ષષ્ટીતમો ધ્યાય: ૬૦

## અધ્યાય ૬૧

રાગ ધનાશ્રી—ત્યાં થકી ચાલ્યો યજ્ઞ કેકાણજી, સકળ સૈન્ય તેની પુંઠળ જાણજી; સેવા ઘણી કરતા તે અશ્વની દાસજી, એમ કરતાં આવ્યો હીમાચળ પાસજી. ૧ (ઢાળ.) હીમાચળ પરવતની પાસે, આવ્યો યજ્ઞતોખાર; ત્યાં કુંડળપુર નામે નગર, મહા રમ્ય શોભા સાર. ૨ ત્યાં આદીતીના કરણનાં, કુંડળ પડયાં તે ઠામ; તે માટે એ નગરનું, પાડયું કુંડળપુરએવું નામ. ૩ ત્યાં સુરથ નામે રાય છે, શ્રી રામનો મહા ભકત; વળીસત્યવાદી ધરમપાળક, જાણે સરવે જગત. ૪ તે રાય કેરા રાજયમાં

સત્યવાદી પ્રજા મહા ધર્મિષ્ટ; સ્વધરમ પાળે વરણુ ચારે, કો નહિપાપીષ્ટ. ૫ પરદ્રોહ પરત્રિયા પરનીંદા, પર દ્રવ્ય પરહેલન તેની વાસના નવ થાય સ્વપ્ને, એવાં નિરમળ મન. ૬ અકાળ મૃત્યુ મરણુ નહીં, કોને ન પીડા રોગ; દુખી દરિદ્રીનહી કો પુર-માં, ભોગવે મહાં ભોગ. ૭ યમલોકમાં કોઇ જાય નહી, એવાં પુન્ય પ્રાણી ત્યાંહે; આયુષ્ય પુરણુ ભોગવી, જાયે વિષ્ણુલોક જ માંહે. ૮ એક સમે યમને કહ્યું, દુત સુરથ કેરૂં ચરિત્ર; ત્યાં અમારો અધીકાર નહીં, સહુ પ્રજા પુન્ય પવિત્ર. ૯ તે સુણી યમ આશ્ચર્ય પામ્યા, થયો સંદેહ ત્યાંહે; મુનિવેષ ધરીને ધર્મ આવ્યા, કુંડળપુરની માંહે. ૧૦ તે સુરથરાયની સભામાં, યમ આવિયા તેણીવાર; ત્યારે ભુપ ઉઠી થયો ઉભો. કર્યો બહુ સ-તકાર. ૧૧ સિંહાસન પર બેસાડી, ભુપે કરી પુજાય; મસ્તક નમાવી સ્તવન કીધું, બોલીયો પછે રાય. ૧૨ હે મહા પુરૂષ તમો પધાર્યા, કરવા મુને પાવન; સતસંગ સમ ત્રીલોકમાં, નથી લાભ બીજો અન્ય. ૧૩ માટે હરિકથાનું સ્મરણ સુજને, કરાવો મહારાજ; જેથી ટળે મહા પાપ જનનાં, થાય સરવે કાજ. ૧૪ ત્યારે યમ હશીને બોલીઆ, એમ શું કહો રાજન; એ હરી તે વળી કોણુ છે, તેની શી કથા કીરતન. ૧૫ હરીકથા શ્રવણુથકી, તમારૂં શું થાશે કલ્યાણુ; નિજ કરમથી સંસાર સહુ, ભોગવે સુખ દુખ જાણુ. ૧૬ પાપે કરીને નરક પામે, પુ-ન્યે સ્વરગે જાય; એમ કર્મને વશ જીવ સહુ તો, હરી થકીશું થાય. ૧૭ કર્મે કરી બ્રહ્મા થયા, સત્ય લોક પામ્યા તેહ; કરમે

કરીને સુરપતિ, સ્વરગનો રાજા જેહ. ૧૮ માટે યજ્ઞ યાગ કરી તમો, નૃપ કરો દેવ પ્રસન્ન; તેણે મનવંછીત સુખ પામશો, જઈ રહેશો સ્વરગ સદન. ૧૯ માટે હરી કથાથો શ્રે તમારૂં, થવાનું શું રાય; જો કામ કર્મ કરો સદા, ભોગવો સુખ સમુદાય. ૨૦ એવાં વચન સુણી યમ રાજનાં, મન ખેદ પામ્યો ભુપ; મહા ક્રોધ કરીને બોલીયો, અલ્યા મુરખ બ્રાહ્મણરૂપ. ૨૧ ઉત્તમ જન્મ ધીકકાર તારો, ધીકક છે તુજને ધર્મ; તું હરી તણી નિંદા કરીને, શ્રેષ્ટ માને કર્મ. ૨૨ અલ્યા વિચારી જો વાત ઉંડી, શું બકે જેમ તેમ; તું કર્મ જડ કર્મને માને, મોક્ષ થાશે કેમ. ૨૩ અલ્યા સ્વર્ગાદીક જે કર્મનાં ફળ, નાશવંત નિશેધ; ક્ષિણપુન્ય મૃત્યુલોકે, પડે એમ કહે વેદ. ૩૪ વળી સ્વરગનાવિષે ભોગને, તું વખાણે અનુકુળ; પણ ઈન્દ્રને શુકર તણું, સુખ તે સમે સમતુલ. ૨૫ વળી ઈન્દ્ર બ્રહ્મા આદ્ય સરવે, આશાશ્વત છે જાણ; અક્ષર અખંડ હરીતણું, પદ સદા સુખ નિરવાણ. ૨૬ ભગવાનની ભકિત થકી, થયા મુકત જીવ અપાર ધ્રુવ પ્રેહેલ્લાદ વિભીષણ પામ્યા, અખંડ પદ નિરધાર. ૨૭ શ્રી વાસુદેવનો ત્યાગ કરી જે, ઊપાસે અન્ય દેવ; મતિમંદ ગંગા ત્રઠ તૃષિત જઈ, કુપ વણાવે એવ. ૨૮ વળી તીરથ વૃત જપ હોમ તપ, મુખ યોગ અધ્યયદાન; તે આચરતાં હરી નામ લે તો, સફળ થાય નિદાન. ૨૯ શ્રીનારાયણનાનામવિન, આચરે સાધનજેહ; ઉગરેતેનેકેવળ શ્રમ, તુ સાવધાતી તેહ. ૩૦ અચ્યુતને અર્પણ કર્યાં, કરે કૃતિ અજ્ઞાન; તેસમ્યક ફળ નવ પામે, જેવું ભસ્મમાં અવદાન. ૩૧

ભકિત કલ્પતરૂ કામ ધુક, ચિંતામણીથી વરીષ્ટ; તે ઈચ્છિત આપે સરવ સુખ, વળી સદા અખંડ બળીષ્ટ. ૩૨ એવા હરી તણી નિંદા કરે જે, કર્મવાદી મુઢ; એમ કીંકર નાખે નરકમાં, તેને માર મારે ગુઢ. ૩૩ શું કરૂં જો તું વિપ્ર છે, માટે ધરૂં પાછો પાય; નહી તો બાંધી મારૂ માર તુજને, કરૂં ઘણી શિક્ષાય. ૩૪ તારૂં મુખ દેખાડીશ નહી મુને, તેં ઘણી કરી નિંદાય; એને કાઢી મુકો પુર થકી, કરી સેવકને આજ્ઞાય. ૩૫ એવી ટેક જોઈ રાજા તણી, ને થયા ધરમ પ્રસન્ન; પછી પ્રગટ કીધું રૂપ પોતે, પામીઆ સહુ દરશાન. ૩૬ અરે ભુપતિ તું માગ્ય વર કંઈ, મારી પાસે આજ; જે ઈચ્છા હોયે મન વિષે, તે પુરૂ મનોરથ કાજ. ૩૭ હું ધરમવાસી સ્વરગનો, આવ્યો જોવા તુજ પરિક્ષાય; ધન્ય ધન્ય છે તુને ભુપતી, કુળ ધન્ય માત પિતાય. ૩૮ તુજ દરશને થાયે પતીત પાવન, પામે મોક્ષ નીદાન; તારી ભકિત જોઈ થયો પ્રસન્ન હું, માટે માગ્ય તું વરદાન. ૩૯ ત્યારે સુરથ કહે શ્રી રામજીનાં, પામુ હું દરશન; ત્યાં લગી મારીદેહ પડે નહીં, સુણો યમ રાજન. ૪૦ મુજ પુર વિષે યમ યાતના નહી, સરવ પામે સુખ; વળી શોક રોગ વિયોગ નહી, ભોગવે નહી કો દુખ. ૪૧ એવાં વચન સુણી રાજા તણાં ને, થયા ધરમ પ્રસન્ન; અસ્તુ કહી નિજ લોકમાં, પછી ગયા યમરાજન. ૪૨ એવો સુરથ રાજા સત્યવાદી, ભકત હરીનો જાણ; તે પુર તણા ઉપવન વિષે, આવ્યો યજ્ઞ કેકાણ. ૪૩ સેવકે જઈ કહ્યું રાયને, ત્યારે હરખ્યો મન અપાર; શ્રી રામચંદ્રનાં થશે

દરશાન, કર્યો એમ વિચાર. ૪૪ પછી અશ્વ બાંધ્યો ભુપતિ, વજડાવિયાં નિશાન; રણસ્થંભ રોપ્યો યુદ્ધ કરવા, સુર થયા સાવધાન. ૪૫ વલણ—તે સુર થયા સાવધાન સરવે, બાંધીઓ યજ્ઞ તોખારરે; ત્યારે શત્રુઘને સુમંતને, પુછીયું તેણીવારરે. ૪૬ ઈતિશ્રી રામચરિત્રે સંમતવાલ્મિકી નાટક ધારાયાં ઊત્તાર કાંડે અશ્વમેધીકે કુંડળ પુરે અશ્વ ગમન સુરથ્રા પાખ્યા નંનામ એકષષ્ટીતમો ધ્યાયઃ ૬૧

# અધ્યાય ૬૨

રાગ મારૂ—હવે સુમંતને શત્રુઘન પુછે, કોણે બાંધ્યો યજ્ઞ તોખાર;એ ભુપતિનું શું નામ પરાક્રમ,કહો મુજને વિસ્તાર. ૧ ત્યારે સુમતિયે તે સુરથ રાયનું, કહ્યું ચરિત્ર વિસ્તારી; અરે શત્રુઘન એ સમાન નથી, બીજો નૃપ બળધારી. ૨ શ્રી રામચંદનો પરમ ભકત વળી, સત્યસિંધુ રણધીર; છે દશ પુત્ર અતિ બળિયારાયને,રણપંડિત મહાવિર. ૩ રિપુજીતદુરવાર પ્રતાપી, બળ મોહક ચંપક એવ; હર યક્ષ ભુરી દેહ સુરથી, મોદક ને સહદેવ. ૪ એ દશે દીશાને જીતે એવા, પુત્ર દશે બળવાન; વળી તે કરતાં મહા બળિયો કા'વે, ભુપતિ ઈન્દ્ર સમાન. ૫ હું જાણું છું તમો સઘળે જીત્યા, પણ એ નૃપ નહી જીતાય; જો યુદ્ધ કર્યા વિના અશ્વ આપે, કંઈ એવો કરીયે ઉપાય. ૬ માટે શામ દામ ભેદે કરી લીજે,શ્યામકરણ આણીવાર;વળી પુત્રને વિષ્ટિ કરવા,મોકલી એ નિરધાર, ૭હવે મિત્રીતણાં એવાં વચન સુણીને, વિચાર્યું શત્રુઘન, પછે અંગદને પાસે તેડીને,

બોલીઆ હેત વચન. ૮ અરે વિર જા કુંડળપુર, સુરથરાયની પાસ; વિવેક કરીને વિષ્ટિ કરજે, દેખાડી અમારો ત્રાસ. ૯ તું વચન બોલ્યામાં પરમ ચતુર છે, માટે જા નીરધાર; જેમ યુદ્ધ કર્યા વિંન નમે ભુપતી, આપે યજ્ઞ તોખાર. ૧૦ એવાં વચન સુણીને અંગદ ચાલ્યો, સમરી સીતા કંત; કુંડળપુરની શોભા જોઈને, ચકીત થયો બળવંત. ૧૧ પછે રાજ સભામાં આવ્યો તતક્ષણ, પોતે વાળી કુમાર; સુરથરાયે ઘણું માન દેઈને, બેસાડયો તેણીવાર. ૧૨ પછી મધુર વચને ભુપતિ બોલ્યો, કોણ તમો કપિરાજ; કોના પુત્ર શું નામ તમારૂં, આવ્યા છો શે કાજ. ૧૩ ત્યારે અંગદ કહે તમો સુણો ભુપતિ, હું વાળી કેરો તન; શ્રી રામચંદ્રનો કિંકર હું છું, એ મારા સ્વામીન. ૧૪ હું સીતાપતિનો આજ્ઞાકારી, અંગદ મારૂં નામ; તે પ્રભુ કેરો યજ્ઞતુરી, નૃપ આવ્યો આણે ઠામ. ૧૫ શત્રુઘન તે પુંઠળ છે, શ્રી રામચંદ્રના વિર; અન્ય ઘણા પ્રથ્વીના રાજા, સાથે છે રણધીર. ૧૬ અનેક દેશ જીતી લીધા, વશ કીધા સહુ રાય; શ્રી રામચંદ્રનો પ્રતાપ જાણી, ભુપતી નમીઆ પાય. ૧૭ તે શત્રુઘન અહીં આવ્યા છે, ઊતરીયા ઉપવન; અસંખ્ય સૈન્યા સાથે છે વળી, પ્રથ્વીના રાજન. ૧૮ ભરથપુત્ર પુષ્કળ મહા બળિયો, સુગ્રીવ ને હનુમંત; વિભીષણ આદે યોદ્ધ ઘણા તે, કાળનો આણે અંત. ૧૯ ત્યાં વાત સુણી જે સુરથરાયે, બાંધ્યો છે તોખાર; ત્યારે રામબંધુએ મુને મોકલીયો, કહેવા આણે ઠાર. ૨૦ તમો રામચંદ્રના પરમ ભક્ત છો, ધરમ તણા નિજરૂપ;

માટે વિરોધ કરવો ઘટે નહી તમને, જુઓ વિચારી ભુપ. ૨૧ શત્રુઘન મન એમ વિચારે, રામ ભક્ત એ રાય; તે સાથે યુદ્ધ કરીયે તો, હરિદાસ તણો દ્રોહ થાય. ૨૨ માટે અશ્વ આપીને મળો તો સારૂ; વાર નહિ વિરોધ; તે માટે મુજને મોકલીયો, કરવા તમને બોધ. ૨૩ તમે અશ્વ આપીને પાયે લાગો, શત્રુ-ઘનને આજ; સ્વાગત સેવા કરો સર્વની, થાશે રૂડાં કાજ. ૨૪ એવાં અંગદ કેરાં વચન સુણીને, હશીયો સુરથ રાય; અરે વાળીનંદન ધન્ય તુને, તું ચતુર ઘણો કહેવાય. ૨૫ પણ જુવો વીચારી ધરમ અમારો, ક્ષત્રી કેરો આજ; જો યુદ્ધ કર્યા વીન અશ્વ આપું તો, લાગે કુળમાં લાજ. ૨૬ ગુરૂ શિષ્ય સ્વામિ સેવક, વળી પિતા પુત્ર ને વિર; તે ધર્મ રાખવા માટે ક્ષત્રી, યુદ્ધ કરે રણધીર. ૨૭ જો મળવું હોત મારે પહેલું તો, બાંધત [illegible]ને અશ્વ; હવે મારી હાંશી થાયે, જો મળુ મુકી ગર્વ. ૨૮ માટે અંગદ તું જઈ શત્રુઘનને, કહે હવડાં તતકાળ; ભાઈ સાવ-ધાન થાઓ યુદ્ધ કરવા, મુકી આળપંપાળ. ૨૯ તમો રવિવં-શમાં જન્મ ધરી, શું કાયર થાઓ આમ; વળી ક્ષત્રી કેરો મોક્ષ ધરમ છે, કરવો જે સંગ્રામ. ૩૦ અરે અંગદ ચતુરાઈ તારી, જાણી મેં નિરવાણ; પણ યુદ્ધ કર્યા વિન અશ્વ ન આપું, કહેજે સત્ય પ્રમાણ. ૩૧ વલણ—જઈને કહે તું શત્રુઘનને, એમ નહીં આપું કેકાણુરે; એવાં વાયક સુણી સુરથરાજાનાં, પછે અંગદ બોલ્યો વાણુરે. ૩૨ ઇતિશ્રીરામચરિત્રેસંમતવા-લ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેઅશ્વમેધીકેસુરથસભાયાંવિ[illegible]

કર્ણાર્થેઅંગદાગમનંનામદ્વિષષ્ઠીતમોધ્યાયઃ ૬૨

# અધ્યાય ૬૩

રાગ ધનાશ્રી—અંગદ બોલ્યો સુણો રાજનજી, તમો નિરમળ જાણિઆ શત્રુઘનજી; નથી જોયાં તમેએમનાંકામજી, જે ધરમ સ્થાપવા પ્રગટયા રામજી. ૧ (ઢાળ) શ્રી રામ પુરણબ્રહ્મ પ્રગટયા, હરવા ભુમી ભાર; વળી ધરમનું સ્થાપન કરવા, દુષ્ટનો સંહાર. ૨ જેણે માર્યા સબાહુ તાડિકા, ખર દુખર ત્રિશીરા જેહ; વળી રાવણ કેરા કુળ તણો, સંહાર કીધો તેહ. ૩ ને રામના બંધુ શત્રુઘન, મહાબળી રણધીર; જેનું પરાક્રમ શ્રી મુખે, નિત્ય વખાણે રઘુવીર. ૪ જેણે મારિયો રાક્ષસ મયાસુર, યમુના ત્રઠ મોઝાર; દેશ મથુરાં કર્યા નિરભે, સુખી લોક અપાર. ૫ વળી અશ્વરક્ષા અર્થે જીત્યા, પ્રથ્વીના રાજન; તેને નિરબળ કહો તમો, રાય શું વિચારી મન. ૬ એક ભરથજીનો પુત્ર પુષ્કળ, કોણે નવ જીતાય; વળી મારૂતિ મહાવિર જે, કરે કાળને શિક્ષાય. ૭ તો તમારો શો આશારો, ક્ષણ માંહે જીતેભુપ; પણ ભકત જાણી રામના, સત્યવાદી ધરમ સ્વરૂપ. ૮ બાકી યુધ્યે નહી જીતો તમો, રાઘવીને રાજન; માટે અશ્વ આપી પાયે લાગો, માનો મારૂં વચન. ૯ એવાં વાયક વાળીપુત્રનાંસુણી, બોલ્યા સુરથરાય; અરે અંગદ ન હોય રાવણ સભા જે, રોપે જઈને પાય. ૧૦ આ તો યુદ્ધ કરીને જીતવું, સનમુખ રહી નિરધાર; એમ છુટશે નહીં છળ કરે, જાશે તમારો ભાર. ૧૧ મેં દરશન કરવા રામનું, પણ કર્યું સત્યવચન; માટે અશ્વ અમથો

ન આપું,જો પડે મારૂં તન. ૧૨ રણ માંહેમુરછીત કરૂં સહુને, યુદ્ધ થકી તે ઠામ;શ્રી રામને ત્યાં તેડાવું તો,સુરથ મારૂંનામ. ૧૩ કદાપી રણ માંહે જો હું, મરણ પામીશ આજ; તોયે પણ સદગતિ થાશે, રૂડી કીર્તિ કાજ.૧૪મેં મળવા શ્રી રઘુવીરને, કપિ રાખીછે આ દેહ; તે પ્રભુ પણ પાળશે મારૂં,જાણી સાચો સ્નેહ.૧૫સુણ અંગદ એ સત્ય વચન મારૂં,પ્રતિજ્ઞાકરૂં આ-જ;રણ માંહેજીતી સરવને, તેડાવું શ્રીમા'રાજ.૧૬ નથી બો-લતોઅભીમાનથી,હું કહુંનિરમળમન;એ ભક્તવત્સળપ્રભુ, મુજને આપશે દરશન. ૧૭ માટે વાળીનંદન જઈ કહો,તમો શત્રુઘનને એહ; હવે યુદ્ધ કર્યા વિન પામશો નહિ, યજ્ઞ વાજી જેહ.૧૮એવાં નિશ્ચે વચનઅંગદેસુણી,કર્યો સુરથને પરણા-મ; ત્યાં થકી ઉઠી આવ્યો છે, સૈન્ય જેણે ઠામ.૧૯ સહુ સભા સુણતાં શત્રુઘનને,કહ્યું તે વૃતંત; નહિ અશ્વ આપે યુદ્ધ કર્યા વિન, રાય છે બળવંત. ૨૦ આશ્ચર્ય પામ્યા સરવ કો, સુણી સુરથનો સંદેશ; પછી સજ થયા સંગ્રામ કરવા, સકળ સૈન્ય નરેશ. ૨૧ વલણ—નરેશ સહુ સત્વર થયા, યુદ્ધ કરવા તે ણીવારરે;વાજીંત્ર વાગે અતિઘણાં,થાયે શસ્રનો ચળકારરે.૨૨ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેઅ-શ્વમેધીકેસુરથાંગદસંવાદેત્રીષષ્ટીતમોધ્યાયઃ ૬૩

## અધ્યાય ૬૪

રાગ સોરઠ—રાય સુરથ સાથે યુદ્ધ કરવા, ચઢયા શત્રુઘન; છે વીર શુરા વેશ પુરા, પ્રથ્વીના રાજન. ૧ ચતુરંગ દળ હય

ગજ પદાતી, રથ તણો નહિ પાર; ધ્વજા પતાકા ફરફરે, જાણે વિદ્યુતના ચળકાર. ૨ હવે કુંડળપુરપતિ ચઢયો પોતે, સાથેનીજ સૈન્યાય; આગળ ચઢયા દશ પુત્ર શુરા રહ્યા પુંઠળ રાય. ૩ વાજીંત્ર વાગે અતિ ઘણાં તે, ઉભે દળ મોઝાર; મહા જોદ્ધ્ના પદ મહારથી, પૃથ્વી સહે નહિ ભાર. ૪ સિંહનાદ કરતા સૈન્યમાં તે, સામા સામી શુર; એમ સુરથને શ્રી રામનું દળ, મળ્યુ સાગર પુર, ૫ બિરદા વળી બંદીજન બોલે, ઉભે કુળની ખ્યાત; રાગ સિંધુ ગાય ગુણીજન, આલાપી સ્વર સાત. ૬ હવે થવા માંડયું યુદ્ધ પરસ્પર, કરે મારો માર; ઘાય મારે શુર થાયે, શસ્ત્રના ચળકાર. ૭ રથે રથ ને ગજે ગજ, એમ ભડે ભીરૂ જોડ; મહારથી સામા મહારથી, મન સકળ ભરીયા ક્રોડ. ૮ વળી રાયના દશ પુત્ર વઢતા, વિર મહા સમરથ; એક એકના ત્યાં અડયા આવી, સામા સામી રથ. ૯ હવે મોદક સામો કુશધ્વજ વળી, વિમદ ને રિપુજીત; પુષ્કળ ને ચંપક વઢે, સુરથી સુબાહુ અજીત. ૧૦ દુરવાર ને લક્ષ્મિનિધી, બળમોહક અંગદ એવ; પ્રતાપ્રાઢય ને પ્રતાપિ, સત્યવાન ને સહદેવ. ૧૧ હરયક્ષ ને નીલરત્ન રાજા, વઢે તેણીવાર; ભરીદેહ ને વિરમણિ તે, કરે યુદ્ધ અપાર. ૧૨ એમ દશે જાણ દશ પુત્ર સામા, કરે મહા સંગ્રામ; તે સમેનું યુદ્ધ જોઈને, મારથી મુકે મામ. ૧૩ વિમાન બેશી દેવ જોતા, યુદ્ધ તે મહા ઘોર; ભુંબાણુ કરતા મરતા, સ્વર તણો થાય શોર. ૧૪ સુસવાડ ચાલે શર તણી, જેમ આખંડ મેઘની ધાર; ત્રંબાળુ જેમ નગર ગડગડે, અગ્નિ તણીતના

ચળકાર. ૧૫ શુરને અંગે ચોટીયાં શર, અમીત શોભે આમ; જેમ વૃષારૂતુમાં કળાકર, નાચત ઠામો ઠામ. ૧૬ શ્રોણીતની સરિતા વહી, ગજ રથ તણાયા જાય; ભુત ભૈરવ ભક્ષ કરે, જોગણી નાચે ગાય. ૧૭ હવે ચંપક ને પુષ્કળ વઢે છે, બન્યો એ મહા વિર; કો પાછો પગ મુકે નહીં, એવા મહા રથી રણ-ધીર. ૧૮ પુષ્કળ સુત તે ભરથનો, રાયનો ચંપક નામ; તેનું યુદ્ધ જોઈને દેવ નાઠા, મુકી મનની હામ. ૧૯ સહુ યોદ્ધ જોતા ચકિત થઈ, સંગ્રામ મુકી ત્યાંહે; એક એકથી નવ ઓસરે, એવા રાજકુંવર રણ માંહે. ૨૦ અસ્ત્રવિદ્યાયે સમાન બન્યો, ઊતર્યા જેણીવાર; ત્યારે સુરથનો સુત કોપીયો, કર્યો ધનુષનો ટંકાર. ૨૧ ગુરૂ સ્મરણ કરીને શર ચઢાવ્યો, દીસમાન પ્રચંડ; આકરણ સુધી ખેંચીયું. મહા બળ કરીકોડંડ. ૨૨ પછી ચંપકે રામાસ્ત્ર મુકયું, મંત્ર ભણી તેણીવાર; તેણે પુષ્કળને બંધન કર્યો,ત્યારેહવો હાહાકાર. ૨૩ ઉવલ્લણ—હાહાકારહવો સૈન્યામાં, જયારે બાંધ્યો પુષ્કળ વિરરે; રિપુદમન દુઃખીઆ થયા, ત્યાં મુકી મનની ધીરરે. ૨૪ ઇતિ શ્રી રામચરિત્રે સંમત વાલ્મિકી નાટક ધારાયાં ઊત્તરકાંડે અશ્વ મેધીકે શત્રુઘન સુરથે સંગ્રામ પુષ્કળ બંધનં નામ ચતુઃષષ્ટીતમો ધ્યાયઃ ૬૪

## અધ્યાય ૬૫

રાગ મારૂ—જયારે બાંધીઓ પુષ્કળ બળવંત,ત્યારે કોપે ચઢયા હનુમંત; ચંપક સામા આવ્યા મહાવીર; યુદ્ધ કરવા માંડયું રણધીર. ૧ મુકીઆં ચંપકે બાણ અનંત,ભાગી નાખ્યા

ગ્રહી હનુમંત; પછી વજાતનુ થયા સ્વસ્થ, માર્યું તાડ વૃક્ષ ગ્રહી હસ્ત. ૨ તે છેદ્રયું ચંપકે મુકી બાણ, સિંહનાદ કર્યો નીવારણ; ગ્રહી મદોન્મત માતંગ, મારીઓ મારૂતિયે તેને અંગ. ૩ ચંપકે શર મુકી ઉડાડયો, પાછો હનુમંત ઉપર પાડયો; માર્યા મારૂતીને પંચ બાણ, રૂદે માંહે વાગ્યાં નીરવાણ. ૪ ત્યારે કોપ્યા ત્યાં પવન કુમાર, ઝાલ્યો રાજકુંવર તેણીવાર; ગ્રહી હસ્ત ને ઉડયા આકાશ, છુટયો કરથી પામ્યો અવકાશ. ૫ નભ મારગે રહીને ત્યાંહે; ઘણું યુદ્ધ કર્યું માંહોમાંહે; પછે કર્યું પ્રાક્રમ શિષ્ય તરણી, પુછે બાંધી પછાડીયો ધરણી. ૬ પડીયો ચંપક થઈ મુરછાય, તે દેખી ધાયો સુરથરાય; મારૂતીની સાથે અભીરામ, રાય કરતો મહા સંગ્રામ. ૭ મારે વૃક્ષ ઉપર મા'વિર, ઉડાડે શરથી નૃપ ધીર; ભ્રામ્યાસ્ત્ર મુકયું રાજન, ઉડયા આકાશમાં વાયુતન. ૮ હનુમંત ભમ્યા ઘણી વાર, નવ આવ્યો તે પંથનો પાર; રાય મુકતો બાણ અપાર, વાળ્યો સૈન્ય તણો સંહાર. ૯ તે જોઈને શત્રુઘન વિર, આવ્યા સનમુખ મહા રણધીર; માર્યા સુરથને પંચ બાણ, તેણે ભેદીયું રૂદે નીરવાણ. ૧૦ ત્યારે કોપે ચઢીઓ રાજન, વરસાવ્યો વીશીખ પરજન્ય; શત્રુઘને મુકયા ઘણા સર્પ, ગરૂડાસ્ત્ર મુકયું તવ નર્પ. ૧૧ પરવતાસ્ત્ર મુકયું રઘુતન, વજ્રાસ્ત્ર મુકયું રાજન; રિપુમર્દને સાંધ્યું બ્રહ્માસ્ત્ર, રાયે મુકયું મા'દેવનું અસ્ત્ર. ૧૨ અસ્ત્રવિદ્યાયે તે બળવાન, એમ ઉતર્યા બન્યો સમાન; સુરથે શત્રુઘનને ત્યાંહે, બ્રહ્મશકિત મારી રૂદે માંહે. ૧૩ આવી મુર્છા પડયા તેણીવાર.

હવો સૈન્યામાં હાહાકાર; તે કાળે જોઈ ભુપતી સરવ, ધાયા વિર ધરી મન ગરવ. ૧૪ થયું ઘોર યુદ્ધ તેણીવાર, કહેતાં ગ્રંથ પામે વિસ્તાર; શર ચાલે બોલે સુસવાટ, ઉભે સૈન્યનો વાળિયો ડાટ. ૧૫ કોપ્યા વિભીષણ ને સુગ્રીવ, તેણે યુદ્ધ કર્યું છે અ-તીવ; સુરથ રાય તણા દશ તન, કર્યા મુરછીત પ્રથ્વી પતન. ૧૬ સુગ્રીવે રાખ્યો રણ રંગ, કર્યો રાય તણો રથ ભંગ; બેઠા ભુપતિ બીજે રથ, શર ચાપ ગ્રહી સમરથ. ૧૭ માર્યાં સુગ્રી-વને દશ બાણ, પડીયો અચેત થઈ નીરવાણ; વિભીષણને તે મારીઆં વીસ, પડયો લંકાપતિ પાડી ચીશ. ૧૮ તે સમે ધાયો પવનકુમાર, કરતો લાંગુળ કેરો માર; પુંછે બાંધ્યો રાયનો રથ, પ્રથ્વીમાં પછાડયો સમરથ. ૧૯ થયો મુરછીત ક્ષણ બળવાન, પછી ઉઠીઓ થઈ સાવધાન; મુકયું રામાસ્ત્ર તેણીવાર, કરી-યો બંધન પવનકુમાર. ૨૦ પછી સેના માંહે રાજન, મોહ-નાસ્ત્ર મુકયું તે દન; મોહ પામી પડયા સહુ વિર, ગતિ ભંગ થઈ ગઈ ધીર. ૨૧ સઉ સેન થયું છે અચેત, તેમાં મારૂતિ છે સાવચેત; બંધાયું છે રામાસ્ત્રે ગાત્ર, નથી લેખવતા તલમાત્ર. ૨૨ નથી તોડયાં બંધ પ્રમાદ, રામાસ્ત્ર રાખી મરજાદ; સ્વામી પ્રત્યે સેવકનો ધરમ, તે પાળ્યો અંજનીસુતે પરમ. ૨૩ બેઠા શિમળ થઈ ભુ માંહે, ચારે પાસે જુવે છે ત્યાંહે; સઉ સેન થયું અચેતન, જોઈ વિરે વિચારીઉ મન. ૨૪ નિજ પુચ્છ તણી કરી ઓટ, સેન પાછળ કીધો કોટ; પછી મનમાં રાખી ધીર, બેઠા સમરે શ્રી રઘુવીર. ૨૫ તે સમે નારદ મુનીરાય, એકલા નભ

પંથે પળાય;દીઠા રામસેનાના હવાલ,પડયા વિર થઈ બેહાલ. ૨૬ જોઈ આવ્યા સરજુ તીર, જ્યાં બેઠા શ્રી રઘુવીર; મળ્યો સકળ મુનીનો સાથ, બેઠા દીક્ષા લેઈ રઘુનાથ.૨૭ વલણ—રઘુનાથ બેઠા દીક્ષા લેઈને, ત્યાં આવિઆ નારદ ઋષિરાયરે;સુરથે જીત્યા સરવને, તે માંડી કહી કથાયરે. ૨૮ ઈતિશ્રી રામ ચરિત્રે સંમત વાલ્મિકી નાટક ધારાયાં ઉત્તર કાંડે અશ્વમેધીકે-સુરથેશત્રુઘનસેના મુરછના નંતરં નારદે નશ્રીરામપ્રતિકથનં નામ પંચષષ્ટીતમો ધ્યાય: ૬૫

## અધ્યાય ૬૬

રાગ ધનાળી—નારદે કહી જે સકળ કથાયજી, તે સુણીને ઉઠયા શ્રી રઘુરાયજી; મુનિ સભા લેઈ શ્રી ભગવાનજી,તલક્ષણુ બેઠા પુષ્પવિમાનજી. (ઢાળ.) પુષ્પવિમાનમાં પ્રભુ બેઠા, ચલાવ્યું તેણીવાર;ક્ષણુ માંહે આવિઆ અવધપતી,નિજદળ પડયું તેઠાર.૨ વિમાન રાખિઉં ભોમીઉપર, ઉતર્યા દીનદયાળ; કરી કૃપાદ્રષ્ટિ સરવ પ્રત્યે, ઉઠિઆ તતકાળ. ૩ ઊભય સેના તણા જનનાં, થયાં દ્રઢ સહુ અંગ; ઊઠયા અશ્વ ગજ રથ પદાતિ, ચતુરંગ સેના શંગ. ૪ ટળે તિમીર જેમ રવિ ઉદયથી, વળી શરદ આગમ ઘન; એમ રામચંદ્રની કૃપાદ્રષ્ટે, થયા નિરમળ તન. ૫ શત્રુઘન પુષ્કળ આદિ સહુ તે, નમ્યા રામને પાય; આનંદ સુખ પામ્યા ઘણું, જયારે મળ્યા શ્રી રઘુરાય. ૬ વળી સુરથરાયે રામ દીઠા, શોભે તન ઘનશ્યામ; મુખ હશીત રાજીવ નેત્ર સુંદર,લાજે કોટીક કામ.૭ એવું સ્વરૂપ જોઈ સી-

તાપતીનું,રોમાંચિતથયો રાય;સાષ્ટાંગ કરી પડીઓ દંડવત, શ્રી રઘુપતીને પા . ૮ અપરાધ જાણી પોતાનો, ગદગદ થયો નીરધાર;પ્રભુ ચરણ સિંચ્યા આંસુયે,શિર મુકી રહ્યો ઘણીવાર. ૯ પછે રામે ઉઠાડયો રાયને, પોતે ગ્રહી જુગ હાથ; પ્રભુ ભકત-વત્સળ દ્રવિત થઈને, ભીડયો રૂદીયા સાથ. ૧૦ તે સમે વાગ્યાં દુંદુભી, વરસાવ્યાં દેવે ફુલ; સહુ ભાગ્ય વખાણે ભુપનું બીજો નહીં એ સમતુલ્ય. ૧૧ સ્તુતિ ઘણી કરી રામની, રાય સુરથે જોડી હાથ; મુજ દીન કેરી પ્રતીજ્ઞા, પાળી તમો હે નાથ. ૧૨ આજ ભકતવત્સળ બીરદ તે, સાચું કર્યું મા'રાજ; પ્રભુ પધારયા પણ પાળવા, રાખવા મારી લાજ. ૧૩ એમ વિનય વચન ભુપે કહ્યાં, ઘણાં દીનપણ તેણીવાર, દશ પુત્ર નમીઆ રામચરણે, થયો જયજયકાર.૧૪ પછે સુરથરાજા રાજમંડળ, સહિત શ્રી રઘુરાય; તે કુંડળપુરમાં ગયો તેડી, હઈયે હરખ ન માય. ૧૫ પુરની પ્રજા જોઈ રામને, હરખી ઘણું તે કાળ; શુભ લલિત લલના વધાવે,ભરી પુષ્પ મોતી થાળ. ૧૬ ઘેરઘેર ધર્યા ઉપચાર મંગળ, ચોક ચારૂ બજાર; દરશન કરી જન દયાનિધીનાં માને સફળ અવતાર.૧૭સુખ આપતા એમ સરવને, પ્રભુ આવ્યા રાજદ્વાર; તે ઉતરયા સુંદર સ્થળે, રાયે કીધી સેવા અપાર. ૧૮ ભોજન નાના ભાતનાં,તાંબુલ બીડાં સાથ; ઋષિ રાજમંડળ સહિત પોતે, આરોગીઆ રઘુનાથ.૧૯ સહુ સેનને સંતોષીયું, આપીઆં ભોજન પાન; એમ સુરથરાયના મંદીરમાં, રહ્યા ત્રણ દીવસ ભગવાન. ૨૦ પછે ચોથે દીન થયા

જાવા તત્પર, પોતે જુગદાધાર;ત્યારે રાયે રામાર્પણ કર્યું, સહુ રાજ ધન પરિવાર. ૨૧ કરજોડીને સ્તુતિ કરી ભુપે,બોલ્યો દીન વચન; પ્રભુ દરશાન કરવા તમારૂં, મેં રાખ્યું છે આ તન. ૨૨ હવે નાથ નિરખ્યા નેત્રથી,પણ પાળ્યું પુરણકામ, પ્રભુ શરણ આપો ચરણનું, નથી અન્ય આશા રામ. ૨૩ એવાં વચન સુણી રાજા તણાં, ત્યારે બોલ્યા શ્રી રઘુવીર; તમો રક્ષા કરવા અશ્વની, જાઓ ધરી મનમાં ધીર. ૨૪ આવજો વળતા અવધપુર, જોવા યજ્ઞ મહોચ્છવ ત્યાંહે; તમો સદા મારે શરણ છો, નથી વેગળો ક્ષણ કયાંહે. ૨૫ પછે રાય કેરા પુત્રને આપ્યું, પ્રભુયે પાછું રાજ; શત્રુઘનને શિક્ષા કરી, વે'લા આવજો કરી કાજ. ૨૬ પછે બેઠા પુષ્પવિમાનમાં,મુનિમંડળશું રઘુવીર;યજ્ઞમંડપમાં આવિઆ પ્રભુ,સરજુગંગાની તીર. ૨૭ હવે અશ્વ ત્યાંથીચાલીયો,પુંઠળ ઘણા નરનાથ;નિજ સેનલેઈનેસુરથરાજા,ચાલીઓ તેની સાથ. ૨૮ એ કથા સુરથરાયની,જે સુણેનર ને નાર; કરે કૃપા તેને રઘુપતિ, પામે પદારથ ચાર. ૨૯ વલણ- ચાર પદારથ પામે તે જન,જે કથાસુણે પ્રેમેકરી;કહેદાસગિરિધર સહુ ભાવ ધરી, શ્રોતાજન બોલો શ્રી હરી. ૩૦ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તારકાંડેઅશ્વમેધીકેસુરપાખ્યાનેશ્રીરામદર્શનાતઅશ્વમાસિનામશષ્ટષષ્ટીતમોધ્યાય:

## અધ્યાય ૬૭

રાગ ધનાશ્રી—કુંડળપુરથી ચાલ્યો કેકાણજી, નીજ ઈચ્છાએ વિચરે જાણજી;સોળ પદ્મ દળ પુંઠે પળાયજી, વાજીંત્રવાજેછુ

ણીજન ગાયજી. ૧ (ઢાળ) ગાય ગુણીજન વિશદ કીર્ત્તિ, પાવન જે રઘુકુળ તણી; જેનું નામ લેતાં જાય અઘ, એવા રામ રાય ચુડામણી. ૨ તેના યજ્ઞનો હય ફર્યો સઘળે જીતી, નૃપવર સજ થયો; અંગ બંગ કલિંગ દ્રાવડ, મરૂત તૈલંગે ગયો. ૩ એમ અનેક દેશ ફર્યો તુરી, તિહાં રાય જીત્યા જેટલા; પ્રતાપ જાણી રામનો, આવી મળ્યા નૃપ કેટલા. ૪ ગિરિ સરિતસર વનપુર વિપુલ, યજ્ઞ તુરી ઘાટ ફરયો ઘણે; પછી એમ કરતાં આવીયો, આશ્રમ મુનિ વાલ્મિક તણે. ૫ તે વન અતિરળિઆમણું, શુક પીક મૃગ ક્રીડા કરે; વસંતરત પુલી સદા સુરભી, શ્રીવિધી ગુણ વિસ્તરે. ૬ રહ્યાં તે વન મધે જાનકી, જે જગતજનુની ઈન્દિરા; વાલ્મિકના આશ્રમ વિષે, ભજે રામને ગુણમંદિરા. ૭ આદી કવિ જે મુનિ વાલ્મિક, આશ્રમે નથી તે કાળમાં; વરૂણને ઘેર યજ્ઞ કરાવવા, ગયા છે પાતાલમાં. ૮ બે પુત્ર સીતા તણા લવ કુશ, પાળે આજ્ઞા માતા તણી; ફળ જળ લાવી આપતા, નિજ ધરમ પર મમતા ઘણી. ૯ જ્યારે મુનિ પાતાળે ગયા, ત્યારે કહી ગયા બે ભ્રાતને; આપણા વનની રક્ષા કરજો, સેવજો નિજ માતને. ૧૦ ત્યારે એક સમે કુશ ગયો વનમાં, દુર ફળ લેવા તદા; લવ કરે રક્ષા વન તણી, કર ધનુષ બાણ ગ્રહી તદા. ૧૧ સંગે મુનિના પુત્ર નાના તે, સાથે વનમાં ફરે; એક વૃક્ષ છાયા તળે બેઠા, ક્રીડા મન ગમતી કરે. ૧૨ એવે સમે તે વન વિષે આવ્યો, યજ્ઞ તુરી રઘુવર તણો; જાણે કામે હયનું રૂપ વરીયું, એમ શોભે અતિ ઘણો. ૧૩ મુનિબાળકદીઠો

તદા, લવને કહે જોને તુરી;એ હશે કોનો કેમ આવ્યો. શોભતો રૂપે કરી. ૧૪ એવું સુણીને લવ ગયો પાસે, ઝાલ્યો હય હસ્તે જદા; કનકપત્ર લેલાટ હતું તે, છોડીને વાંચ્યુતદા. ૧૫ તે પત્ર વાંચી થયોંવાકેફ,બોલ્યો દ્વિજ તનશું હશી;ભાઈ આજ આ-વ્યો લાગ શુભ, એને બાંધ્યાની ચિંતા કશી. ૧૬ જુવો લખ્યું માહા અભિમાનથી, એમ કેવો બળિઓ રામ છે; વિના દોષ મુજ માતા તજી, માટે મારે એનું કામ છે. ૧૭ શું થઈ ધરા નિરવિર જે, એમ કરે મોટમતા ઘણી;કોઈ નથી ક્ષત્રી પ્રથ્વી-માં, શું એને માથે છે મણિ.૧૮શું એ પુરૂષ પેદા થયા, બાકી નપુંષક બીજા હશે;હું નથી બ્હીતો રામથી, જોઊં એ થકી હવે શું થશે. ૧૯ એ પિતા છે તો ભલે છે, એણે પરભવી મુજ માતને;તે દોષ નિવરતી કરૂ,ઘણી શિક્ષાઆપુ તાતને. ૨૦હવે પ્રતિજ્ઞા છે માહરે,એશું વિરોધ કરૂં ઘણો;જીત્યા વિના હય ન આપું તો, ખરો સુત સીતા તણો.૨૧ મુનિ વાલ્મિકની વિદ્યા તણો, તે પ્રતાપ દેખાડું સરવને; તો ધાવેલો શ્રીયને ખરો, જો ઉતારૂં એના ગરવને.૨૨ એવું કહી નાખ્યું અશ્વકંઠે,અંગવસ્ત્ર પોતા તણું; રંભાતરૂએ તુરંગ બાંધીઓ, વિપ્રસુત વારે ઘણું ૨૩ભાઈ શું કરવા એ અશ્વ બાંધે કોબળિઆ ભુપતીનોહશે; તે હવડાં આવી લેઇ જશે, વળી ઝાલી તુજને મારશે. ૨૪ લવ કહે મિથ્યા શું લવો, તમો જુઓ દુર ઉભા રહી; એક સમે આવે કાળ તોપણ, તેને શિક્ષા કરૂં સહી. ૨૫ વલણ—સહી કરૂં શિક્ષા કાળને, એમ બોલ્યો લવ રણધીરરે; કદળીને થડ

અશ્વ બાંધી, પછી સજ થઈ ઉભો વિરરે. ૨૬ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડેઅશ્વમેધીકેવાલ્મિકાશ્રમેલવેનઅશ્વબંધનંનામસપ્તષષ્ટીતમો ઽધ્યાયઃ ૬૭

# અધ્યાય ૬૮

રાગ સામેરી—હવે કદળીને થડ અશ્વ બાંધી, ઉભો લવ તે ઠાર; તે ચિંતવતો ચારે દીશા, જાણે તીક્ષણ સિંહકુમાર. ૧ એટલે આવ્યા અશ્વરક્ષક, દીઠો હય તે ઠાર; મુનિ બાળકને પુછયું તદા, કોણે બાંધ્યો યજ્ઞ તોખાર. ૨ ત્યારે વિપ્રસુત કહે પેલો ઉભો, શામસુંદર વિર; આકરણ નેત્ર પ્રચંડ ભુજ, મહા ધનુર્વિદ્યા ધીર. ૩ એણે અશ્વ બાંધીઓ તમારો, એવી બોલ્યા બાળક વાણ; તે અસ્વરક્ષક જોઈ લવને, થયા વિસ્મય જાણ. ૪ એટલે દળ ચતુરંગ આવ્યું, અગ્ર શત્રુઘન; ત્યારે અસ્વરક્ષકે કહ્યું જઈ સુણતાં સકળ રાજન. ૫ પેલે બાળકે હય બાંધીયો, કદળી થડ મોઝાર; એવું સુણીને આશ્ચર્ય પામ્યા, આવ્યા તેણે ઠાર. ૬ તે પુત્રને જોઈ હસ્યા સરવે, પામીઆ મન ઉમંગ; ભાઈ રમત એ શીશુએ કરી, માટે છોડી લાવો તરંગ. ૭ ત્યારે સરવે બોલીઆ, અલ્યા બાળક સુણ તું વાણ; છોડી આપ્ય હય શ્રી રામનો, જાવું અમારે જાણ. ૮ ત્યારે ક્રોધ કરી લવ બોલીયો, મેં બાધીઓ યજ્ઞ તોખાર; તે છુટવો હવે કઠણ છે, હોયે હાંશી કેરો વિચાર. ૯ અલ્યા તસ્કરો તમો કાણ છો, જે બોલો કાયર વાણ; જો દુઃખતું હોય પેટમાં તો, આવો લેવા કેકાણ. ૧૦ હું યુદ્ધ કરવાની વાટ જોઉં છું, કયાં છે તારો રામ; તેને જઈને કહો

વે'લા, આવે આણે ઠામ.૧૧ તમો બાળક જાણી મુજને, સ-
ર્વ કરોછો આળ; પણ પ્રાણ લેઈશ સરવના, છું કાળ કેરો
કાળ. ૧૨ એવાં વચન સુણી શત્રુઘને, કરી સેવકને આજ્ઞાય;
ભાઈ છોડી લાવો અશ્વએ, બાળક થકી શું થાય.૧૩ તે સુણી
વિર સહસ્ર આવ્યા, છોડવા કેકાણ;ત્યારે લવે સજ થઈ ધનુષ
ગ્રહી, માર્યા સરવને બાણ. ૧૪ તેણે હસ્ત કાપ્યા સહસ્રના,
જેમ પડે તરૂનાં પત્ર;હોકારો તવ સબળો થયો, સહુ વિર કો-
પ્યા તત્ર. ૧૫ ત્યાં થવા માંડયું યુદ્ધ દારૂણ, વઢે વિર અપાર;
શર તણી વૃષ્ટિ થાય છે એમ, અખંડ મેઘની ધાર. ૧૬ એમ
ભુમીજાસુત બાણ મુકે, થાય ગરજના ઘોર; દુરથી સહુ રાજા
જુવે, આ બાળકનું શું જોર.૧૭ભાઈ વરસ દ્વાદશનો કુંવરછે,
બળ તણો નહિં પાર; એનાં ચિન્હ રૂડાં દીસે, કો હશે એ રાજ-
કુમાર. ૧૮ કો વિર કહે એ વિપ્રસુત, પણ ગુરૂ સમરથ હોય;
એમ વખાણી વાતો કરે સહુ, કુંવર સામું જોય.૧૯ તે દેખ-
તાં સીતાસુતે કર્યું, સેન તારોતાર; દળ સરવે પામ્યું પરાજય.
ત્યારે હવો હાહાકાર. ૨૦ જેમ વૃષાઋતુમાં શોભીયે, કરે કળા
કળાકર જાણ;એમ ચોટીઆંસરવને અંગે,લવ તણાં જેબાણ.
૨૧ દળભંગ જોઈ શત્રુઘને, રથ હંકાવ્યો તેણીવાર; સનમુખ
આવીને રહ્યા, લવ હતો જેણે ઠાર.૨૨ રિપુસુદને દીઠો કુંવર,
અદભુત આકૃતિ રૂપ;જાણે શું બીજા રઘુપતિ,બ્રહ્માંડકેરાભુપ.
૨૩ ત્યારે રિપુદમને પુછયું,અલ્યા કુંવર કોનો તન;તને વિદ્યા
કોણે ભણાવી, પછે બોલ્યો પુત્ર વચન.૨૪ તને પુછ્યાનું કા-

રણ શું છે, અલ્યા યુદ્ધ કર મુજ સાથ; તારાથી હું બ્હીતો નથી, જો આવશે રઘુનાથ. ૨૫ અલ્યા તમ સરખા ગજ તણા યુદ્ધ તે, વિદારવાને કાજ; તે નિશ્ચે કરીને જાણજે, હું પ્રગટ થયો સિંહરાજ. ૨૬ વિષ્નુ વાહન આગળ જથા, ઉરંગે જવાય ન જેમ; એમ રહેતાં મુજ સનમુખ થાશે, ગતિ તમારી તેમ. ૨૭ એવાં વચન સુણીને કોપીઆ, પછી શત્રુઘન તેનીવાર; સિંહનાદ કરીને લવની ઉપર, મુકયાં બાણ અપાર. ૨૮ સીતાસુતે તે છેદીઆં, શત્રુઘન કેરાં બાણ; પછે રીપુદમનને હૃદેમાં માર્યાં, પંચ શર નિરવાણ. ૨૯ તે વીશીખ વાગ્યાં મર્મમાં, ઉછળ્યા રથ મોઝાર; શત્રુઘન મુરછીત થઈ પડયા, ત્યારે હવો હાહાકાર. ૩૦ વલણ--હાહાકાર હવો તદા, થયા મુરછીત શત્રુઘનરે; એવું વિપરિત જોઈને કોપિઆ, પછે ધાયા મારૂતતનરે. ૩૧ ઈતિશ્રીરામચરિત્રેસંમનવાલ્મિકીનાટકધારાયાંઉત્તારકાંડેઅશ્વમેધીકેલવેનશત્રુઘનમુર્છનંનામઅષ્ટષષ્ઠીતમોધ્યાય

## અધ્યાય ૬૯

રાગ મારૂ--થયા મુરછીત શત્રુઘન, ત્યારે ધાયા તે મારૂતતન; એક પરવત ગ્રહીને પાણ, આવ્યા લવ સનમુખનિરવાણ. ૧ મુકયું લવે બાણ તેણીવાર, ઉશડયો ગિરિ તે નીરધાર; વૃક્ષ પાષાણ ગ્રહી બળવંત, કરી વૃષ્ટિ ઘણી હનુમંત. ૨ સામાં રાઘવી મુકે બાણ, છેદે સકળ તરૂ નીરવાણ; હનુમંતે જાણ્યું એમ મન, એ હશે જાનકીનો તન. ૩ માટે ઉપજી મન કરૂણાય, બળ જોઈને વિસ્મ થાય; વળી યુદ્ધ કરે પદ રોપી,

રાઘવી મારતો શર કોપી. ૪ અંજનીસુત બોલ્યા વચન, કહે ભાઈ તું કોનો તન; સીતાપુત્ર કહે કપિરાજ, તારે પુછયા તણું શું કાજ. ૫ એમ ગોષ્ટિકરે આ ઠામ, નહીં થાએ તમારૂં કામ; એમ કહીને મુકયું નારાચ, બ્રામ્ય મંત્ર ભણીનેસાચ ૬ વાગ્યું મારૂતિના હ્રદે માંહે, ઊડયા તતક્ષણ નભ માંહે; ભમતા ઘણું પવનકુમાર, ધાયો પુષ્કળ તેનીવાર. ૭ તે જોઈ લવ વિચારેમન, એ હશે ભરથજીનો તન; દીઠોલવને વિરથ નીરધાર, પુષ્કળ ઉતરિઓ તેનીવાર. ૮ પોતે ધનુષ બાણ ગ્રહ્યાં હસ્ત, સીતાપુત્ર થયો છે સ્વસ્થ; વરષ દ્વાદશના બે વિર, શોભે ધનુર વિદ્યાના ધીર. ૯ એક કામને બીજો વસંત, રવીરાકાપતિ તેજવંત; જેમ નવ રસમાં રૂદ્ર વિર, એમ શોભતા બે રણધીર. ૧૦ સામસામી કરે છે વિરૂદ્ધ, જુવે અંતરિક્ષ દેવ તે યુદ્ધ; શત્રુઘનને, વળી મુરછાય, જુવે દુરથકી સહુ રાય. ૧૧ બન્યો રાઘવાં મહા બળવંત, ક્રોધે કાળનો આણે અંત; ઘણું યુદ્ધ કર્યું તે કુમાર, કહેતાં ગ્રંથ પામે વિસ્તાર. ૧૨ ઉતરયા અસ્ત્રવિદ્યાએ સમાન, લવ પુષ્કળ બે બળવાન; લવે કાળાસ્ત્ર મુકયું ત્યાંહે, વાગ્યું પુષ્કળના હ્રદે માંહે. ૧૩ થઈ મુરછા પડયો ભરથતન, ત્યારે ધાયા શત્રુઘન; કરી બાણવૃષ્ટિ તે દીશ, લવ છેદી નાખે કરી રીશ. ૧૪ રિપુમદન મુકે જે જે બાણ, સીતાપુત્ર છેદે નિરવાણ; એમ યુદ્ધ થયું ઘણીવાર, પછે કોપ્યા કૈકઈના કુમાર. ૧૫ એક કાઢયું બાણ નીરવાણ, રામનું તે આપેલું જાણ; કહ્યું તુ રઘુપતિએ જેહ, સંકટ સમે મુકજે એહ. ૧૬ તે કર્યું ધનુષ સંધાન, મહા તે-

જસ્વિ દીપ્તમાન; તે મુકયું જયારે શત્રુઘન,ત્યારે લવે વિચા-
રિયું મન. ૧૭ આ અગ્નિવત ઝળકે બાણ,નિશ્ચે મારશેમુજને
જાણ; મારી પાસે નથી કુશ વિર, એવું કહી રાખી પછે ધીર.
૧૮ આવ્યો શર કરાલ સુસવાડ, જાણે પ્રલે અગ્નિનો ઉમાડ;
લવે સ્મરણ કર્યું અગ્નિ કેરૂં, મુકયું તિક્ષણ બાણ ઘણેરૂં. ૧૯
શત્રુઘનનો શર તેણીવાર,છેદયો મધ્ય થકી નીરધાર; તેનોઅગ્ર
ભાગ ઊડયો તાંહે, તે વાગ્યો લવને હૃદેમાંહે. ૨૦પડયો વિકળ
થઇને વિર, થયું ચઈતન રહીત શરીર; જયારે લવ પામ્યો મુ-
ર્છાય, રામ સૈન્યમાં જયજય થાય. ૨૧ સિંહનાદ કરે ભુપાળ,
કહે પરસ્પર પડીયો બાળ; જુવેતે ગળેથી નૃપ ધીર, પણ પાસે
ન આવે કો વિર. ૨૨ વલણ—કો વિર પાસે અવાય નહીં, એ-
વો લવ કેરો મન ત્રાસરે; ત્યારે રીપુસુદન રથમાંથી ઉતર્યા,
આવ્યા કુંવરની પાસરે. ૨૩ ઈતિશ્રી રામ ચરિત્રે સંમત વા-
લ્મિકી નાટક ધારાયાં ઉત્તરકાંડે અશ્વમેધીકે શત્રુઘને લવમુ-
ર્છનં નામ એકોન સપ્તતિતમો અધ્યાય: ૬૯

## અધ્યાય ૭૦

રાગ વેરાડી—હવે શત્રુઘન રથમાંથી ઊતરીને, આવિઆ
કુંવરની પાસ;સુંદરરૂપ જોઈ લવ કેરૂં,બોલ્યા થઇને ઉદાસ. ૧
આ કુંવર એકલો વનમાં ક્યાંથી, કોણ હશે એનો તાત; આ-
વો રત્ન પુત્ર જેણીએ જનમ્યો, ધન્ય ધન્ય એની માત. ૨ મુખ
સુંદર આકરણ નેત્ર એના, અજાન બાહુ પ્રચંડ. એના કુળમાં
અજવાળું કરવા, ઉગ્યો હતો માર્તંડ. ૩ પછે રિપુમર્દને ઉછં-

ગમાં લીધો, જોયું સુહાસ્ય વદન; રૂપ જોઈ નિશ્વાસ જ મુકે, જળ ભરિઉં લોચન. ૩ પછી વદન પખાળ્યું શિતળ જળથી, નાંખ્યો શિત પવન; તોયે મુર્છા વળી નહીં લવની, ત્યારે બોલ્યા શત્રુઘન. ૫ જો જાણ થશે એની જનુનીને, તો તે નહી જીવે જાણ; માટે પ્રભુની પાસે લેઇ જાઉં, એને જીવાડું નીરવાણ. ૬ એવું કહી નિજ રથમાં નાંખ્યો, લવને તેણીવાર; વાજીંત્ર વાજતે વળિયા પાછા, છોડીને તો ખાર. ૬ તે ઋષિના પુત્રે દીઠો તેને, લેઈ જાતાં બળવંત; તેણે સીતાની પાસે આવીને, કહ્યું સકળ વરતંત. ૮ અરે માત કો ભુપે માર્યો, લવને ત્યાં નિરધાર; તે રથમાં ઘાલી લેઈ જાયછે, હવડાં આણીવાર. ૯ એવું સાંભળી સીતાજી થયાં, મુરછીત તેણે ઠાર; જેમ પડે પુતળી કાષ્ટની, એમ પડીઆં છે નિરધાર. ૧૦ પછે ઉઠીને આક્રંદ કરેછે, અંગ પછાડે આપ; નેત્રે જળ ચોધારાં ચાલે, કરતાં વિવિધ વિલાપ. ૧૧ અરે દૈવ તેં આ શું કીધું, દીધું દુઃખ અપાર; આજ પરવશ મારો પુત્ર પડયો, કોણ કરે બુમ ને વાર. ૧૨ જેષ્ટ કુંવર કુશ પાસે નથી ને, હું એકલડી આંહે; વાલ્મિક મુનિ તો ઘેર નથી, ને હું એકલડી આંહે. ૧૩ હતી સુરજ ચંદ્રમા સરખી મારે, બે બાળકની જોડ; તે લવને હવે કયારે દેખીશ, દઈવે દીધી ખોડ. ૧૪ બે સજોડે લેઈને અવધપુર, જાવાની હતી આશ; તે મનસુબા મન માંહેરહ્યા, ને દઈવે કીધી નીરાશ. ૧૫ અહોરઘુપતિ પ્રાણનાથ છો, ભકતવત્સળ મહારાજ; પ્રભુ આંહે ગ્રહ્યાની લાજ ન આવી, કીધું આવું કાજ. ૧૬ ચઉદ વરસ

વન સાથે રાખી, રાવણુશું યુદ્ધ કીધું; ઘણી મમતા મુજ સારૂ રાખી, અંતે દુઃખ શું દીધું. ૧૬ પ્રભુ તમો કરો છો ભલું સ-રવનું, સમાન સરવે અંક; હું દુઃખ પામું તે મારે કર્મે, નથી તમારો વંક. ૧૮ ઘણું ગદગદ કંઠે વિલાપ કરતાં, સીતાજી તેણીવાર; એમ માનુષિલીલા જણાવે છે, લક્ષ્મિનો અવતાર. ૧૯ એટલે કુશ વનમાં હતો તેને, માનશુકન થયા ત્યાં હે; તે ઊતાવળો ચિંતા કરતો, આવ્યો નિજ આશ્રમ માંહે ૨૦ વળી અન્ય ગ્રંથમાં એમ કહ્યું છે, તે સુણો શ્રોતા ધીર; અવંતિકામાં યજ્ઞ કરાવા, ગયો હતો કુશ વિર. ૨૧ મુનિવરને તેડવા આવ્યો તો, ઉજેણુનો ભુપાળ; ત્યારે યજ્ઞ કરાવા રસપતિ ઘેર, મુનીજતા હતા પાતાળ. ૨૨ ત્યારે વાલ્મિક મુનીયે આજ્ઞા આપી, કુશને તેણીવાર; તે અનેક વિપ્ર સાથે લેઈ ચાલ્યો, અવંતીકામોઝાર ૨૩ તે પુરાણુ યજ્ઞ કરાવી પાછો, આવ્યો આશ્રમ માંહે; માન-શુકન ઘણા થયા મારગે, ઊચાટ કરતો ત્યાં હે. ૨૪ જુવે તો મા-તને રોતાં દીઠાં, નીજ આશ્રમ મોઝાર; ત્યારે તતક્ષણુ આવી છાનાં રાખિયાં, લુછયાં લોચન વાર. ૨૫ અહો માત કેમ રૂદન કરોછો, કયાં ગયો લવ મુજ વિર; અમો છતાં શું સંકટ તમને, રાખો મનમાં ધીર. ૨૬ ત્યારે સીતાં કહે કો રાય તણો સુત, આવ્યો યજ્ઞ તોખાર; તે લવે પત્ર વાંચીને બાંધ્યો, કદળી થડ મોઝાર. ૨૬ ત્યારે ઘણું સૈન્ય આવીયું તે પુંઠે, યુદ્ધ થયું મહા ઘોર; તેણે લવને મુરછીત કીધો, માર્યો કરીને જોર ૨૮ તે ર-થમાં ઘાલી લેઈ જાય છે, લવને ત્યાં નીરધાર; તે કહ્યું મુને સુ-

નીબાળકે, હવડાં આણીવાર. ૨૯ તે સુણીને કુશ ઉભો થયો તતક્ષણ, ગ્રહ્યાં ધનુષ ને બાણ; પછીનીજ મળથી ધીરજઆપી, માતાશું બોલ્યો વાણ. ૩૦ હું હવડાં મારૂંક્ષણમાંજઈજો, મહા બળિયો હશે રાય; વા રાક્ષસ ગાંધ્રવ કીન્નર તોપણ, તેને જીતું માય. ૩૧ જદપિ મહા બળિયોકાળ હશે, યમઈન્દ્ર વરૂણ કુબેર; વા બ્રહ્મા વિષ્ણુ શંકર તોપણ, યુદ્ધ કરી લેઉં વેર. ૩૨ મુજ બંધુને મુકાવી લાવું, સાથેયજ્ઞ તોખાર; તો પુત્ર તમારો ખરો જાણજો, પણ કરી કહું નિરધાર. ૩૩ એમ કહીને કુંડ માં હેથી લીધી વિભુતીસંગ; કરમાં લેઈને મંત્રીતેને, લેપન કીધું અંગ. ૩૪ પછી પરદક્ષિણા સીતાની કરીને; ચરણે નમાવ્યું શિષ; માતાયે કર મસ્તક મુકયો, દીધી અતિ આશિષ. ૩૫ પછીગુ-રૂનું સ્મરણ કરીને, ચાલ્યો જેવો સિંહનો બાળ; સૈન્યા પુંઠળ આવી મળિયો, ઉતાવળો તતકાળ. ૩૬ વલણ.—તતકાળ આવી મળ્યો સૈન્યાને, જેમ સરપપુંઠે ઉરગાદરે; ઘણી હાંક મારી દુરથી, પછી કીધો છે સિંહનાદરે. ૩૭ ઇતિશ્રીરામચરિ-ત્રે સંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તરકાંડે અશ્વ મેધીકેસીતા વચનાતલવાનયનાર્થેકુશાગમનંનામસપ્તમો અધ્યાય:૭૦

## અધ્યાય ૭૧

રાગ ધનાશ્રી—કુશ હાક મારીને બોલ્યો વચનજી, અલ્યા ઉભા રહો તસ્કર દુરિજનજી; કયમ લેઈ જાઓછો વિરઅમા-રોજી, હવડાં ઉતારીશ નાદ તમારોજી. ૧ (ઢાળ) હવડાં ઊ-તારીશ નાદ તમારો, કરૂં સકળ સંહાર; એવાં વચન સુણીને

વિર સર્વે, પાછું જોયું તેણીવાર.૨ ત્યારે દીઠો કુશને આવતો, જાણે રૂપેશ્રીરઘુવીર; કુમાર દ્વાદશવર્ષનો.રણપંડિત મહાબળ ધીર. ૩ એ તો સર્વનો સંહાર કરશે, દીસે એવો પ્રચંડ; પછે કુશે સજ થઈને, ચઢાવ્યું પોતાનું કોદંડ. ૪ પછી એકે કાળે સર્વ ઊપર,મુકયાં અગણિત બાણ; અકળાવિઆ સહુ રાયને, સૈન્યા કરે બુંબાણ. ૫ એવું પ્રાક્રમ જોઈ પુત્રનું, કોપ્યા શત્રુઘન તેણીવાર; નિરવાણમંત્રનાં બાણ દશ,મુકીયાંછે નિરધાર. ૬ વળી કુશે છેદ્યાં આવતાં,સનમુખ શરથી તેહ;ત્યારે કોપીઓ સૈન્યાપતિ, છે મૃગેન્દ્ર નામે જેહ.૭ તેણે ઘણું યુદ્ધ કુશ સાથે કીધું, કહેતાં નંઆવે પાર; પછી રૂદ્ર શર મુકીને તેને, મારિયો નિરધાર. ૮ ત્યારે હાહાકાર હવો તદા, જયારે માર્યો વિર મગેંદ્ર; તેનો બંધુ તે સમે, જેનું નામ છે નાગેંદ્ર. ૯તેણે કુશની ઊંપર ક્રોધ કરીને, બાણ મુકયાં વીશ; સીતાસુતે એક બાણથી,શર છેદીઆં તે દીશ.૧૦ જેમ એક હરીના નામથી, સહુ ભસ્મ થાયે પાપ; એમ સીતાનંદન તણા શરનો, ક્રોઢ અધીક પ્રતાપ.૧૧ પછી વીશીચ મુકીયું અર્ધચંદ્ર,કુશેધરી મન રીસ; તે બાણે કરીને છેદીયું, નાગેંદ્ર કેરૂં શીષ. ૧૨ ત્યારે ક્રોધ કરીને એક કાળે, સહુ ભુપને માર્યા દશ દશ બાણ; મુરછીત થઈ પ્રથવી પડયા સહુ, અચેતન નિરવાણ.૧૩ સીતાસુતે સંહાર કીધો,હણી સહુ સેનાય;શ્રોણિતની સરિતા વહી, હય ગજ તણાયા જાય.૧૪ દળભંગ જોઈ પોતા તણું, કોપીયા શત્રુઘન; એ સુતે અનરથ બહુ કર્યો, માટે પમાડું એને પ-

તન. ૧૫ એમ વિચારી એક બાણુ માર્યું, કુશ તણા હ્રદે માંહે; તેણે વ્યથા થઈ ક્ષણુ એક, પાછો થયો સાવધ ત્યાંહે. ૧૬ પછી ચરણ ચિંતવી ગુરૂ તણા, મુક્યું કુશે બાણુ; તેણે શત્રુઘનનું હ્રદે. ભેદીઉં, રૂધીર ચાલીઉં જાણુ. ૧૭ જેમ શૈલ કેરૂં શિખર ભેદે, વજ્રથી સુરરાય; એમ શત્રુઘન મુરછીત થઈને, પડયા મત્યુ પ્રાણુ. ૧૮ એમ પડયું શોડષ પદ્મ દળ, સહુ પ્રથ્વીના રાજન; રિપુદમન આદે રણુ પડીયા, થઈને અચેતન તન. ૧૯ એવું જોઈને પછી કુશ પ્રવેશ્યા, રામ સેના માંહે; થઈ ચપળ તે ચારે દીશા, વિરને શોધે ત્યાંહે. ૨૦ પછીશત્રુઘનના મુખ્યરથમાં, દીઠો તે લવ વિર; તેને ઊચકીને રૂદે ચાંપ્યો, ધરી મનમાં ધીર. ૨૧ ભણી મંત્ર મૃત્યુંજય તણો, ફેરવ્યો મુખ પર હાથ; ત્યારે નેત્ર ઉઘાડી સુચેતન થઈ, બોલ્યો લવ કુશ સાથ. ૨૨ ભાઈ અયોધ્યાપતિ રામને, મેં બાંધીયો તોખાર; તેના વિર આદે રાય સહુને, કર્યો છે સંહાર. ૨૩ ઘણું યુદ્ધ કર્યું તે સાથ પણુ, મુને પમાડયો મુર્છા; હે વિર તેં આ રણુ વિષે આવી, કરી મુજ સહાય. ૨૪ તે કયાં ગયો હય ખોળી કાઢો, બાંધીયો તોખાર; જે મુકાવાને આવશે, તેનો કરીશું સંહાર. ૨૫ એવું વચન સુણીને કુશ કહે મેં જીત્યા સર્વે વિર; વળી દળ સકળ સંહારીયું, થયાં ચેતનરહિત શરીર. ૨૬ શ્રીરામનો હય કુશે જાણ્યો, હરખીઓ મહાભાગ; કહે અધર ચાંપી દંતશુ, ભાઈ ભલો આવ્યો લાગ. ૨૮ પછી વિર બન્યો સજજ થયા, ઝાલીઓ યજ્ઞ તોખાર; કદળીના વૃક્ષે બાંધીને, ઊભા રહ્યા તે ઠાર.

૨૮ વળી આવે જો કોઈ અવધથી, એમ કરે પરસ્પર હાસ; તો સાથેથી સંહાર કરીને જઈએ માતા પાસ.૨૯ એમ વિચારિ ઊભા રહ્યા, બે રઘુનંદન ત્યાંહે; કો જન ગયા તે સૈન્યામાંથી અવધપુર છે જયાંહે. ૩૦ વલણ—અવધપુરમાં સરજુ તીરે, આવ્યા સેનામાંથી જનરે; તેણે રણુ તણી સહુ વાત કહી,જ્યાં બેઠા જુગજીવનરે. ૩૧ ઈતિશ્રી રામચરિત્રે સંમત વાલ્મિકી નાટક ધારાયાં ઊત્તર કાંડે અશ્વ મેધીકે કુશેન શત્રુઘન સૈન્યા મુર્છનં નામ એકાસપ્તીતમોઅધ્યાય ૭૧

## અધ્યાય ૭૨

દોહા.—હવે દીક્ષા લેઈ બેઠા પ્રભુ, સરજયુ કેરે તિર; રાજ મંડળ બ્રહ્મઋષિ, વેષ્ટિત શ્રી રઘુવીર. ૧ ત્યાં સેવકે આવીને કહ્યું,શત્રુઘનનું વરતંત; સૈન્યસહીતસંહાર સુણી,વિકળથયા ભગવંત.૨ પછે લક્ષ્મણને આજ્ઞા કરી, રઘુપતીએ તેણિવાર; તતક્ષાણ રથ ઉપર ચઢયા, સાથે સૈન્ય અપાર. ૩ કાળજીત સૈન્યાપતી,લક્ષ્મણુજી રણુધિર;અપાર સૈન્યા સાથેલેઈ ચાલ્યા બન્યો વિર.૪ ઊંતાવળા તે આવિઆ, વાલ્મિકના વન માંહે; આવતી દીઠી બે જણે, અપાર સેના તાંહે. ૫ ત્યારે કુશ બંધવને લવ કહે, ભાઈ ભાગી ગયું મુજ ચાંપ; હવે શા વડે યુદ્ધ કરિશ હું, પ્રગટયો મન પરિતાપ. ૬ ત્યારે વળતો બોલ્યો વિર કુશ,અહીં કોણુ આપે કોડંડ; માટે આરાધન કરો સુર્યનુ જો થાય પ્રસન્ન માર્તંડ. ત્યારે બે વિરે કર જોડીઆ, ઊર્ધ્વ નેત્ર ધરિધિર; સ્તુતી કરતા દીનકર તણિ, સાથે બન્યે

વિર. ૮ ( અથ પ્રબંધ ) મહારાજ રવિતમ હરતા; જય દેવ દીવાકર સ્વામી. ( ટેક, )જય જય તમનાશક વિશ્વ પ્રકાશક, સહસ્ત્ર કિરણ અંબરચુડામણિ;સૂર્યનારાયણ સકળવિશ્વજન ચક્ષુદેવ,રાવજી મીલીદછેદનં બંધજય ભાનુવીરોચન વિભાવસુ દીનમણી સુખદાયક એક ચક્રરણ કનક મણીમય, સપ્તવદન હય અરૂણ સારથી વેગ વિપુલ અતિ અપાર પંથે નિમિશાર્ધમાં, આદી પુરૂષ તું નિરવિકાર જય બ્રહ્મા વિષ્ણુ શિવ ત્રિગુણાત્મક, જયોતીરૂપ તું મારતંડ સવિતાત્રીઅંગ, જય ભાસ્કર તરૂણી સુરપતંગ, સહુ નેત્ર પ્રકાશક વિવસ્વાન ભાનુ રસ્મિહંસ, દ્વાદશ મુર્ત્તિ સુગ્રહાવતંસ, જય સકળ રોગ દુખિ હારાણ ભયહર. શરણાંગત સુખદાયક લાયક, મનવંછીત ફળરિપુ ખળ ઘાયક, કાળ રૂપ કાળાત્મા સૃષ્ટિ ઉદ્દભવ પાલણપ્રલે સંઘારણ,કરતા હરતા વૃષ્ટિ પોષાણ વારી સોષણ નમો નમો આદીત્ય વિભાકાર, જન આરત હર ભકતવત્સળ પ્રણતી કરૂણાકર, જન ગિરિધર કહે સ્તવન કરૂં તવ ચરણ કમળ શીર નામી; મહારાજ રવિતમ હરતા જય દેવ દીવાકર સ્વામી. ૧ ( દોહા ) એમ સ્તવન કર્યું સુરજ તણું, લવ કુશ નીરમળ મન; તે સુણીને તતક્ષણ તદા, થયા ગભસ્તિ પ્રસન્ન. ૧૭ અક્ષય ભાથા અભંગ ધનુષ, અભેદ કવચ અમુલ્ય; તે આપ્યાં બે વિરને, સુરજે ત્યાં સમતુલ્ય. ૧૮ ત્યારે નમસ્કાર કરી ભાનુને, લીધાં બન્યો કુમાર; સુર્યદત્ત ધનુ ગ્રહી, કીધો છે ટંકાર.૧૯વલણ.—ટંકાર કીધો લવ કુશે,તેનો થયો નાદ અ-

મીતરે; એટલેસનમુખઆવી પહોચ્યા, લક્ષ્મણુનેકાળજીતરે. ૨૦ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિમકીનાટકધારાયાંઉત્તરકાંડે અશ્વમેધીકેલવકુશાભ્યાંસુર્યસ્તવનંનામદ્વિસપ્તીતમોધ્યાય

## અધ્યાય ૭૩

રાગ મારૂ—આવ્યા લક્ષ્મણુને કાળજીત, આઠ ક્ષોણીસેના સહીત; ઘણો થાયછે સોરબકોર, જોઈને કોપ્યા રાઘવ કીશોર. ૧ સેનાને કરી આજ્ઞા અનંત, એ બે બાળકનો લ્યો અંત; તે સમે દોડયા સરવે વિર, કરતા યુદ્ધ ન શુદ્ધ શરીર. ૨ મળી લવ કુશ બન્યો બાળ, ઘણાં બાણુ મુકે તતકાળ; ચાલે શર કરતાં સુસવાડ, જાણે વરસે છે માસ અસાડ. ૩ આવતાં શસ્ત્ર સહુનાં છેદે, બાણુ મુકી તેનાં અંગભેદે; હસ્તિ કેરાં કુંભસ્થળ ફાડે, પાડે બ્રીસ તુરંગત્રાડે. ૪ કોપ્યા રાઘવી તેણીવાર, કરવા માંડયો સેનાનો સંહાર; બે વિર મળી તાડી વાટ, નાઠી રામસેના બારે વાટ. ૫ એવું જોઈ ધાયો વિચિત્ર, રૂધીરાક્ષસ રામનો મીત્ર; તે આવ્યો તો લક્ષ્મણ સાથ, ધાયો ગદા ગ્રહીને હાથ. ૬ નાખી લવની ઊપર તેણીવાર, મહા પ્રચંડ જેમાં ઘણો ભાર; સીતાસુતે માર્યું એક બાણુ, ગદા ચુરણુ કરી નિરવાણ. ૭ તેણે મારી ઝપટ પ્રચંડ, લવના કરમાંથી લીધું કોડંડ; ઉડયો આકાશે અકસ્માત, જોઈ વિસ્મે થયા બે ભ્રાત. જેમ ફળ ગ્રહી ઉડે પક્ષી, એમ નભ ગયો અમીષભક્ષી; ગુરૂ સ્મરણ કર્યું લવ શુર, ભણ્યો અંત્રીક્ષ મંત્ર ચતુર. ૯ ઉડયો રાક્ષસ પુંઠે કુમાર, જેમ ખગપતી વેગ અપાર; પોતાનું કોડંડ થઈ સ્વસ્થ,

ઝડપી લીધું જમણે હસ્ત ૧૦ ડાબે હાથે કરી હેઈ હાક, તેના મુખમાંમારી લપડાક; તે ભમ્યો નભમાંઘણીવાર, પછી પડીયો પ્રથ્વી મોઝાર. ૧૧ પડતાં તે થઈ ગયો ચુર, લેઈ ધનુષ આવ્યો લવ શુર; વખાણ્યો તે ઘણું કુશ વિર, એવો લવ રણપંડીત ધીર. ૧૨ પડ્યો અસુર તે પ્રથ્વી માંહે, ત્યારે ધાયો ધરાધર ત્યાંહે; માર્યા લવને ત્યાં પંચ બાણ, તે છેદ્યાં એક શરથી જાણ. ૧૩ પછી બોલ્યા હસી લવ ધીર, અલ્યા સાંભળ લક્ષમણ વિર; તેં માર્યો ઈન્દ્રજીત અકાજ, તે વિદ્યા મુને દેખાડ આજ. ૧૪ રહ્યો ચૌદ વરસ નિર અહાર, ભોગ નિંદ્રા તજી નિરધાર; આજ યુદ્ધ યથા અવકાશ, રણમાં કરૂં તારો નાશ. ૧૫ ત્યારે લક્ષમણ પુછે વાણ, તારાં માત પિતા કહે કોણ; કોણે વિદ્યા ભણાવ્યો તુજને, તારૂં નામ કહે ભાઈ મુજને. ૧૬ હશી બોલ્યો ભુમિજાકુમાર, રણમાં ગોષ્ટિ તણો શો વિચાર; અલ્યા મારાં જે માતપિતાય, તે જાણે છે જગત સમુદાય. ૧૭ તારે પુછવા તણું શું કામ, મારી સનમુખ કર સંગ્રામ; એમ કહી મુક્યો શર સમરથ, લક્ષમણજીનો ઉડાડ્યો રથ. ૧૮ ભમ્યો આકાશમાં ઘણીવાર, પછે પડીયો તે પ્રથ્વી મોઝાર; થયો તે રથ ભાગીચુર, બેઠા અન્ય રથે મહા શુર. ૧૯ પછે યુદ્ધ કરતા બળવાન, જુવે દેવતા બેશીવિમાન; મુક્યું ગદાસ્ત્ર નિંદ્રાજીત, થઈ વૃષ્ટિ ગદાની અમીત. ૨૦ ત્યારે લવે મેલી ચક્રબાણ, છેદી સકળ ગદા નિરવાણ; પર્વતાસ્ત્ર મુક્યું જતિ ધીર, વજ્રાસ્ત્રે નિવાર્યું લવ વિર. ૨૧ ત્યારે પુંઠ સીતા સુતે જાણ, મેલ્યું દ્વાદશ સુર્યનું બાણ;

પ્રગટ્યું તેજ ભિષણ ઘણું એહ, બ્રહ્મલોક લગી ગયું તેહ. ૨૨ રાહુ અસ્ત્ર મુકયું ફણીપાળ, લીધુ તેજ ગ્રહી તતકાળ; પછી કામાસ્ત્ર મુકયું અનંત, કામાન્તક તે સામું બળવંત. ૨૩ લવે ભિષ્મ કર્યો શર કામ, તે જોઈ મુકી લક્ષ્મણે મામ; મુકયું અહિપતિયે અગ્નિ અસ્ત્ર, લવે સનમુખ સાંધ્યું મેઘાસ્ત્ર. ૨૪ વળી સર્પાસ્ત્ર મુકયું અહિરાજ, પ્રગટયા કોટીક સર્પ સમાજ; ગરૂડાસ્ત્ર મુકયું લવ વિર, લય પામ્યાં તે સર્પ શરીર. ૨૫ એમ અસ્ત્રવિદ્યાયે સમાન, ઉતર્યા બન્યોવિર બળવાન; સાહક્ષોણી સેના સરવ, લવે મારી ઉતાર્યો ગરવ. ૨૬ પામ્યા આશ્ચર્ય લક્ષ્મણ વિર, વિચારે મન મુકી ધીર; નથી લેવાતો હવે તોખાર, રહ્યો યજ્ઞ અધુરો તે ઠાર. ૨૭ એ હશે વિષ્ણુને મા'દેવ, પ્રગટયા બાળક રૂપે એવ; અહિનાયક એમ વિચારે, અંજનીસુત બોલિઆ ત્યારે. ૨૮ તમો કરો વિશ્રામ ક્ષણ વિર, ઘણું શ્રમીત થયા છો ધીર; એમ કહી ગાજીઓ પવન કુમાર, આવ્યો સનમુખ તેણીવાર. ૨૯ વલણ—લવ સનમુખ આવ્યા મારૂતિ, ગ્રહી પર્વત મોટો પાણુરે; એવા અંજનીસુતને જોઈને બોલ્યો સીતાનંદન વાણુરે. ૩૦ ઈતિશ્રીરામચરિત્રે સંમત વાલ્મિકી નાટક ધારાયાં ઉત્તર કાંડે અશ્વ મેધીકે લવ કુશાખ્યાં લક્ષ્મણેનસહસંગ્રામોનામત્રીસપ્તીતમોધ્યાય: ૭૩

## અધ્યાય ૭૦

રાગ ધનાશ્રી—મારૂતી આવ્યા સનમુખજેણીવારજી, ત્યારે ક્રોધે બોલ્યો વૈદેહી કુમારજી; અલ્યા કપિવર તારૂં કેટલું જોર-

જી, પણ ચેતજે હવે લંકાના ચોરજી.૧ (ઢાળ) તું ચોર લંકા તણા હવે, ચેતજે નીરવાણ; એવું કહી હનુમંત ઉપર, લવે મુકયું બાણ. ૨તે બાણે કરી કપિઉડાડયો, પર્વત મોટો પ્રૌઢ; પછી પંચ શર માર્યા હૃદેમાં, મારૂતિને ગુઢ. ૩ તે બાણ કેરા ઘાયથી, ઘણી વ્યથા વ્યાપી તન; જાણે હણું એ બાળને, પછી વિચાર્યું એમ મન. ૪ એ પુત્ર હશે શ્રી રામના, છે રૂપ સાદ્રશ જાણ; જાનકી ઉદરથી પ્રગટીઆ, માટે મહા બળિઆ નિરવાણ. ૫ કદાપિ એમ હોય તોએ, પુત્ર હણાયે કેમ; માટે રમત જેવું યુદ્ધ કરૂં, નવ વિઘ્ન થાયે જેમ. ૬ એમ વિચારી મારૂતિકુદ્યા, તલપ મારી ત્યાંહે; ઓચિંતાગ્રહી સુત ઘાલિયા, પોતાની બગલો માંહે. ૬ પછી ઉડીયા આકાશમાં તે, લેઈ પવન કુમાર; ઘણું ભમાવી પછે મુકીઆ, તે પુત્ર પ્રથ્વી મોઝાર. ૮ એવું જોઈને લવ કોપીયો, ઉછળ્યો તે બળવંત; લઘુલાઘવતાકરીને તદા, પુંછે ગ્રહ્યા હનુમંત. ૯બે કર ગ્રહીનેફેરવ્યા, ચાકે ચઢાવ્યા છેક; ત્યાંથી ઊછાળી નાખિઆ, જઈ પડીયા જોજન એક. ૧૦ આશ્ચર્ય પામ્યા જોઇ તે, આકાશમાં સહુ દેવ; ત્યારે લવ તણી સનમુખ આવ્યા, લક્ષમણજી તતખેવ. ૧૧ ઘણું યુદ્ધ કર્યું બે જણ મળી, કહેતાં ન આવે પાર; લક્ષમણતણીસેના સકળનો, લવે કરયો સંહાર. ૧૨ પછે અધર સાથે દંત ચાંપી, ક્રોધ આણી મન; સુમીત્રીશું ઉંચે સ્વરથી, બોલિઓ સીતાતન. ૧૩ અરે લક્ષમણ ચેત હવે, મારૂ તુજને દાર; માટે સાહેક તારો હોય તે, બોલાવ્ય આણીવાર. ૧૪ એવું કહી નાદાસ્ત્ર મુકયું, લવેબાણ

પ્રચંડ; તેનો ગડગડાટ થયો ઘણો, વાધ્યો સકળ બ્રહ્માંડ. ૧૫ લક્ષમણ તણા હૃદે માંહે વાગ્યું, બાણ તિક્ષણ તેહ; પડ્યા મુરછીત પ્રથ્વી ઉપર, અચેતન થઈ દેહ. ૧૬ તે ગડગડાટ ગયો અયોધ્યામાં, ઘોર શબ્દ અપાર; તે સુણીને શ્રી રામ બોલીઆ, ભરથશું તેણીવાર. ૧૭ અરે ભરથ કંઈ ઉત્પાત વર્ત્યો. લક્ષમણને રણ માંહે; માટે તમો જાઓ ઊતાવળા, જુઓ શું થયુ હશે ત્યાંહે. ૧૮ વળી બાળક એ જઈને જુઓ, છે જુગલ કોના તન; છે કોના જેવી આકૃતિ, તે પરિક્ષા કરજો મન. ૧૯ વળી વિદ્યા કોણે ભણાવી, કોણ ગુરૂ હશે મહાનંત; એમ અજાણ્યા થઈ પ્રભુ કહેછે, ભરથને ભગવંત. ૨૦ એ બાળકને જો મારશો, તો થાશે કુડુ કાજ; માટે મારી પાસે લાવજો, રથ માંહે ઘાલી આજ. ૨૧ એમ ભરથને શિક્ષા કરી, સમજાવિયા રણધીર; સમાચાર આવ્યા એટલે, જે પડ્યા લક્ષમણ વિર. ૨૨ તે સુણી શોકાતુર થયા, જન વ્યિકળ શ્રી રઘુનાથ; ભરથે ઘણું સમજાવિયા, રામને જોડી હાથ. ૨૩ પછી આજ્ઞા માગી ચાલીઆ, ભરથજી તેણીવાર; વાજીત્ર વાજે અતી ઘણાં, સેના તણો નહી પાર. ૨૪ વલણ— અપાર સેના લેઈને, આવ્યા ભરથજી તેણીવારરે; વાલ્મિક મુનીના વન વિષે, લવ કુશ રહ્યા જે ઠારરે. ૨૫ ઇતીશ્રીરામચરિત્રે સંમત વાલ્મિકી નાટક ધારાયાં ઉત્તર કાંડે અશ્વ મેધીકે લવેનલક્ષમણ મુર્છન ભરથાગમનં નામ ચતુઃસપ્તીતમો અધ્યાયઃ૭૪

# અધ્યાય ૭૫

રાગ આશાવરી—હવે ભરથજી સેના લેઈને આવ્યા, વાલ્મિકના વન માંહે; ત્યારે મારૂતિની મુર્છા વળી તે સમે, મળ્યા ભરથજીને ત્યાંહે. ૧ પછી કેકૈ સુતે બે વિરને દીઠા, ઊભા ગ્રહી દંડ; ઘનશ્યામ તનુ વિશાળ લોચન, આજાન બાહુ પ્રચંડ. ૨ તે પુત્ર તણું એવું રૂપ જોઈ, હનુમંતને કહે છે ભરથ; ભાઈ એ સુત છે રાઘવના જેવા, બાળ ગુણ રૂપ સમરથ. ૩ શ્રી જાનકીને જ્યારે રામે તજ્યાં, ત્યારે હતાં ગર્ભિણી તેહ; કો મુનીને આશ્રમ પ્રસવ થયા હશે, નિશ્ચે સીતાસુત એહ. ૪ ત્યારે મારૂતિ કહે મુજને પણ ભાસે, નિશ્ચે એવું જાણ; હવે ભરથ મારૂતિ ત્યાં દીઠા, બન્યો વિર નિરવાણ. ૫ ત્યારે લવનો કર ગ્રહીને કુશ બોલિઓ, સાંભળ મારા વિર; પેલા નર વાંનર બે વાતો કરેછે, એ બળિયા રણધીર. ૬ માટે શ્યામકરણનીરક્ષા કર તું હું કરૂં યુદ્ધ એ સાથ; એમ કહી કર્યો ટંકાર ધનુષનો, શર કાઢી ગ્રહ્યો હાથ. ૭ પછી ભરથની પ્રત્યે વાણી બોલિઓ, કુશ રાખી મન ધીર; અલ્યા હું તુજને જાણું છું નિશ્ચે, તું લક્ષ્મણનો વડો વિર. ૮ વળી તુ રણમાં શું કરવા આવ્યો, ને શું છે તારૂં નામ; એવાં વચન સુણીને હસ્યા ભરથજી, બોલીઆ તેણે ઠામ. ૯ અલ્યા બાળક અશ્વ અમારો આપીને, જાઓ તમારે ઘેર; અમો તમને જીવતદાન આપીયે, શાને કરોછો વેર. ૧૦ વળી માતપિતા ગુરૂ કોણ તમારાં, ને કોણ ગોત્ર અવતાર; તમો બન્યો વિરનું નામ કહો મુને, બાળક છો સકુમાર. ૧૧

એવાં વચન સુણી કુશ ચંદ્ર ચુડામણી,હશિને બોલ્યો વચન; ભાઈ જીવતદાન દેવાને આવ્યા,ગર્વ ધરીને મન. ૧૨ પણ બે બંધવ તારા રણમાં પડીયા, ત્રીજો પુષ્કળ ધીર;તેનેક્રિયાકર્યા પછી જીવતદાન, તું આપજે અમને વિર. ૧૩ વળીબંધુપુત્રનું વેર લેઈશ,ત્યારે થઈશ ઊરણીયો આપ; માટે જા તને જીવતદાન હું આપું શીદ કરે સંતાપ. ૧૪ તું જે રામને બળે કરીને, બોલે છે થઈ ધીર; તેને તેડી લાવ જોઉં કેવો છે, બળિયો તે તારો રઘુવીર. ૧૫ અલ્યા તમો જાણો એ પુત્ર છેતરી, શામકરણલેઈ જઈએ;પણ તમ સરિખા ગજને હણુ ત્યા,અમો સિંહ આ વનમાં રહીએ. ૧૬ અલ્યા બંધુ તમારો રામ અધરમી, તે જાણે સકળ સંસાર;તે તમારો નાશ ઉતારવાને, અમો લીધો છે અવતાર.૧૭ જેમ સિંહ મૂછ ભોરંગ મણિ, વળી કૃપણનું ધન સતિ નાર;તે જીવતાં પર હાથ ચઢે નહિ, એમ એ યજ્ઞતોખાર.૧૮ માટે અમને જીત્યાવિન યજ્ઞતણો હય,નહિ પામો નિરવાણ;એવાં વાંકા વચન સુણી ભરથજી કોપ્યા, ગ્રહ્યાં ધનુષ ને બાણ. ૧૯ વલણ.—ધનુષ બાણ કરમાં ગ્રહીને, કોપ્યા ભરથજીતેણીવારરે; પછીકુશનીસાથેયુદ્ધ માંડયું,હનુમંતનેકૈકે કુમારરે. ૨૦ ઈતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાયાં ઉત્તરકાંડેઅશ્વમેધીકેભરથકુશસંવાદોનામપંચસપ્તતમોઽધ્યાય.

## અધ્યાય ૭૬

રાગ સામેરી—હવે કુશની સનમુખ કરવા માંડયું, ભરથે યુદ્ધ તેણીવાર; ક્રોધ કેકરી કૈસુતે, મુકીયાં બાણ અપાર. ૧ તે

ભરથ જે જે બાણ મુકે, તે છેદે કુશ તતખેવ; જેમ સર્પ કેરા સમુહને, વિડારતો વિનતેવ. ૨ ત્યારે ભરથે કાર્તિકવિર્યનો, શર મુકીયો તેણીવાર; ભાર્ગવાસ્ત્ર મુકી તે શર, છેદીયો નિરધાર. ૩ ત્યારે ભરથે મેરી કાળ રાત્રી, થયુ અંધારૂં ઘોર; પ્રકાશ કીધો રવિ અસ્ત્રે, પ્રગટ રામકિશોર. ૪ કેકૈસુતે ત્રંબકાસ્ત્ર મુકયું, મહા તેજસ્વિ જેહ; છેદીઉં ભસ્મ અસુરાસ્ત્ર કરીને, કુશે તતક્ષણ તેહ. ૫ રામાસ્ત્ર મુકયું ભરથજી, આવ્યું ગાજતું તેણીવાર; તે આવતાં કુશે ગ્રહ્યું કરમાં, ધર્યું નિખંગ મોઝાર. ૬ ત્યારે દીવ્ય શકિતહુંકારી ભરથે, તદા કરી રીશ; રમાસ્ત્ર મુકી ભુમીજાસુત, છેદન કરી તે દીશ. ૭ ભરથે તદા બ્રહ્માસ્ત્ર મુકયું, તેજવંત વિશાળ; નારાયણાસ્ત્રે કરી છેદયું, કુશે તે તતકાળ. ૮ એમ અસ્ત્ર વિદ્યાયે સમાન બન્યો, ઉતર્યા તે ઠાર; પછી ભરથ કેરા સૈન્યનો, કુશે કર્યો સંહાર. ૯ વળી સુર્યમુખ એક બાણ કાઢયું, સીતાપુત્રે ત્યાંહે; વિજળી સરખું ચળકતું, ઘણું તેજ છે તે માંહે. ૧૦ તે કુશે મુકયું ક્રોધ કરી, ગાજતું ઘોર અપાર; આવી ભરથના રૂદે માંહે વાગ્યું હવો હાહાકાર. ૧૧ રથ માંહેથી ઊછળી પડીયા, પ્રથ્વી થઈ મુર્છાય; રહિત શ્વાસોશ્વાસ વિપરીત, અચેતન થઈ કાય. ૧૨ તે સમે હોકારો કરી, ઊછળ્યા પવનકુમાર; એક પ્રૌઢ પરવત કર ગ્રહી નાખ્યો, કુશ ઊપર તે ણીવાર. ૧૩ ત્યારે કુશે તવ વજાસ્ત્ર મુકી, ગિરિ કરિયો ચુર; મારૂતિ ધાયા મુષ્ટિ વાળી, મારવાને શુર. ૧૪ જાનકીનંદને પંચ શર, મારિયાં કરીને જોર; તેણે ઉડાડયા આકાશમાં, ઘણું ભમ્યા પ-

વનકિશોર.૧૫ તે ભમીમે ભુતળ પડયા; અતી પીડાયા બળ-વંત; પછી ક્રોધ કરી કુશ અંગ વિંટયું, પુંછથી હનુમંત.૧૬ લઘુ લાઘવતા કરીને તદા, નિકળ્યો કુશ નિરધાર; તે પછી બે હસ્ત ગ્રહી,ફેરવ્યા પવનકુમાર.૧૭ પછી પ્રથ્વી ઊપર પછા-ડયા,મુરછીત થયા હનુમંત;એમ સર્વને હણીવિજય પામ્યો, કુશ થયો યશવંત.૧૮ હવે ભરથ પડીઆ જે સમે, રણમાં થઈ મુરછાય; તે અનુચરે આવી કહ્યું, જ્યાં બેઠા શ્રી રઘુરાય. ૧૯ થયા વિકળ શ્રી રઘુનાજી,સુણી ભરથ કેરૂં પતન; માનુ-ષિલીલા આચરી, ઘણું કરે રામ રૂદન. ૨૦ પછે રીસે કરીને રામ ઊઠયા, ક્રોધે કંપ્યાં રોમ; વળી યજ્ઞકંકણ તોડી નાખ્યું, બંધ કીધો હોમ. ૨૧ પછે દીક્ષા મુકી ઊઠિઆ, થયા રથારૂઢ રઘુવીર;ત્યારે અયોધ્યાપુરખળભળ્યું,સરવે મુકી મનની ધીર. ૨૨ કાંઈ શેષ સેના જે હતી, તે સરવ લીધી સાથ; વળી સં-બંધી નૃપ બંધુસુત,લઈ ચાલ્યા શ્રી રઘુનાથ.૨૩વાજીંત્રવાજે અતિ ઘણાં,થાય શસ્ત્રના ચળકાર;એમ ચાલ્યું ચતુરંગ દળ, પ્રથ્વી સહે નહીં ભાર. ૨૪ જેમ વૃષારૂતુમાં સુરસરિતું, પુર નીધાનમાં જાય;એમ વાલ્મિક મુનિના વન વિષે,આવ્યા સે-નશું રઘુરાય.૨૫ ત્યાં જુવે તો નીજ બંધુ પડીઆ,દળ સહિત નીરધાર; ત્યારે ક્ષોભ પામ્યા રામજી,કર્યો પ્રથ્વીને નમસ્કાર. ૨૬ હે ક્ષમા તુજ કન્યાએ મુજને, ઘણો દીધો દંડ; એવું કહી પછે સજજ થયા, રામે ગ્રહ્યું કોદંડ.૨૭ ટંકાર કીધો ધનુષનો, મહા ઘોર તીક્ષણ નાદ; ત્યારે કપિદળ ને વિભીષણ, ઊઠિઆ

સુણતાં સાદ,૨૭ રઘુનાથને પાએ નમ્યા,સુગ્રીવાદીક સહુ કીશ; હનુમંતે કહ્યું રઘુવીરને, વૃતાંત સહુ તે દીશ. ૨૯ ત્યારે વિભીષણે દેખાડીયા,શ્રી રામને બે બાળ; ઘનશ્યામ સુંદર મદનમોહન, કોમળ નેત્ર વિશાળ. ૩૦ કીશોર વય તન ભુજ આજાનું મુંજી કોપીન વેષ; યજ્ઞોપવિત શુભ ઝળકતા, શિર ખીટલીઆળા કેશ. ૩૧ એક એક સામું જોઇ કરતા, મંદ મધુરી હાસ; કર શર ધનુષ ગ્રહીને ઉભા, શ્યામકરણની પાસ. ૩૨ એવા પુત્ર જોઈ શ્રી રામને, મન ઊપન્યું હેત; મળવા ઊરશુ ઊર તદા, વાત્સલ્ય પ્રેમ સમેત. ૩૩ જેમ પુર્ણિમાનો ચંદ્ર જોઈને, ઉછળે સરિતાનાથ; એમ રામ રોમાંચિત થયા, ફરકયો દક્ષિણ હાથ. ૩૪ પછે સ્નેહે કરી રઘુવીર બોલ્યા, મારૂતિશું તાંહે; એ બે બાળકને લાવ્ય ઝાલી,મારી પાસે આંહે. ૩૫ વલણ.—આંહી લાવ્ય ઝાલી બે પુત્રને, એમ બોલ્યા જુગદાધારરે; એવાં રામચંદ્રનાં વચન સુણીને,ચાલ્યા પવનકુમારરે ઈતિશ્રીરામચરિત્રે સંમતવાલ્મિકીનાટકધારાયાંઉત્તારકાંડેઅશ્વમેધીકેકુશેનભરથ સુર્દ્ગનંશ્રુત્વાશ્રીરામાગમનંનામષડસપ્તતમોધ્યાય: ૭૬

## અધ્યાય ૭૭

રાગ મારૂ—લવ કુશની ઉપર તેણીવાર, આવ્યા કુદતા પવનકુમાર; લવે ખાળ્યા મુકીને બાણ, બોલ્યા હનુમંતસાથે વાણ. ૧ અલ્યા નહિ એ અશોકવન, જે ઊજડ કર્યું અંજનીતન; નહીં યુદ્ધ અસુરનું તાસ. જે પામે નરૂ પાષાણે નાશ. ૨ ન હોયે દ્રોણ જે ઊખેડી લાવે, તારૂં બળ અમશું નહીં ફાવે;

વળી સિંધુ ગોપદવત જેહ, કુદીને લંકા બાળી તેહ. ૩ એવા ન હોએ અમો તે જાણુ, આવ્યો ઝાલવાને નિરવાણુ; અમારી માતાને ઉપકાર, તેં કીધો ઘણો પવનકુમાર. ૪ તે સંભારી તને કપિરાજ, જાવા દેઉછુ જીવતો આજ; માટે હોય જો જીવ્યાની આશ, તો ઉતાવળો અહીંથી નાશ. ૫ એવું કહી શર માર્યો બળવંત, ઉરાડયા આકાશે હનુમંત; તે સમે આવ્યો સુગ્રીવરાજ, લવશું યુદ્ધ કરવાને કાજ. ૬ત્યારે બોલ્યો વચન કુશ વિર, અલ્યા વનચર જાત અધીર; અલ્યા અધરમી વાનર વામ, કર્યો ગુરૂ તેં અધરમી રામ. ૭ તેની પાસે મરાવ્યો વિર, ભોગવે તેની અસ્ત્રી અધીર; તમો મરકટનેશું જ્ઞાન, જેવો સંગ તેવી હોય સાન. ૮ ગુરૂ નીરદય કપટી પ્રબુધ, તેનો શિષ્ય કયાંથી હોય શુધ; એવું કહીને માર્યું એક બાણ, વાગ્યું સુગ્રીવને નીરવાણ. ૯ થયો મુરછીત સુરજકુમાર, ધાયો જાંબુવાન તેણીવાર; તેને જોઈ બોલીઓ કુશ વિર, અલ્યા વૃદ્ધ રીંછ મતી ધીર. ૧૦ તું આવ્યો શીદ મરવા કાજ, રામ અરથે આવ્યા છો વાજ; એવું સુણી ધાયો જાંબુવાન, ગ્રહ્યા બે સુતને બળવાન. ૧૧ છુટયા ત્યાંથી વૈદેહીકુમાર, કર્યો એકેકો પદનો પ્રહાર; તેથી પીડા થઇ પરતક્ષ, પછે ઉઠયો ગ્રહી એક વૃક્ષ. ૧૨ તરૂ મારવા આવે જેવે, કુશે શર એક નાખ્યો તેવે; વાગ્યો મર્મ રૂદેમાં ઘાય, જાંબુવાનને થઈ મુરછાય. ૧૩ ત્યારે ધાયા નળ ને નીળ, ગુણવંત મહાબળ શીળ; તેને જોઈ ભુમીજાતન, હશી બોલ્યો તે મર્મ વચન. ૧૪ અલ્યા વનચર કીશ અચેત,

નથી બાંધવી સાગરસેત; આ તો શુરવિરનું છે કામ, શીદ મરવા આવ્યા આ ઠામ. ૧૫ માર્યા બે વિરે બે નારાચ, બન્યો વિરને કીધા અવાચ; ત્યારે આવ્યો વાળીકુમાર, નામ અંગદ બળિયો અપાર. ૧૬ ત્યારે બોલીયો હશી લવ વિર, સુણુ અંગદ તું રણુધીર; અહ્યા રાવણુ કેરી સભાય, પણુ કરીને તેં રોપ્યો પાય. ૧૭ પણુ તે નથી આણે ઠામ, આ તો શુર તણો સંગ્રામ; જયાં ત્યાં વિષ્ટિ કરી બારે વાટ, રામે રાખ્યો જાણી જેમ ભાટ. ૧૮ સુગ્રીવે મરાવ્યો તુજ તાત, રામે માર્યો તેસકળ વીખ્યાત; એ શત્રુનું કરતાં કાજ, નથી આવતી તુજને લાજ. ૧૯ એવાં સુણી ઘણાં મરમ વચન, પછે કોપ્યો વાળીનોતન; ઘણું યુદ્ધ કર્યું લવ સંગ, અંગદે રાખ્યો નસુરંગ ૨૦ લવે બાણુ માર્યા પંચાશ, વિંધ્યું અંગદનું તન તાસ; ત્યારે ધાયાતો રશભ મયંદ, તેની સાથે કર્યો ઘણો દ્વંદ. ૨૧ જાનકીનંદને તે દીશ, કર્યા મુરછીત સરવે કીશ; મરમ વચન સુણાવી કર્ણ, તેનું બળ કરી લેતા હર્ણ. ૨૨ અષ્ટ જુથપતી એ પ્રકાર, પડયા મુરછીત પ્રથ્વીમોઝાર: દળભંગજોઈ તે ઠામ, ગ્રહી કોડંડ કોપ્યા રામ. ૨૩ વલણુ.—શ્રીરામ કોપી આ કોડંડ ચઢાવી, તાણી કર્યો ટંકારરે; ત્યારે પરવત સહિત પૃથ્વી ડોલી, ઉછળ્યા સિંધુ અપારરે. ૨૪ ઈતિ શ્રી રામચરિત્રે સંમત વાલ્મિકી નાટક ધારાયાં ઉત્તર કાંડે અશ્વમેધીકે લવકુશ પરાક્રમ વર્ણનંનામ સપ્તસપ્તીતમોધ્યાય: ૭૭

# અધ્યાય ૭૮

રાગ ધનાશ્રી—જ્યારે રામે કરીયો ધનુષ ટંકારજી,સુણી સીતાકરતાંચિંતાઅપારજી;પ્રભુનુબળજાણેભુમીજાયજી,જેના શરનો અતુલ્લ મહીમાયજી.૧(ઢાળ)અમોઘ મહીમા રામ શરને,જાણી જનકસુતાય;કેમ સહન કરશો પુત્ર મારા,શીશુ કોમળ કાય. ૨ એમ મોહપામ્યાં પુત્રશુ, વાત્સલ્ય પ્રેમસ્નેહ; એવું જાણી પછી જાનકી, પ્રભુ સ્તવન કરતાં તેહ. ૩ હે નીરદ્દે નવ થશો જોઇ, બાળકનો અપરાધ; નહિ સહન થાયે શર તમારો,બળ અમોઘ અગાધ. ૪ છે વૃત તમારે એક પત્નિ,એક વચન એક બાણ; તે આ સમે એક બાણનું પાણ, મુકજો નિરવાણ.૫પ્રભુ જાણી આત્મજ પોતાના,ઘણી દયા ધરજો મન; જેમ કિરણ ભાનુ ભીન્ન નહી, એમ તમારે એ તન. ૬ એવી સ્તુતી સીતાયે કરી, સુણી અંતરજામી રામ; મન વિચારીયું જેમ વિઘ્ન નવ થાયે, પુત્રને આ ઠામ.૭ પાણ યુદ્ધ કરૂંકાંઇએ કહું, લૌકિક લીલા જેહ;તે સુણી વિમુખ વિભ્રમ થશે,ભક્તને નીરસંદેહ. ૮ પછી ધનુષ ઉપર શર ચઢાવી, બોલિઆ રામ વચન;અહ્યા પુત્રો મુકો પ્રથમ શર તમો,ન્યાય વિચારી મન. ૯એવું સુણીલવકુશે મુકીઆં,બાણ જુગલકીશોર તેણીવાર; રઘુવીર પદની પાસે આવી, બાણે કરયો નમસ્કાર. ૧૦ ઘણી સ્તુતી તે બાણે કરી,સંતર્પાયા રઘુરાય; પાછાં આવી પ્રવેશિઆં નીખંગમાં, એવો મંત્રનો મહિમાય. ૧૧ પછી રામે બે શર મુકિઆં,ધનુષે ચઢાવી ત્યાંહે;ભુજાત્મજે આવતાંઝડપી,

આલીઆં છે કર માંહે.૧૨ વળી પંચાશર મહા ક્રોધ કરી,મુ-
કીઆં પુરૂષપુરાણ; તે આવતાં શર છેદીઆં, મુકી કુશે દશ
બાણ.૧૩ શ્રી રામે દીઠું બળ અધિક, બે પુત્રનું તે ઠાર; શત
બાણું મુકીઆં ક્રોધ કરિને, કુશ ઊપર તેણીવાર. ૧૪ ત્યારે
કુશે કાર્મુક શસ્ત્ર મુકીઆં,રઘુપતી એકલક્ષ;દશ લક્ષ સીતા-
નંદને મુકી, છેદીયાં પરતક્ષ. ૧૫ કરી વૃષ્ટિ કોટી શર તણી,
રવિમંડળ ઢાંકીયું રામ; કર્યો બાણનો મંડપ,થયું અંધકારતે
ઠામ.૧૬ત્યારે અસંખ્ય શરમુકીયાં કુશે,દીવ્યાસ્ત્ર મંત્રેનાસ;
શરજાળ છેદીને કર્યો,ઉદ્યોતભાનુ પ્રકાશ.૧૬ વિષ્ણુવાહનને
જોઈને,જેમ વિલય પામે સર્પ;ત્રિપુરારિ લોચન ઝળથી,થાય
ભસ્મ બળિ કંદર્પ.૧૮એમ ભુમીજાસુતને શરે,રામબાણનો
થયો નાશ;વૈમાન બેશી દેવ સરવે, જુવે છે આકાશ. ૧૯
મહા પરાક્રમ જોઈ પુત્રનું, આશ્ચર્ય પામ્યા રામ; લવ કુશની
સાથે મધુર વચને, બોલિઆ પુરણકામ. ૨૦ હે બાળક જોઈ
બળ તમારૂં, હું પ્રસન્ન થયો ઘણું મન; જે માગો તે હું આપુ
તમને,કહું સત્ય વચન.૨૧ત્યારે કુશ હશીને બોલિઓ, તમો
છો દાતાર;દાનેશ્વરી એ ભીઆ જુવો, મોટમ તણો નથી પાર.
૨૨ અરે તમો જેવા ત્રિભુવનમાં, નથી નીરદે કોય; જે કરમ
સરવે છે તમારાં,સંસારજાણે સોય.૨૩ કોણ કહે તમને ધર્મિ
સાધુ, સત્યવાદીસુર; તમો વળિ વાનર મારીઓ, કપટ કરીને
શુર. ૨૪ વળિ સીતા સરખી સાધવી, ભાગીરથી સમ આપ;
જેનુ નામ લેતાં અધમ પ્રાણી, થાય તે નીષ્પાપ. ૨૫ ચીદરત્ન

જેવી તે સતી, પાળતી પતીવૃત ધરમ; વિના અપરાધે તજી વનમાં, એવાં તમારાં કરમ.૨૬ તે અમ સરખાકોઇ જાણે છે, બીજા કરે નહીં વાત, આજ સમે આવ્યો તે માટે, અમો કરૂં-છું વિખ્યાત. ૨૬ પણ જે દા'ડે તજીજાનકી,સદકીર્તિ ગઈ તે સાથ; બળ પુરૂષારથ ને પરાક્રમ, ગયું જાણજો રઘુનાથ. ૨૮ એવા બોલ સુણી બે બાળકના. જોઇ રહ્યા નીચું રામ,જળભ-રાઈ આવીઉં નેત્રમાં, ગદ્દગદ્દ થયા તે ઠામ.૨૯ મન એમ જાણે પુત્રને હું, દેઊં આલિંગન; પછે કરૂણારસ લેપન કરેલાં, બો-લ્યા રામ વચન. ૩૦ અરે પુત્રો તમને કોણે ભણાવ્યા, ગુરૂ તમારા કોણ; તમો કુંવર કોના કેમ રહ્યા, આ વન વિષે નીર-વાણ. ૩૧ ત્યારે ઋશિ બોલ્યા બે જણા, શી તમારે પડપુછ; સનમુખ રહીને યુદ્ધ કરો, જો હોય મુખ પર મુછ. ૩૨ તમો ક્ષત્રી થઇ સંગ્રામ મુકી, કરવા માંડી વાત; કાયર તણું એ કામ છે, નહીં શુરમાં વિખ્યાત. ૩૩ રણ માંહે બંધુ પડયા છે, તેનો શોક તજીને આજ; હવે તમારે અમ વિદ્યાનું, પુછયા તણું શું કાજ. ૩૪ તમો અયોદ્ધાના રાય કહાવો, જન્મ રવિ કુળ માંહે; લંકાપતી રાવણ હણ્યો,દેખાડો બળતે આંહે ૩૫ જોઈએ તમને કેવા ભણાવ્યા, ગુરૂવશિષ્ઠવિશ્વામિત્ર,તે પ્રાક્રમ વિદ્યા તણું કરો, પ્રગટ વિર્ય વિચિત્ર. ૩૬ વાતો કરે નથી છુ-ટવું, પામશો નહીં તોખાર; લાગતો હોય ભય તો જાઓ ના-શી, અવધપુર મોઝાર. ૩૭ નિકર થયા ત્રિયાહીન માટે, લ્યો હવે સન્યાસ; છેલ્લો આશ્રમ પાળો જઈને, કરો વન વાસ.

૩૮ શુરવિર હોય તો યુદ્ધ કરો, સનમુખ રહીને આંજ; નીકર તમારે શસ્ત્ર બાંધ્યા, તણું શું છે કાજ. ૩૯ અમો સતી કેરા પુત્ર છું, જનમીઆ વન માંહે; મુની વાલ્મિકે વિદ્યા ભણાવ્યા, પાળ્યા અમને આંહે. ૪૦ એવાં વચન સુણી લવ કુશ તણાં, થયા વિરળ શ્રી રઘુરાય; પછે સીતાને વિરહે કરી, રામને થઈ મુરછાય. ૪૧ વલણ.—મુરછા આવી પ્રથ્વી પડિઆ. જ્યારે સંભાર્યા સીતાયરે; ક્ષણુમાત્રમાં સાવચેત થઈ, પછે ઉઠયા શ્રી રઘુરાયરે. ૪૨ ઇતિશ્રીરામચરિત્રેસંમતવાલ્મિકીનાટકધારાચાંઉત્તરકાંડેઅશ્વમેધીકેલવકુશમર્મવાક્યાસિશ્રુત્વાશ્રીરામસ્યસિતાવિરહાતવિષાદોત્પત્તિર્નામઅષ્ટસપ્તીતમોધ્યાય:

## અધ્યાય ૭૯

રાગ મારૂ—હવે શ્રોતાજન સાવધાન થઈ સુણો, લવ કુશનું આખ્યાન; જ્યારે મુર્છા વળી ત્યારે સાવધાન થઈને, ઉઠયા શ્રી બળ વાન. ૧ ત્યારે હનુમંત વિભિષણની મુર્છા વળી, આવ્યા ઉઠીને પાસ; કર જોડીને બન્યો જણ બોલ્યા, સુણીયે શ્રી અવિનાશ. ૨ અરે મહારાજ એ ચીરણજીવિ છે, તમારા પ્રતિબીંબ રૂપ; બાકિ બીજા તણુ બળ હોય ન એવું. નિશ્ચે રઘુકુળ ભુપ. ૩ તમારી કટાક્ષે કાંળજ કંપે, લોકપતિ સમુદાય; તો આશરો શો એ બાળકનો, જે તમને જીતાને જાય. ૪ પણ વાત્સલ્ય ભાવેરમાડો છો, પ્રભુ પુત્ર પોતાના જાણી; વળિ આશ્ચર્ય શું જે અંશ તમારા, બળિઆ સારંગપાણી. ૫ એવાંવચન સુણીને એક વૃક્ષ તળે, પ્રભુ બેઠા શિતળ છાંયે; વિભિષણ હ-

નુમંતપાસેબેઠા,વાતકરે માંહોમાંહે. ૬ ત્યારે દીનાનાથે દીવસ
ગણ્યા, જયારે સિતાને તજ્યાં વન; આજ બાર વરષ ને ત્રણ
માસ પર, અધિક થયો એક દીન. ૬ ત્યારે લવ કુશને કહે છે
ભાઈ, જો પેલા વૃક્ષ તળે રઘુનાથ; શો મોટો મનસુબો કરે છે,
હનુમંત વિભીષણ સાથ. ૮ ત્યારે કુશ કહે આપણી માતાને,
એણે બેસાડી વન માંહે; માટે એને આપણે કેમ બેસવા દઈ
એ,આવિ શિતળછાંયે. ૯ એવું કહિને કુશે એક બાણ મુકયું,
તીક્ષણ બાણ પ્રચંડ; તે મધ્ય માંહેથી વૃક્ષ ઊડયું, રહ્યો તરૂનો
દંડ. ૧૦ ત્યારે ભડકિને ઊઠયા રઘુનંદન, સેવક બન્યો સાથ;
અદભુત કર્મ જોઈ પછે બોલ્યા, હશિને શ્રી રઘુનાથ. ૧૧ અરે
ભાઈ એ નથી થતા, વશ મુજથી હવે જાણ; કાંઇએક યુદ્ધ ક-
રિએસનમુખરહી,સુત સાથે નીરવાણ. ૧૨ એમ કહિને આવિ
ઉભા,રઘુપતિ ગ્રહિ કોદંડ;લવ કુશ ઉપર માંડયાંમુકવા, રામે
બાણ પ્રચંડ. ૧૩ જેજે બાણરઘુપતિનાં આવેછે, છેદે લવકુશ
વિર, કેટલિક વાર એમ રમત કરી પછે કોપ્યા શ્રી રણધિર.
૧૪ પ્રલય અગ્નિનો બાણ જ મુકયો,રઘુપતિયે તણિવાર; તેણે
તેજ બિંબની જવાળા પ્રગટી, શું કરશે વિશ્વ સંહાર. ૧૫
હવે ધનુષ થકી તે શર છુટયો,તેનો તાપ સહ્યો નવ જાય; અ-
ગ્નિ તણા અંગારા વરસે, ઘોર શબ્દ ઘણો થાય. ૧૬ તે જોઈને
લવસાવધાન થયો,બે બાણ સહાબાંચાપ, ગુરૂ વાલ્મિક કેરૂં
સમરણ કરિને,મુક્યાં સનમુખ આપ. ૧૬ તેણે આવતું છેદીઉં
રામ બાણ; ઘણું ક્રોધ કરિને ન; [illegible] ભાગ તે શરના કિધા,

ગાજ્યો જાનકીતન. ૧૮ હવે આકાશમાં સુર સહિત અંગના, વિમાન બેશી એવ; સીતા પુત્રનું યુદ્ધ જુવે છે, ઇન્દ્રાદીક સહુ દેવ. ૧૯ કો અલ્પ બુદ્ધિ આશંકા કરે; કહેશે અમોઘ રામનાં બાણ; તે ઘણાંક છેદી નાંખ્યાં લવ કુશે, એ તો કાવ્ય અપ્રમાણ. ૨૦ પણ અરે ભાઈ સુણો શ્રોતા, સમજુ ન ધરશો સંદેહ; કરતુ અકરતુ અન્યથા કરતુ, ઈશ્વર સમરથ એહ. ૨૧ પ્રથમે સીતાયે સ્તુતિ કરી, શ્રીરામની સુત હેત; વળી પ્રભુને વહાલા પુત્ર છે, વાત્સલ્ય પ્રેમ સમેત. ૨૨ રામને મન સંકલ્પ એમ, રખે પુત્રને થાય ઘાત; તે માટે નિજ શર વીફળ કીધાં, જાણીને જગતાત. ૨૩ વળી પિતા કરતાં પુત્રની કહી, અધીકતા યુદ્ધ માંહે; તેનો યથા ન્યાયે અરથ શ્રોતા, સુણો કહું છું ત્યાંહે. ૨૪ જેમ કારજ કેરી અધીકતા, કહે કારણ મોટું થાય; વળી નામનો મહિમા મહત્ત તે, નામી માંહે સમય. ૨૫ એમ પરાક્રમ કહે પુત્રનું, વધે પિતા કેરૂં માન; જેમ રશ્મિ તેજનું સ્તવન રવિમાં, પામે પર્યવસાન. ૨૬ માટે લવ કુશે રઘુવીરશુ, રણ કર્યો આર્ત સંગ્રામ; લઘુલાઘવતા કરીને તદા, ઘણી હારમનાવ્યા રામ. ૨૭ પછે ક્રોધે કરીને કુશે માર્યું, મોહનાસ્ત્રનુ બાણ; તે તિક્ષણ વાગ્યુ રામ હૃદેમાં, પડિઆ પુરૂષપુરાણ. ૨૮ પૃથ્વીકંપ થયો તેણી વેળા, ડોલ્યા દશે દિગપાળ; ગિરિનાં શિખર પડયાં ત્રુટી, ખળભળિઆં સાતે પાતાળ. ૨૯ હવે મુર્છિત થઈને રામ પડયા છે, પૃથ્વી ઊપર જયારે; હનુમંત વિભીષણ બન્યો મળીને, ધાયા તેણીવારે. ૩૦ ઘોર યુદ્ધ કીધું બન્યો મળી, રાણી

નહીં મરજાદ; પણ સીતાસુતના માર થકી તે, પામ્યા ખેદ બાશાદ. ૩૧ હવે લંકાપતીને લવ બે વઢના, કુશ ને શ્રી હનુ-પાછો પગ કોઈયે નથી ધરતા, ચારે જાણ બળવંત. ૩૨ ત્યારે લવે કાળાંત્તકનો શર માર્યો, વિભીષણને તેણીવાર; તેથી વિ-શ્રવાસુતને મુરછા થઇ, પડયા પૃથ્વી મોઝાર. ૩૩ પછી કુશે બાણ વજ્રાસ્ત્ર મુકીને, મારૂતિ મુરછીત કીધો; એમ જય પામ્યા રઘુપતિને જીતી, રણમાં મહા જશ લીધો ૩૪ હવે શ્રોતાજન સંદેહ નવ કરશો, મુરછીત જાણી રામ; એ તો વિરામ પામી-આ પુત્ર, પોતાના જાણીને પુરણકામ. ૩૫ અછેદ્ય અભેદ્ય અ-વિનાશી, જકતના જીવનપ્રાણ; તે જાણી જોઈને નેત્ર મીંચી, પડી રહ્યા છે પુરૂષપુરાણ. ૩૬ એમ સરવે તણો સંહાર કરીને, વિરામ પામિઆ વિર; પછી આલિંગન દેઈ આનંદ પામિઆ, હરખિઆ છે રણધીર ૩૭ વલણ—રણધીર બન્યો રાઘવી, તે મનમાં હરખિઆ અપારરે; પછી બન્યો વિર પ્રવેશ્યા તતક્ષણ, રામ સેના મોઝારરે. ૩૮ ઈતિશ્રીરામચરિત્રે સંમત વાલ્મિકી નાટકધારાયા ઉત્તર કાંડે અશ્વમેધીકે શ્રી રામચંદ્ર મોહાવિર્ભાવોનામ એકોન સીતીતમોધ્યાય: ૭૯

## અધ્યાય ૮૦

રાગ બિલાવર—મુરછા પામ્યા જયારે શ્રી રણધીર, ત્યારે પ્રવેશ્યા સૈન્યમાં બન્યો વિર; ચોદેશ ફરી જોયુ દળ માંહે, તે આવ્યા રામ રહ્યા છે જયાંહે. ૧ આનુપિલીલા કરી રઘુવીર, નેત્ર મીંચી સુતા રામ શરીર; પરદક્ષણા કરી બંન્યો સંગ,

પછી રામને ચરણે નમ્યા સાષ્ટાંગ. ૨ પિતાની પદરજ વંદી તે દીશ, તે પુત્રે લેઈને ચઢાવી શિષ; પછી ઉતાર્યા પ્રભુના અલંકાર, મુગટ કુંડળ કંકણુ ને હાર. ૩ કટીમેખળા કૌસ્તુભ વનમાળ, તે ઊતારી લવે પહેર્યાં તતકાળ; વળી લક્ષ્મણજીનાં આભુષણ જેહ, કુશે નિજ અંગે પહેર્યાં તેહ. ૪ બંન્યો પુત્ર શોભે અનુરૂપ, જાણે લક્ષ્મણ રામ અયોધ્યાના ભુપ; પછી રામના રથ બેઠા બે વિર, પુઠે બાંધ્યા કપિબળીયા ધીર. ૫ નળ નીળ સુગ્રીવને હનુમંત, અંગદ જાંબુવાન બળવંત; પુંછે ગ્રહ્યા ખટ કપિ કુમાર, રથ પુંઠળ બાંધ્યા તેણીવાર. ૬ શ્યામકરણ હય લીધો સંગ, ચાલ્યા મન પામી ઊમંગ; પછો રથ હાંકી નીજ આશ્રમ જાય, પેલા કપિનાં અંગ તે ભુમી રોળાય. ૭ તે મધ્યે બે જણ છે સાવચેત, તે એક એકને કરતા સંકેત; ત્યારે જાંબુવાન કહે હો હનુમંત, ઉઠ આપણ યુદ્ધ કરીએ બળવંત. ૮ થાય છે આપણા અંગમાં પ્રહાર, પિડે છે કંટક ઉપર અપાર; સુણી જાંબુવાનનાં એવાં વચન, ત્યારે હળવે બોલ્યા વાયુતન. ૯ અરે રીંછપતી કહું વાત વિષેક. હવે ધીરજ રાખી રહો ક્ષણ એક; ત્રીભુવનનાથ પડયા મુરછીત, બંધુ પુત્ર સહુ સૈન્ય સહિત ૧૦ આ એમના છે જુગલ કુમાર, જાય છે મુનિ આશ્રમ મોઝાર; ત્યાં છે જાનકી નિરમળ મન, એ મીશ આપણે થશે દર્શાન. ૧૧ તે જગતજનુની ટાળશે દુઃખ, છોડાવી આપણને કરશે સુખ, એમ છાની વાત કરે માંહે મર્મ, એટલે આવ્યો મુનિ આશ્રમ. ૧૨ ત્યારે રથ રાખ્યો આશ્રમની બહાર,

ઉતર્યા બન્યો ભુજાકુમાર; હવે જનકસુતા રહ્યાં છે જે ઠામ, બેઠાં પદ્માસન જપતાં શ્રી રામ. ૧૩ એક સત્ય વરત મનમાં ધીર, એવે દીઠા આવતા બન્યો વિર; મુગટ કુંડળ જોઈ ભુષણ સાર, જાણે આવ્યા રામ લક્ષમણ નિરધાર. ૧૪ એટલે પાસે આવ્યા તન, ઓળખ્યા પ્રસન્ન થયાં છે મન; લાગ્યા બંન્યો જણ સાથે પાય, ઉછંગે બેસાડી પુછે માય. ૧૫ અરે પુત્ર એ ભુપતિ કોણ, જે લાવ્યા યુદ્ધ કરીને કેકાણ; ત્યારે પુત્રે સકળ કથા કહી ત્યાંહે, જેવું નીપન્યું સેના માંહે. ૧૬ શ્રી રામચંદ્રનો યજ્ઞતોખાર, આવ્યો તો આપણા વન મોઝાર; તે બાંધ્યો અમો વિચારી બુધ, જીત્યા સકળ તેશું કરી યુદ્ધ ૧૭ બંધુ સહિત કર્યા મુરછીત રામ, અશ્વ લેઈ આવ્યા અમો આ ઠામ; એવી વાત સીતાયે સુણી, થયાં ચકીત દંતશુ જીભ્યા હણી. ૧૮ કર ઘશીને ધુણાવ્યું શિષ, અરે આ શું કરમ થયું જુગદીશ; કંઠ રૂંધાયા શ્વાસ ન માય, ઢળી પડયાં તતક્ષણ થઇ મુરછાય. ૧૯ દોહા—હવે જાનકીને મુરછા થઈ, ઢળિ પડયાં તેણિવાર; શરિર અચેતન થઈ ગયું, શુદ્ધિ નહિ લગાર. ૨૦ ત્યારે સાવધાન પુત્રે કર્યા, બેસાડયાં ગ્રહિ પાણ; જોઈ વિકળતા માતની, સુત દુઃખ પામ્યા જાણ. ૨૧ જ્યારે સુદ્ધિ આવી શરિરની, ત્યારે સંભારિઉ દુઃખ આપ; નેત્રે જળધારા વહે, કરતાં વિવિધ વિલાપ ૨૨ ઈતિશ્રિરામચરિત્રે સંમતવાલ્મિકિનાટક ધારાયાં ઉત્તરકાંડે અશ્વમેધિકે લવકુશયોર્વચનશ્રૃત્વાસિતામુર્છાનં નામઅસિતમોધ્યાયઃ ૮૦

# અધ્યાય ૮૧

રાગ શોક વેરાડી—જ્યારે સીતાને મુરછા વળિરે, ત્યારે કરતાં શોક રૂદન; રૂદે તાડણુ કરેરે, પૃથ્વી પછાડે પોતાનું તન. ૧ અરે હો પુત્રો તમોરે, પિતાનો વધ કરી આવિઆ કેમ; જ્યારે તમો અંશ્વ બાંધીયારે, મુને કહ્યો ન કેમ પેહેલો મર્મ. ૨ ત્યારે પાછો આપતતુરીરે, જઈને હુ લાગતમણુ પાય; અપરાધ તમ તણોરે, કરત ક્ષમા સરવે રઘુરાય. ૩ મેં જાણ્યું અન્ય કોઈ હશેરે, પ્રથ્વી તણો રાજા બળવંત; મેં પ્રભુને જાણ્યા નહિરે, ભરથ શત્રુઘન સાથે અનંત. ૪ કુટુંબ કળહ કર્યોરે, વણુ સમજે તમો મારા તન; મારા પ્રાણુજીવન તણાંરે, હવે કો કરાવે મુને દરશાન. ૫ હવે જીવીને હું શું કરૂંરે, શું દેખાડુ જગતમાં મુખ; અરે હું દુરભાગ્યણીરે, હા હા દઈવે દીધું ઘણું દુઃખ. ૬ અરે વામ વિધી થયોરે, ઠરી નવ બેઠી હું કોઈ દીન; મેં જે ધાર્યું હતુંરે, તે રહ્યા મનના મનોરથ મન. ૭ મેં જાણ્યું પુત્ર લેઈનેરે, જઈશું સમેતાં અવધમોઝાર; મારીસાસુ સુખ પામશેરે, ખોળે બેસાડીશું બન્યો કુમાર. ૮ તે આશ નીરાશ થઈરે, પ્રાણુપતીયે પાડયો વિયોગ; હું ધીરજ કેમ ધરૂંરે, ફરી પાછો ક્યારે પામીશ સંજોગ. ૯ પ્રભુ વિના અપરાધથીરે, તજી મુને એકલડી વનવાસ; છેક નીરદે થયા નાથજીરે, ફરી નવ લીધો મારો તપાસ. ૧૦ હો મુનિ તમો ક્યાં ગયારે, તમો વિના થયું વિપરીત આ વન; હવે વેહેલા આવો તાતજીરે, જઈને જગાડો પ્રાણુજીવન. ૧૧ વરસ દ્વાદશથયાંરે, ચાલેછે સ્વામી વિયોગનું

